પ્રકાશક:
શ્રીમતી કાન્તાબહેન વરજીવનદાસ સરૈયા
૧૩૨, સ્વસ્તિક કોર્ટ, મહર્ષિ કર્વે રોડ,
મુંબઈ–૧ BR.

મુદ્રક:
ઠાકોરલાલ ગોવિંદલાલ શાહ
શારદા મુદ્રણાલય,
પાનકોર નાકા,
અમદાવાદ–૧

પ્રથમ આવૃત્તિ ૨૧ ફેબ્રુઆરી ૧૯૬૮ પ્રત ૧૦૦૦

કિંમત સાત રૂપિયા

મુખ્ય વિક્રેતા:
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ગાંધી રસ્તો,
અમદાવાદ–૧

લખ પ્રભુ ! મુજ જીવન-ગ્રંથની
વરદ કરથી તું જ પ્રસ્તાવના,–
તુજ-અરપિત મૂર્ત જેમાં બની
સરલ હૃદયની ઊંડી ભાવના.

## ઋણસ્વીકાર

પહેલો આભાર પરમાત્માનો તથા શ્રી અરવિન્દનો, જેમની કૃપાથી આ બધા લેખો લખાયા.

પછી, શ્રીમતી શાન્તાબહેન તથા વ્રજજીવનદાસ મોતીલાલ સરૈયાનો, જેમણે આ ગ્રંથના પ્રકાશનની સૂચના આપી તથા એનો સમસ્ત ખર્ચ ઉપાડી લીધો.

પછી, 'સમર્પણ', 'નવનીત', 'જીવન માધુરી', 'કુમાર', 'સંસ્કૃતિ', 'અખંડ આનંદ', 'દક્ષિણા', 'રુચિ', 'પ્રવાસી', 'પ્રબુદ્ધ જીવન', 'દીપક', 'ધ્રુવપંથે' 'ઊર્મિ' વગેરે સામયિકોના સંપાદકોનો તથા ડાકોરનિવાસી શ્રી વિદેહાનંદ તીર્થનો, જેમણે અહીં સંગ્રહાયેલા લેખો પોતપોતાનાં પ્રકાશનોમાં છાપ્યા, તથા આકાશવાણી મુંબઈ કેન્દ્રનો.

પછી, અહીંના તથા પરદેશોના કેટલાક ગ્રંથો અને સામયિકોમાં છપાયેલા લેખોના લેખકોનો, જેમણે આપેલી માહિતીનો આ ગ્રંથમાંના થોડાક લેખોમાં ઉપયોગ થયો છે.

પછી, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તથા શારદા મુદ્રણાલયનો, જેમણે ખૂબ ખંત તથા ઝડપથી મુદ્રણ તથા પ્રકાશનનું કાર્ય કરી આપ્યું.

છેવટે, ફરી પાછો પરમાત્માનો, જેમણે આ સૌ કોઈ રૂપે અને સૌ કોઈ દ્વારા બધું જ કામ પાર પાડ્યું.

# અનુક્રમ

# જીવનનું ચલચિત્ર

આપણું જીવન અને જગતનું અસ્તિત્વ ચલચિત્ર જેવું છે. એનો ક્રમ અને એની યોજના, એનું વસ્તુ અને એની કથા પહેલાંથી નક્કી થઈ જ ચૂકેલાં છે

એનો નક્શો કરનારો વિશ્વાતીતમાં રહેલો પરમાત્મા છે. 'પોતાના પરાત્પરના સ્ટૂડિયોમાં એણે સમસ્ત વિશ્વરૂપ ચલચિત્રનું નિર્માણ વિશ્વનો આવિર્ભાવ થવા પહેલાં જ કરી મૂક્યું છે.

માત્ર એની શક્તિ જ પ્રક્ષેપક (પ્રોજેક્ટર) બનીને અવકાશ-કાળના પડદા પર એ ચલચિત્રને પ્રક્ષિપ્ત કરે છે.

એ વિશ્વ-વિશાલ ચલચિત્રમાં આપણે બધાં પાત્રો છીએ અને દરેક પોતપોતાનો ભાગ ભજવીએ છીએ. જે ભાગ આપણે ભજવીએ છીએ તે તો પહેલાંથી જ નક્કી થઈ ચૂક્યો છે, જ્યારે ફિલ્મનું નિર્માણ કરવામાં આવ્યું ત્યારે જ નક્કી થઈ ચૂક્યો છે. હવે તો માત્ર કાળના અને અવકાશના પટ ઉપર આપણે પૂર્વે,–વિશ્વપ્રાકટ્યની પૂર્વે,–ભજવેલા ભાગની છબીઓ જ જોઈએ છીએ.

જેમ ઉપનિષદ કહે છે તેમ

कविर्मनीषी परिभूः स्वयंभू-

र्याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः ॥

"દ્રષ્ટા, મનીષી, સર્વત્ર પ્રગટનાર અને સ્વયંભૂ એવા પરમાત્માએ શાશ્વતકાળથી બધા પદાર્થોનું યથાયોગ્ય વિધાન કરી રાખ્યું છે."

આ છે આપણું અને જગતમાંના સૌ કોઈનું અને સૌ કંઈનું

પ્રારબ્ધ. એક વખત એનું વિધાન થઈ ગયા પછી એમાં ફેરફાર કેવી રીતે થઈ શકે ? ફિલ્મ પર છબીઓ પડી ગયા પછી એને પ્રક્ષિપ્ત કરતી વખતે પ્રેક્ષકો કંઈ થોડા ફિલ્મમાં ફેરફાર કરી શકે છે ? તેમણે તો માત્ર શાંત બેસીને ફિલ્મ જોયા જ કરવાની છે: એમાં સારી ઘટના આવે કે ખરાબ, પાત્રો સુંદર અભિનય દાખવે કે અસુંદર, કથા ગમતી હોય કે અણગમતી પણ પ્રેક્ષક તો જે એની સમક્ષ રજૂ થાય તેને માત્ર મૂગે મોઢે જોયા જ કરે.

જગતના અને જીવનના ચલચિત્રમાં પણ એમ જ છે. એનો નિર્માતા અને દિગ્દર્શક પરમાત્મા છે. આપણે બધાં જ્યારે પરાત્પરમાં હતાં ત્યારે એ ચિત્રનિર્માણમાં પાત્રો હતાં, આપણી દરેકની સ્વેચ્છાથી પાત્રો બન્યાં હતાં. પણ ચલચિત્રનું નિર્માણ થઈ ચૂક્યું કે પછી આપણે પ્રેક્ષકો બની ગયા. જે ચલચિત્રમાં આપણે પાત્રો રૂપે કામ કર્યું તે જ ચલચિત્રના આપણે જગતરૂપ સિનેમાગૃહમાં બેસીને પ્રેક્ષક બન્યાં છીએ. વેદે આપણને કહ્યું:

**सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् ।**

"સૂર્ય અને ચંદ્રને (જગત) રચનારાએ પહેલાંની જેમ જ કલ્પી કાઢ્યા, નિર્મિત કર્યા"

તેઓ જેવા પૂર્વે (સૃષ્ટિનિર્માણની પૂર્વે) વિશ્વાતીતમાં હતા તેવા જ પરમાત્માએ અહીં વિશ્વમાં પ્રગટ કર્યા. અવકાશ–કાળમાં બહાર પ્રક્ષિપ્ત કરેલું વિશ્વ અવકાશકાલાતીત પરાત્પરમાં જેવું હતું તેવું જ અહીં આપણને દેખાય છે.

આપણે જેને પ્રારબ્ધ કહીએ છીએ તે આ છે. એ પ્રારબ્ધ બદલી નથી શકાતું એમ આપણે કહીએ છીએ તેનું કારણ પણ આ છે. ચલચિત્રની કચકડાની પટી પર એક વખત ચિત્રો અંકિત થઈ ચૂક્યાં એટલે પછી તેમને કેવી રીતે બદલાય ?

એ પ્રારબ્ધ આપણું રચેલું નથી, પણ પરમાત્માનું રચેલું છે. જો કે આપણે પણ એણે કરેલી રચનામાં ઈચ્છાપૂર્વક સંમતિ તો આપી

જ હતી. જ્યારે એ નિર્માતા ચિત્રનિર્માણ કરતો હતો ત્યારે પરાત્પરમાં આપણે આપણો ભાગ પસંદ કર્યો હતો અને ભજવ્યો હતો. તે વખતે તો આપણે ભજવેલા ભાગને માટે અને દર્શાવેલા અભિનયને માટે આપણે ખૂબ જ ગૌરવ અને ખૂબ જ આનંદ અનુભવેલો.

પણ જ્યારે પરાત્પરની એ અવસ્થા જતી રહી અને કાળમાં આપણે આવી પડ્યાં ત્યારે એ ચલચિત્રને અહીં પડદા પર પ્રક્ષિપ્ત થતું જોઈ આપણને જાતજાતની મિશ્ર લાગણીઓ થઈ. આપણને થયું કે આ તે કેવું પ્રારબ્ધ કે જેમાંથી આપણે છૂટી જ શકતાં નથી?

પણ એ તો ચલચિત્રની ફચફચાની પટી છે એ આપણે ભૂલી જઈએ છીએ. જો આપણે પ્રારબ્ધ બદલવું હોય એટલે કે, બીજા શબ્દોમાં, ચિત્રો બદલવાં હોય તો પરાત્પરમાં જવું પડે અને ત્યાં પરમાત્માની સંમતિ સાથે આપણે આપણો ભજવેલો અથવા ભજવાતો ભાગ બદલવો પડે, અભિનય બદલવો પડે. અને ત્યાં તો આપણે સંપૂર્ણપણે મુક્ત છીએ, સ્વતંત્ર છીએ. માત્ર ચલચિત્રની પટી ઉપર જ આપણે પ્રારબ્ધથી જકડાયેલાં છીએ. જો કે ખરું જોતાં તો ત્યાં પણ આપણે જકડાયેલાં નથી પ્રેક્ષક કંઈ થોડો જ સિનેમાની પટી સાથે જકડાયેલો છે? એને એ ચિત્ર જોવું હોય તો જુએ, ન જોવું હોય તો ન જુએ. સિનેમા જોવા પણ આપણે સ્વેચ્છાથી જ જઈએ છીએ ને? ક્યાં કોઈને ફરજિયાત જવું પડે છે?

અને ધારો કે આપણે સ્વેચ્છાથી ગયાં અને ચિત્ર ન ગમ્યું તો એ જોવા માટે છેવટ સુધી પ્રેક્ષકગૃહમાં બેસી રહેવાની પણ આપણને કોઈ ફરજ પાડતું નથી. આપણે ઊઠીને બહાર ચાલી જઈ શકીએ છીએ. અથવા તો પ્રેક્ષકગૃહમાં બેઠાં બેઠાં પણ, જો ચિત્ર કંટાળાભર્યું લાગતું હોય તો ઊંઘી જવાની પણ છૂટ છે.

માત્ર એક જ કામ આપણે નથી કરી શકતાં, અને તે એ કે ચિત્રને બદલી નાખવું. પ્રારબ્ધ માત્ર આટલું જ છે. બાકીનું બધું પુરુષાર્થ છે.

અને વળી કોઈ અગમ્ય રીતે પ્રારબ્ધ અને પુરુષાર્થ એક જ છે. કેમકે આપણે જ્યારે અવકાશ-કાલાત્મક વિશ્વમાં હોઈએ છીએ ત્યારે પણ કોઈ અકળ રીતે વિશ્વાતીતમાં પણ હોઈએ જ છીએ જ્યારે આપણે પ્રેક્ષકરૂપે સિનેમાગૃહમાં બેઠેલાં હોઈએ છીએ ત્યારે જ આપણે જોઈ રહેલા ચલચિત્રનું આપણે પોતે જ પરાત્પરમાં નિર્માણ પણ કરતાં હોઈએ છીએ.

કેમકે પરાત્પર વિશ્વથી અલગ અથવા બાહ્ય નથી પણ વિશ્વથી પર છે. સાથે સાથે વિશ્વ એની અંદર છે અને એ પણ વિશ્વની અંદર છે. અને તેથી તો જીવનનું અને જગતનું ચલચિત્ર માત્ર આપણે જ જોતાં નથી, પણ એ પરમાત્મા પણ જોઈ રહ્યો છે.

ફરક માત્ર એટલો જ છે કે એ જુએ છે સંપૂર્ણ આનંદથી અને આપણે જોઈએ છીએ સુખદુઃખની મિશ્ર લાગણીથી.

જ્યારે આપણે પણ એની જેમ જ આખું યે ચલચિત્ર આનંદથી જોવા માંડીશું ત્યારે એ ચિત્રના નિર્માણનું પ્રયોજન આપણને સમજાશે અને એના નિર્માણનો હેતુ સિદ્ધ થશે.



## દ્વન્દ્વો

જો તારે ગુલાબની સુગંધ માણવી હોય, તો કાંટા વાગે તે માટે તૈયાર રહેવું પડશે અને મધમાખના ડંખની વેદના અનુભવવા માટે પણ તૈયાર રહેવું પડશે.

જો તારે પર્વતના શિખર પર ચઢી આસપાસનું અદ્‌ભુત સૌંદર્ય જોવું હોય, તો ઠોકર વાગીને નીચે ગબડવા માટે પણ તૈયાર રહેવું પડશે.

જો તારે વરસાદનો જીવનરસ ઝીલવો હોય, તો મેઘગર્જનાના કાન ફાડી નાખતા કડાકા અને વીજળીના આંખ આંજી નાખતા ચમકારાને માટે પણ તૈયાર રહેવું પડશે.

જો તારે પુરુષાર્થી બનવું હોય, તો પ્રારબ્ધને સ્વીકારવા પણ તૈયાર રહેવું પડશે.

જો તારે દેવને ભેટવું હોય, તો અસુરનો ભેટો થવા માટે પણ તૈયાર રહેવું પડશે.

*

એમ કહેવાય છે કે સુખ આંધળું છે અને તેથી એ આવે છે દુઃખના ખભા પર બેસીને.

એમ કહેવાય છે કે દેવ નાનો ભાઈ છે અને અસુર મોટો ભાઈ છે.

અને તેથી તો પ્રત્યેક દ્વન્દ્વમાંનું એક જ્યાં જાય છે ત્યાં બીજું પણ હાજર હોય જ છે.

*

દરેક દ્વન્દ્વ એક યુગલ જોડકું છે, પણ તે સાથે સાથે એ શત્રુ-યુગલ પણ છે. સુખ અને દુઃખ, પુણ્ય અને પાપ, પ્રારબ્ધ અને પુરુષાર્થ, જય અને પરાજય, લાભ અને હાનિ, રાગ અને દ્વેષ, એકતા અને અનેકતા, નિત્યત્વ અને અનિત્યત્વ,—આ બધાં સિયામી જોડકાં છે અને એકબીજાથી કદી પણ છૂટાં પડી શકતાં નથી. અને તેથી તો તેઓ એકબીજાના શત્રુ છે, એક બીજાથી ઊલટા સ્વભાવના છે.

જ્યારે તારી ચેતના આ દ્વન્દ્વો વચ્ચેનો ભેદ ટાળી દેશે ત્યારે જ તું મુક્ત થશે.

જ્યારે તારી ચેતના આ દ્વન્દ્વોને ઓળંગી જશે ત્યારે જ તેમની વચ્ચેનું ઘર્ષણ શમી જશે.

જ્યાં સુધી તું એ દ્વન્દ્વોના નાટકમાં ભાગ લેનારો નટ છે ત્યાં સુધી એ દ્વન્દ્વો તારી આસપાસ પોતાની ભીંસ મજબૂત રાખે છે.

જ્યારે તું તેમનાં નાટકોનો, તેમની અભિનયકળાનો માત્ર પ્રેક્ષક જ બનશે ત્યારે તું તેમની બંનેની પાછળ રહેલો રસ સમજી શકશે અને એ રસનો આનંદાસ્વાદ ભોગવી શકશે.

કેમકે એ બધાં દ્વન્દ્વો એકબીજાના શત્રુ તો માત્ર નાટક કરવા પૂરતા જ છે, પાઠ ભજવવા પૂરતા જ છે. પણ એ બધાંની પાછળ તો છે પરમાત્માની નિઃસીમ ચેતના, પ્રભુનો અપાર આનંદ.

તેમનાં નાટકો સુખાંત હો કે દુઃખાંત, પણ તેમની પાછળ રહેલો રસ તો આનંદની જ નિષ્પત્તિ કરનારો છે.

અને જેટલી તારી ચેતના વધારે વિકસિત, જેટલી તારી રસગ્રહણ-શક્તિ વધારે સૂક્ષ્મ, તેટલો તારો આનંદ પણ વધારે તીવ્ર.

પછી તો જેવી રીતે તને સાહિત્યની કોમેડીઓની જેમ સાહિત્યની ટ્રેજેડીઓને પણ વાંચવામાં અને જોવામાં આનંદ આવે છે, તેવી રીતે જીવનની કોમેડીઓની જેમ જીવનની ટ્રેજેડીઓને અનુભવવામાં પણ આનંદ આવશે અને એ બંનેમાં સમાન આનંદ લાગશે.

---

# કુદરતી જીવન

લોકો કહે છે કે માનવ કુદરતથી ઘણો દૂર ચાલી ગયો છે, એ કૃત્રિમ જીવન જીવે છે.

પણ માનવ પણ બીજાં પ્રાણીઓની જેમ જ કુદરતનું સંતાન છે, કુદરતનું જ એક અંગ છે.

કોઈ પણ સત્ત્વ કુદરતથી દૂર જઈ શકે ખરું ? એનાથી વિખૂટું પડી શકે ખરું ? માનવ ગમે તેવું જીવન જીવે તો પણ એ કુદરતી જીવન જ હોવાનું.

*

કુદરતી જીવન તેઓ કોને કહે છે ? જનાવરના જીવનને ? પંખીના જીવનને ! જીવજંતુના જીવનને ? કે પછી ઝાડપાનના જીવનને ?

શું આમાંનું કોઈ પણ જીવન માનવ જીવી શકે ખરો ?

શું એ જનાવરની જેમ વસ્ત્રહીન ફરે ? વગર રાંધેલો, વગર ખેડેલો ખોરાક ખાય ? ઘર બાંધ્યા વિના જમીન પર ખુલ્લામાં પડી રહે ? બે-પગો છે છતાં ચોપગો બનીને જમીન પર ચાલે ? માથું ધરતીથી ઊંચું છે છતાં નીચી મુંડી નાખીને ફરે ?

કે શું એ પંખીની જેમ ઝાડ પર ચઢીને રહે ? સૂકી ડાળીઓનો માળો બાંધે ? એને પાંખ નથી તો યે આકાશમાં ઊડે ? એને આવી સુંદર વાચા છે તો યે પશુપંખીઓની જેમ માત્ર ચિચિયારીઓ પાડે ?

કે શું ઝાડપાનની જેમ જમીનમાં પોતાના પગ દાટીને જીવનભર એક જ સ્થળ પર સ્થિર ઊભો રહે? [illegible]

તો પછી કુદરતી જીવન તેઓ કોને કહે છે? અને કોને નથી કહેતા?

*

માનવ પણ બીજાં પ્રાણીઓની જેમ જ કુદરતનું જ સંતાન છે, કુદરતનું જ એક અંગ છે.

અને તેથી એ કોઈ પણ પ્રકારનું જીવન જીવે તો પણ એ કુદરતનું જ જીવન હોઈ શકે, કુદરતથી જુદું કે વિપરીત જીવન હોઈ જ ન શકે.

*

કુદરતી જીવન એટલે અંધ પ્રેરણાઓથી દોરાતું જીવન, instincts-થી ધકેલાતું જીવન.

બધાં પ્રાણીઓ એવું જ જીવન જીવે છે, એવું જ જીવન જીવી શકે છે.

માનવ પણ પ્રાણી જ છે અને તેથી એનું પણ જીવન એવું જ છે. જે મૂળભૂત અંધ પ્રેરણાઓ, instincts, ઇતર જાતિઓમાં છે,—પ્રાણીઓમાં, પંખીઓમાં, જીવજંતુમાં, વનસ્પતિઓમાં,—તે જ બધાં એની અંદર પણ છે. આ બધાં સત્ત્વોની જેમ જ માનવ પણ એ કુદરતી વૃત્તિઓને જ વશ વર્તે છે. જેમ ગીતા કહે છે તેમ '**अवशं प्रकृतेर्वशात्**'—કુદરત જ તને ફરજ પાડશે; '**प्रकृतिस्त्वां नियोक्ष्यति**'—કુદરતને આધીન થઈ ને લાચારીથી કરવું પડશે.

*

આથી જ માનવ પણ કુદરતી જીવન જ જીવે છે, એ જ જીવન જીવી શકે છે.

*

પણ કુદરતમાં અંધ પ્રેરણાઓ, insticts, ઉપરાંત બીજું પણ કંઈક છે. અને એ કંઈક, જેમ જેમ ઉત્ક્રાંતિ આગળ વધતી જાય છે તેમ તેમ વધુ ને વધુ વિકસતું જાય છે.

અને ઉત્ક્રાંતિ આગળ વધ્યા પછી પાછું જવું અશક્ય છે; ઘડિયાળના કાંટાને પાછો ઠેલવો અશક્ય છે; કાળની ગતિને ઊલટી કરવી અશક્ય છે; એક વખત માનવનો જન્મ લીધા પછી પ્રાણીઓનું જીવન જીવવું અશક્ય છે. ટૂંકમાં, 'કુદરતી' જીવન જીવવું અશક્ય છે; 'કુદરતી' જીવન જીવવું એને માટે અનુચિત છે.

કેમકે એનામાં અંધપ્રેરણાઓ ઉપરાંત બીજું પણ કંઈક છે. હૃદય નહિ, બુદ્ધિ નહિ, કલ્પનાશક્તિ નહિ; એ તો બધું ઓછેવત્તે અંશે જીવજંતુઓમાં પણ છે, પ્રાણીઓમાં પણ છે.

એ કંઈક તો છે સભાન બનેલો, — અથવા, કંઈ નહિ તો સભાન બનવાની અણી પર આવીને ઊભેલો— અંતરાત્મા.

*

કુદરત એટલે પ્રકૃતિ. કુદરતી જીવન એટલે પ્રાકૃત જીવન. પ્રકૃતિનું જીવન પ્રકૃતિ માતાનાં બધાં જ સંતાનોને જન્મથી જ પ્રાપ્ત છે.

પરંતુ માનવમાં અંતરાત્મા સભાન બનવા લાગ્યો છે; પુરુષ પોતાની પ્રકૃતિ પર પોતાનું વર્ચસ્વ સ્થાપવાની શરૂઆત કરી રહ્યો છે.

આથી જ 'કુદરતી' અથવા પ્રાકૃત જીવન નહિ, પણ અંતરાત્માનું, પુરુષનું જીવન જ એને માટે યોગ્ય વસ્તુ છે.

'કુદરતી' જીવન છૂટવાનું તો નથી જ અને છોડવાનું પણ નથી જ. પણ માનવમાં પ્રકૃતિ અને પુરુષ બંને છે અને તેથી એ બંનેનું જીવન એકી સાથે જીવવું એ જ એની પાસે એક માત્ર ઉપાય છે.

પરંતુ જેમ જેમ એ વિકસતો જાય તેમ તેમ પ્રકૃતિના જીવન પર પુરુષના જીવનનો અંકુશ વધુ ને વધુ પ્રબળ બનતો જવો જોઈએ. કુદરતી અંધ પ્રેરણાઓથી શાસિત જીવનને સ્થાને અંતરાત્માની સભાન અને ઉન્નત પ્રેરણાઓથી પૂર્ણ સંવાદમય બનાવાયેલું જીવન એણે જીવવું જોઈએ..

---

# શુભ અને શોભા

પરમાત્મા સત્ય, શિવ, સુંદર સ્વરૂપ છે એમ આપણાં પ્રાચીન શાસ્ત્રો આપણને કહે છે. આમાં સત્યનો અર્થ છે: સત્ અર્થાત્ અસ્તિત્વમાં હોવું. શિવનો અર્થ છે: કલ્યાણમય, મંગલસ્વરૂપ, શુભાત્મક. અને સુંદરનો અર્થ છે: શોભામય, આનંદમય.

પરંતુ આ તો છે આપણા વિશ્લેષણપ્રિય મને ઊભા કરેલા ત્રણ કટકા. મૂળમાં તો એક જ વસ્તુ છે અને આ ત્રણ તો એનાં જ પાસાં છે. એ ત્રણમાં કશો જ ભેદ નથી. જે સત્ય છે તે શિવ છે, જે શિવ છે તે સુંદર છે. જે સુંદર છે તે સત્ય છે.

આ ત્રણમાંનાં બે તત્ત્વો—શિવ અને સુંદરની સ્વાભાવિક એકતા છે. પહેલું સત્ય અથવા સત્ તો આ બેનો આધાર છે, તેમની પશ્ચાદ્ભૂમિકા છે. જેમ એક ચિત્રની અંદર રંગ અને રેખા હોય તેમ પરમાત્મારૂપ ચિત્રની અંદર શિવત્વ અને સુંદરત્વ છે; જેમ એ ચિત્ર જેના પર દોરાયું હોય તે ભીંત કે કાપડ કે કાગળ એની પશ્ચાદ્ભૂમિકા હોય તેમ સત્ અથવા સત્ય એ ચિત્ર જેના પર દોરાયું છે તે પટ છે.

આથી જ્યારે ચિત્રની સમાલોચના કરતાં હોઈએ ત્યારે એના પટને બાજુએ મૂકીએ છીએ અને માત્ર રંગ તેમ જ રેખાની જ ગુણદોષ-પરીક્ષા કરીએ છીએ, તેમ પરમાત્માની અને એણે રચેલા જગતની સમીક્ષા કરવામાં પણ આપણે માત્ર શિવ અને સુંદર સ્વરૂપ પર જ આપણી નજર રાખવાની છે.

અને આ બે તત્ત્વો–શિવ અને સુંદર–મૂળમાં એક જ છે. એ

એકતાનું ભાન અજાણપણે અને સહજપણે જ સંસ્કૃત ભાષાના એક શબ્દમાં આવી ગયું છે. અને એ શબ્દ છે 'શુભ.' આમ તો એ શબ્દનો અર્થ થાય છેઃ સારું, ઈષ્ટ, મંગલ, કલ્યાણ. પણ એ શબ્દ જે ધાતુ પરથી આવ્યો છે તે 'शुभ्' ધાતુનો બીજો અર્થ છે શોભવું, સુંદર લાગવું. આ કંઈ બીજો અર્થ નથી પણ પહેલા અર્થનો જ વિસ્તાર છે. કેમકે શુભ અને શોભા એ એક છે. જે શુભ છે તે જ શોભા છે, જે શોભા છે તે જ શુભ છે. એનાથી ઊલટું, જે કંઈ અશુભ છે તે શોભાહીન અથવા તો અસુંદર પણ છે.

એક નજરે જોઈએ તો પરમાત્માએ રચેલી સૃષ્ટિમાં બધું જ શુભ છે અને બધું જ શોભામય છે, બધું જ શિવમ્ છે અને બધું જ સુન્દરમ્ છે. પણ એ તો પરમાત્માની દૃષ્ટિએ જ, અને જે પરમાત્મારૂપ કે પરમાત્મા જેવો બન્યો હોય તેની દૃષ્ટિએ જ. બાકી સામાન્ય માનવની દૃષ્ટિએ તો બીજાં બધાં દ્વન્દ્વોની જેમ જ શુભ અને અશુભ, શોભા અને અશોભા પણ છે.

શોભા અથવા સુંદરતા એ આનંદનું તત્ત્વ છે. જ્યાં સુંદરતા હોય ત્યાં આનંદ હોય જ. આનંદનું પ્રકટ સ્વરૂપ એ જ શોભા અને સુંદરતા છે. શુભ પણ એ જ આનંદનું સ્વરૂપ છે. જ્યારે આપણે કંઈ પણ શુભ સાંભળીએ છીએ ત્યારે આપણને આનંદ થાય છે, કેમકે શુભ એટલે સંવાદિતા, મેળ. જ્યારે અશુભ એટલે વિસંવાદ, કુમેળ. જે કંઈ અણગમતું, અણછાજતું, અણશોભતું છે તે અશુભ છે. એટલે તો આપણે કહીએ છીએ કે 'આમ બોલવું કે આમ કરવું તમને શોભતું નથી.' જે કંઈ આપણા સાચા સ્વરૂપનું વિરોધી છે તે આપણે માટે અશુભ છે, અનિષ્ટ છે; જે કંઈ એની સાથે મેળમાં રહેલું છે તે આપણે માટે શુભ છે, ઈષ્ટ છે અને એ જ આપણી શોભા છે.

શુભ અને શોભાના જેવો જ એક બીજો શબ્દ છે અને એ છે 'અલંકાર.' અલંકાર એટલે ઘરેણું. પણ મૂળમાં એનો અર્થ છે

અલમ્-પૂરતું, બરાબર, યોગ્ય; કાર-કરવાવાળી વસ્તુ. અલંકાર એટલે આપણામાં જે કંઈ વસ્તુ અધૂરી હોય, અપૂર્ણ હોય તેને પૂરી કરવી, પૂરતી કરવી. અપૂરતાને પૂરતા બનાવનારું તત્ત્વ, અશુભને શુભ બનાવનારું તત્ત્વ, અશોભાને શોભામય બનાવનારું તત્ત્વ અલંકાર છે.

અને માનવ-ચેતનાની અપૂર્ણતાને પરમાત્માની ચેતનાના બધા ગુણધર્મોથી યુક્ત કરી જે પૂર્ણ બનાવે છે તે તો સૌથી સુંદર અને સાચો અલંકાર છે.



# સ્વાર્થ, પરાર્થ અને પરમાર્થ

**જ્યારે** માનવ યુવાન હોય છે ત્યારે તેનામાં હંમેશ અમુક પ્રકારની ધગશ હોય છે અને એ ધગશને પ્રાણમય બનાવનારો ઉત્સાહ પણ હોય છે. આવી ધગશનાં મુખ્યત્વે બે સ્વરૂપો આપણને જણાય છે. જો માનવ પોતાના 'હું'નો વિસ્તાર કરવા ઇચ્છતો હોય તો એ ધગશ સ્વાર્થના સ્વરૂપમાં પ્રગટ થાય છે. હું ધનવાન થાઉં, હું કીર્તિમાન થાઉં, સૌનો પ્રેમ સંપાદન કરું, ઇત્યાદિ કામનાઓ આ સ્વાર્થસ્વરૂપ ધગશનાં રૂપાંતરો છે. તે વખતે યૌવનના જોમને લીધે એને એમ જ લાગે છે કે "આ બધું બનવું કેટલું સહેલું છે અને જે લોકો તેવા નથી થઈ શક્યાં તે લોકો જ્ઞાન, બુદ્ધિ, શક્તિ, સ્નેહ આદિમાં કેટલા ઊતરતા દરજ્જાનાં હશે ? હું તો ચોક્કસ ધન, કીર્તિ, ઐશ્વર્ય, પ્રેમ આદિ સંપાદન કરી જ શકીશ." અને એ કલ્પનાના ઉત્સાહ સાથે તે જગત સાથે બાથ ભીડે છે અને તેની પાસેથી વધારેમાં વધારે જેટલું મેળવી શકાય તેટલું પોતાનું કરવા અને પોતાના અહંને એ રીતે પોષવા તથા સંતોષવા પ્રયત્ન કરે છે. આ ધગશનું એક માત્ર સૂત્ર છે 'લઉં'.

જ્યારે ધગશ આવું સ્વાર્થમય સ્વરૂપ નથી ધારણ કરતી ત્યારે તેનું એક બીજું જ સ્વરૂપ પ્રગટ થાય છે અને તે છે પરાર્થ સ્વરૂપ. જગત કેટલું બધું દુઃખી છે, અજ્ઞાન છે, ક્રૂર છે ! નથી તેમાં સ્નેહનો અંશ, નથી તેમાં જ્ઞાન, નથી તેમાં સુખ ! અને સ્વાર્થમયતા પણ

પણ કેટલી ! આવા જગતને જો સુધાર્યું હોય તો જરૂર સ્વર્ગસમાન થઈ શકે. અન્યને જ્ઞાન આપું, અન્યને સ્વાર્થ છોડી દેવાનો ઉપદેશ આપું, અન્યને પ્રેમભર્યું જીવન જીવવાનું કહું, જરૂર જગતમાં પલટો લાવી શકીશ. આવી ધગશ સાથે અને પ્રથમના જેવા જ ઉત્સાહ સાથે એવો માનવ આગળ વધે છે અને જગત સાથે બાથ ભીડે છે;— વધારેમાં વધારે તેની પાસેથી લેવા નહિ, પણ પોતાથી બની શકે એટલું વધારેમાં વધારે તેને આપવા. આ ધગશનું એક માત્ર સૂત્ર છે 'આપું'.

સ્વાર્થમય ધગશવાળો માનવ જગતને પોતાનું કરવા ઇચ્છે છે. પરાર્થમય ધગશવાળો માનવ પોતાને જગતનો કરવા ઇચ્છે છે. એકને જગત ઉપર સામ્રાજ્ય ભોગવવું છે, બીજાને પોતાનો જગતમાં લય કરવો છે.

પરંતુ પહેલો જાણતો નથી કે પોતે જેટલો જેટલો પોતાના સ્વાર્થનો વિસ્તાર કરે છે તેટલો તેટલો તે સ્વાર્થ સંકુચિત બનતો જાય છે, અને બીજો જાણતો નથી કે પોતાના લયથી કે વિલોપનથી જગતનો પલટો થઈ શકવાનો નથી. એ બેમાંથી એકને ખબર નથી કે વિશ્વશક્તિ અને વિશ્વાત્મા શા માટે જગતને ઉત્પન્ન કરે છે અને શા માટે એને ધારણ કરે છે અને શા માટે એનો સંહાર કરે છે.

જ્યારે ધગશ આ સ્વાર્થમય તેમજ પરાર્થમય બંને રેખાની મર્યાદિતતાને સમજે છે ત્યારે એ બંનેથી પર જાય છે અને એક ત્રીજી જ રેખા પર આગળ વધે છે. એ છે પરમાર્થની રેખા. માનવ અનુભવ દ્વારા શીખે છે કે જગત સ્વાર્થની સિદ્ધિને માટે પણ નથી તેમજ પરાર્થે કાર્ય કરવા માટે પણ નથી. એ તો છે ઉત્ક્રાંતિનું ક્ષેત્ર અને ઉત્ક્રાંતિ છે આધ્યાત્મિક વિકાસની રેખા. પરમાત્માના ગુણધર્મોની તેમજ ખુદ પરમાત્માની પણ અભિવ્યક્તિ કરવી, એ છે જગતમાં જીવનના આવિર્ભાવનું આખરી લક્ષ્ય.

પરંતુ એ અભિવ્યક્તિને માટે પહેલું પગથિયું છે પરમાત્માનું

જ્ઞાન, બીજું પગથિયું છે એની સાથે તાદાત્મ્ય અને ત્રીજું પગથિયું છે એની જગતમાં અને પોતામાં અવતારણા. આ ત્રણે તત્ત્વોનું એકઠું નામ છે પરમાર્થ. એના અનુસરણને માટે નથી આપણા સ્વરૂપનો ત્યાગ કરવો પડતો કે નથી જગતના સ્વરૂપનો. કેમકે પરમાત્મા કંઈ કેવળ વિશ્વાતીત નથી, પણ વિશ્વમાં અંતઃપ્રવિષ્ટ પણ છે, વિશ્વરૂપ પણ છે અને વ્યક્તિરૂપ પણ છે.

અને તેથી જ પરમાર્થનું અનુસરણ પરાર્થની પણ કૃતકૃત્યતા કરે છે અને સ્વાર્થની પણ. સ્વાર્થ એ વ્યક્તિની કૃતકૃત્યતા પ્રાપ્ત કરવાનો અંધ પ્રયાસ છે; પરાર્થ એ જગતની કૃતકૃત્યતા પ્રાપ્ત કરાવી આપવાનો એટલો જ અંધ પ્રયાસ છે. પરંતુ પરમાર્થ વ્યક્તિની અને જગતની બંનેની કૃતકૃત્યતાને,—સાચી કૃતકૃત્યતાને—પોતામાં સમાવનારી દૃષ્ટિસંપન્ન અને જ્યોતિર્મય કૃતકૃત્યતા છે.

અને તેથી જ ધગશ જ્યારે સ્વાર્થ અને પરાર્થના ધરતીસરસા એ પાટા છોડીને પરમાર્થના આકાશગામી માર્ગને ગ્રહણ કરે છે ત્યારે એ બંનેને પોતામાં આવરી લઈને ઊર્ધ્વ વાતાવરણમાં ઉડ્ડયન કરે છે.

---

# પરમાત્માનું વ્યાકરણ

ડિક્શનરીના શબ્દો આવડવાથી કંઈ આપણે ભાષા બોલતાં થઈ શકતાં નથી. શબ્દો જાણવા ઉપરાંત તેમને એક બીજા સાથે જોડીને યોગ્ય સંદર્ભમાં ગોઠવતાં આવડવું પણ જરૂરી છે. આમ કેવી રીતે કરી શકાય તે શીખવનારું શાસ્ત્ર વ્યાકરણ કહેવાય છે.

વ્યાકરણ એટલે વિ+આ+કરણ, શબ્દોને વિશેષ સ્વરૂપે (વિ), બધી બાજુએથી (આ) એકબીજા સાથે જોડાયેલા અથવા સંબંધવાળા કરવા (કરણ) ઝાડ, માણસ, પથ્થર વગેરે મૂળ શબ્દોને સંસ્કૃતમાં 'પ્રકૃતિ' કહેવાય છે; એ પ્રકૃતિમાં પ્રત્યયો લગાડવાથી થતા ફેરફારને 'વિકૃતિ' અથવા 'વિકરણ' કહેવાય છે. અને પ્રકૃતિ તેમ જ વિકૃતિના મિલન વડે ભાષામાં વાપરી શકાય અને અર્થ સમજી એવા શબ્દરૂપને 'વ્યાકરણ' કહેવાય છે. આ 'વ્યાકરણ' શબ્દનું જ બીજું રૂપ 'વ્યાકૃતિ' છે. જે રીત અથવા પ્રક્રિયાવડે શબ્દનો અર્થ 'ખુલ્લો' થાય, સ્પષ્ટ થાય તે રીત અથવા પ્રક્રિયા વ્યાકરણ છે.

જ્યારે ડાક્તર તપાસવા માટે દરદીનું મોં ખોલાવવા માગતો હોય છે ત્યારે એ એને કહે છે, 'આ...આ...કર!' અને આ 'આ...આ...' ઉચ્ચાર જ ખુલ્લું કરવાની પ્રક્રિયા છે. આથી સંસ્કૃતમાં આ+કૃતિ (આકૃતિ) આ+કાર (આકાર) શબ્દ મૂળવસ્તુને ખુલ્લા કરવાના અર્થમાં રૂઢ થયો છે આકારે અથવા આકૃતિ જ દરેક વસ્તુને આપણી ચેતના સમક્ષ ખુલ્લી કરે છે.

દરેક શબ્દનો અર્થ બીજા બધા શબ્દો સાથેના સંદર્ભમાં ખુલ્લો કરવા માટે જરૂરી એવું જે શાસ્ત્ર છે તે વ્યાકરણ છે. શબ્દો તો ભાષામાં તૈયાર પડેલા જ છે. માત્ર તેમને એક બીજા સાથે જોડીને આપણે આપણો અર્થ નિષ્પન્ન કરવાનો છે.

નાના બાળકને જ્યારે પહેલવહેલું બોલતાં શીખવવાનું હોય છે ત્યારે સૌ પહેલાં એની સમક્ષ વસ્તુઓ રજૂ કરવી પડે છે અને તેની સાથે તે વસ્તુના નામનો ઉચ્ચાર કરવો પડે છે. જેમકે ઘોડો બતાવીને આપણે એને કહીએ કે 'આ ઘોડો', ઝાડ બતાવીને એને કહીએ કે 'આ ઝાડ'. એ રીતે શબ્દો અથવા નામો તો એ શીખે છે, પણ એ નામોનો ઉપયોગ કરતાં એને શરૂઆતમાં આવડતું નથી કેમકે એની પાસે હજી વ્યાકરણ નથી. જ્યારે શબ્દોને વિકરણ પ્રત્યયોવડે જોડતાં આવડે ત્યારે જ એને ભાષાનું જ્ઞાન થાય છે અને 'ઝાડ સાથે ઘોડો દોરીથી બાંધેલો છે.' એવાં વાક્યો એ બોલતું અને સમજતું થાય છે.

'રામ,' 'ઝાડ,' વગેરે શબ્દો છે, નામો છે, 'રામે,' 'રામનું,' 'ઝાડમાંથી,' વગેરે રૂપો છે. નામને રૂપમાં ઢાળવાં અને તેમનાવડે અર્થ સમજવો એ છે આપણું વ્યાકરણ.

*

પરમાત્માનું પણ આપણા જેવું જ 'વ્યાકરણ' છે અને એ વ્યાકરણ પણ 'નામ' અને 'રૂપ' વડે જ સિદ્ધ થાય છે. પણ જ્યાં આપણે આપણા વ્યાકરણવડે શબ્દોના અર્થને ખુલ્લા કરીએ છીએ, ત્યાં પરમાત્મા પોતાના વ્યાકરણવડે પદાર્થો અથવા વસ્તુઓને ખુલ્લી કરે છે.

આખું જગત પરમાત્માનું 'વ્યાકરણ' છે.

જે કંઈ પ્રગટ ન થયેલું અથવા અવ્યક્ત હોય તેને ખુલ્લું અથવા વ્યક્ત કરનારી વિદ્યા વ્યાકરણ છે. પરમાત્માની અંદર બધા પદાર્થો, બધાં બ્રહ્માંડો, તેમની ઉત્પત્તિ પહેલાં પણ હતાં જ–જેમ

આપણી ડિક્ષનરીઓમાં શબ્દો હોય છે તેમ જ. પણ તેઓ વ્યક્ત ન હતાં, અર્થાત્ અવ્યક્ત હતાં; ઉપનિષદની ભાષા વાપરીએ તો 'અવ્યાકૃત' હતાં, 'વ્યાકૃતિ' વિનાનાં, ખુલ્લા થયા વિનાનાં હતાં. તેમનાં સ્વરૂપને ખુલ્લાં કરવા માટે પરમાત્માએ નામ અને રૂપનો ઉપયોગ કર્યો: બધા પદાર્થોને નામ અને રૂપ સાથે જોડયા. જેમ બૃહદારણ્યક ઉપનિષદ્ કહે છે તેમ, **तद् ह इदं तर्हि अव्याकृतम् आसीत्, तत् नामरूपाभ्याम् एव व्याक्रियते** ।–' તે વખતે આ બધું જ અવ્યાકૃત અથવા અવ્યક્ત હતું, એ તો નામ અને રૂપ વડે જ વ્યક્ત અથવા ખુલ્લું બને છે.'

જગત પરમાત્માનું વ્યાકરણ છે, અભિવ્યક્તિ છે, ઉચ્ચાર છે, વાણી છે. નામ અને રૂપ એ બે વ્યાકરણ, અભિવ્યક્તિ, ઉચ્ચાર, વાણીનાં જોડકાં સાધન છે.

જગત પરમાત્માનું વ્યાકરણ છે, વ્યાકૃતિ છે, આકૃતિ છે. પણ સાથે સાથે વિકૃતિ પણ છે, વિકાર પણ છે. નામ અને રૂપ એ વ્યાકૃતિ, આકૃતિ, વિકૃતિ, વિકારને નિષ્પન્ન કરવાનાં જોડકાં સાધન છે.

આપણી ભાષારૂપ વાણી નામરૂપાત્મક છે; પરમાત્માની જગતરૂપ વાણી પણ નામરૂપાત્મક છે. આપણે ઉચ્ચારેલા શબ્દો એમને સાંભળનારાના મનમાં આકૃતિઓનું દર્શન ઊભું કરે છે; પરમાત્માએ ઉચ્ચારેલી જગતરૂપ વાણી પણ આપણા મનમાં આકારોનું દર્શન જ ઊભું કરે છે.

આપણે જ્યારે 'ઝાડ' શબ્દ બોલીએ છીએ ત્યારે એને સાંભળનારાના મનમાં ઝાડની આકૃતિ ઊભી થાય છે, રૂપ ઊભું થાય છે. તેમ જ્યારે પરમાત્મા પોતાની 'વાણીમાં' કોઈ પણ 'નામ' 'બોલે' છે ત્યારે જગતમાં એ અનુસારનું 'રૂપ' ઊભું થાય છે.

રૂપ એટલે કોઈપણ દ્રવ્યના અણુઓનો અમુક નિશ્ચિત રૂપમાં રહેલો સમુદાય. દરેક પદાર્થનું કોઈક ને કોઈક રૂપ હોય જ છે અને દરેક રૂપ દ્રવ્યના અણુઓનું જ બનેલું છે. આજનું વિજ્ઞાન આપણને બતાવે છે તેમ દરેક અણુ એના ઘટક વિદ્યુત્-પરમાણુઓનો બનેલો

છે. અને વિદ્યુત્-શક્તિના 'ચાર્જ' (charge) રૂપનો છે. અને વિદ્યુત્-શક્તિ સ્પંદ(vibration)ના રૂપની છે. આમ બધાં જ રૂપો કેવળ શક્તિના સ્પંદમાંથી જ પ્રગટે છે, એની અંદરથી જ નિર્મિત થાય છે.

નામ એટલે શબ્દ. અને શબ્દ અથવા નાદ તો માત્ર હવામાં ઉત્પન્ન થનારા સ્પંદના રૂપનો છે. આથી બધાં નામ કે શબ્દો પણ સ્પંદના જ રૂપનાં છે.

રૂપ પ્રકાશનો, તેજનો સ્પંદ છે; નામ અવાજનો, વાયુનો સ્પંદ છે. તેજ અને વાયુ બંને આકાશમાં,—અવકાશમાં,—સ્પંદવડે ઉત્પન્ન થાય છે. સ્થૂલ રૂપ અને સ્થૂલ નામ બાહ્ય ભૂતાકાશમાં (physical spaceમાં) સ્પંદે છે; સૂક્ષ્મ રૂપ અને સૂક્ષ્મ નામ આંતર ચિત્તાકાશમાં (psychological space માં) સ્પંદે છે; કારણસ્વરૂપ રૂપ અને કારણસ્વરૂપ નામ ઊર્ધ્વ ચિદાકાશમાં (space of consciousness, Self-Space માં) સ્પંદે છે. ઉપનિષદ જેમ કહે છે તેમ '**आकाशो वै नाम नामरूपयोः निर्वहिता।**'—' ખરેખર, આકાશ જ નામ અને રૂપને પ્રગટાવનારું, વહન કરનારું છે.'

અને આ ત્રણે આકાશ કે અવકાશ પરમાત્માના વિશ્વરૂપ આવિર્ભાવનાં ક્ષેત્ર છે. પોતાના વિશ્વાતીત પરાત્પર સ્વરૂપમાં જે કંઈ રહેલું છે તેને એ આ ત્રિવિધ આકાશમાં રૂપ-નામના યુગલસ્વરૂપે સ્પંદાવે છે, પ્રગટાવે છે.

આપણા વિચારોને જ્યાં સુધી વાણીનું રૂપ આપીને બહાર ફેલાવતા નથી ત્યાં સુધી એ વિચારો આપણા સ્વરૂપ સાથે એક અને અભિન્ન હોય છે, પણ જેવા તેમને વ્યક્ત કરીએ છીએ કે તરત તેઓ આપણાથી અલગ થઈ જાય છે. બરાબર આ જ રીતે જ્યાં સુધી પરમાત્માએ જગતને અને જગતના સર્વ પદાર્થોને પોતાના વિશ્વાતીત સ્વરૂપમાં ધારણ કરી રાખ્યાં હતાં ત્યાં સુધી તેઓ એની સાથે એક અને અભિન્ન હતાં, પણ જેવાં તેમને નામરૂપાત્મક વ્યાકરણવડે એ

અવકાશ-કાળમાં ખુલ્લાં કરે છે કે તરત (બહારની નજરે તો) તેઓ પરમાત્માથી અલગ થઈ જ જાય છે.

ત્યારે આ છે પરમાત્માનું વ્યાકરણ, અવ્યાકૃતમાંથી નામ અને રૂપ દ્વારા સ્થૂલ, સૂક્ષ્મ, કારણાત્મક ત્રિવિધ સ્વરૂપની પોતે પોતાની જ કરેલી અભિવ્યક્તિ.

---

# અસ્તિત્વ અને પાણી

આપણે આપણી રોજિંદી ભાષામાં પણ અસ્તિત્વ અથવા જીવનને નદી અથવા સાગર સાથે સરખાવીએ છીએ. જીવનનદી, સંસારસાગર જેવા શબ્દપ્રયોગો તો આપણા સાહિત્યમાં સામાન્ય બની ગયા છે. પાણી અને અસ્તિત્વ વચ્ચે માત્ર એક ઉપમા કે રૂપક જેવા અલંકારનો જ સંબંધ નથી, પરંતુ એથી વધુ ઊંડો એવો કોઈ પ્રતીક (symbol)ના સ્વરૂપનો સંબંધ છે. પાણી,—પછી તે નદીનું હો કે સમુદ્રનું,—પણ એક ખૂબ જ અગત્યનો ગુણ ધરાવે છે અને એ છે એનું વહન, એની ગતિ. પ્રગટ અસ્તિત્વ પણ ગતિમાન છે; કોઈપણ પદાર્થનું અસ્તિત્વ અથવા સત્ત્વ કે પ્રાણીનું જીવન એક ક્ષણ પણ સ્થિર રહેતું નથી, અર્થાત્ એ એકધારું વહે છે. આમ અતિ પ્રાચીનકાળથી પાણી અસ્તિત્વનું પ્રતીક ગણાતું આવ્યું છે. સર્વપ્રાચીન એવા વેદમાં પણ એ કલ્પનાના અનેક સ્થાનોમાં વિસ્તૃત ઉલ્લેખો છે.

વેદમાં પાણીને માટે અનેક શબ્દો છે અને તેઓમાંના બે છે અપસ્ (જે બહુવચનમાં જ 'आप:' રૂપે પ્રયોજાય છે) અને સલિલ. આમાંનો 'સલિલ' શબ્દ र–ल–यो : अभेद : એ ન્યાયે सरिलमिति सलिलम् એમ સિદ્ધ કરવામાં આવ્યો છે. જેનામાં સરવાનો અર્થાત્ ગતિમાન બનવાનો ગુણ છે તે 'સરિલ' અને એ જ 'સલિલ'. બીજો શબ્દ 'અપસ્' (વૈદિક સ્વરભેદવડે) બે જુદા જુદા અર્થોનો વાચક બને છે: (૧) પાણી અને (૨) પ્રવૃત્તિ, કર્મ, ક્રિયા. આ બે વચ્ચે ભલે ઉદાત્ત–અનુદાત્ત સ્વરની ભિન્નતા હોય, પરંતુ એ તો માત્ર

ઉચ્ચારભેદ જ છે અને મૂળ શબ્દ એક જ છે. જે અપસ્નો બીજો અર્થ પ્રવૃત્તિ અથવા ક્રિયા છે તેના જ અર્થનો ભારત-યૂરોપીય જૂથનો લૅટિન શબ્દ 'ઓપસ્' (opus) છે; જેના પરથી 'magnum opus'— સૌથી મોટી કૃતિ, 'operation'-પ્રવૃત્તિ, વગેરે શબ્દો અંગ્રેજીમાં સુદ્ધાં આવ્યાં છે. આ લૅટિન તથા અંગ્રેજી શબ્દો પણ પ્રવૃત્તિ અથવા ક્રિયા અથવા કૃતિના જ વાચક છે. આમ વૈદિક શબ્દો अपस् (પાણી) અને 'अपस्' (પ્રવૃત્તિ) બંનેનો સામાન્ય અર્થ કોઈ ગતિમાન અથવા ગતિશીલ તત્ત્વ કે પદાર્થ થાય છે.

વળી બધી ગતિ સ્પંદ (vibration) સ્વરૂપની છે આથી અગસ્ અને સલિલ બંને શબ્દો સ્પંદનો અર્થ દર્શાવનારા બન્યા છે. વિશ્વ અથવા બ્રહ્માંડ મૂળ અસ્તિત્વ અથવા સત્નું જ સ્પંદાત્મક સ્વરૂપ છે, ગતિમાન સ્વરૂપ છે; આથી જ એને ગતિવાચક गम्-જવું ધાતુ પરથી જગત્ પણ કહેવામાં આવે છે,

વેદ, ઉપનિષદ અને સ્મૃતિગ્રંથો કહે છે કે પરમાત્માએ સૌ પહેલાં 'પાણી' સર્જ્યું, 'नासदासीत् नो सदासीत् तदानीम्...अप्रकेतं सलिलं सर्वमा इदम्। (ઋગ્વેદ); आत्मा वा इदमेक एव अग्रे आसीत्...स ईक्षत लोकान्नु सृजा इति। स इमाँल्लोकान् असृजत अम्भो मरीचिः मरम् आपः।' (ઐતરેય ઉપનિષદ); 'अप एव ससर्जादौ तासु बीजमवासृजत्।' (મનુસ્મૃતિ). આના ઉપરથી સાધારણ રીતે બધાએ માની લીધું કે પરમાત્માએ પાણી સર્જ્યું હશે અને એ પાણી તે આપણી પૃથ્વી પરના સમુદ્રો, નદીઓ વગેરે. પરંતુ એ ગ્રંથોમાં 'પાણી'નો અર્થ કંઈક જુદો જ છે: એ તો છે અસ્તિત્વનો પહેલો સ્પંદ અથવા કંપ. એને પૃથ્વી પરના સ્થૂલ પાણી સાથે કશી લેવાદેવા નથી.

મૂળ અસ્તિત્વ નિસ્પંદ અથવા નિષ્કંપ હતું: એને આદ્ય અથવા વિશ્વાતીત સત્ અથવા નિષ્ક્રિય બ્રહ્મ કહેવામાં આવે છે. એમાં જ્યારે ગતિ પ્રગટ થઈ ત્યારે એ વૈશ્વિક સત્ બન્યું. જે અમૂર્ત અથવા અવ્યક્ત

અથવા અપ્રગટ અસ્તિત્વ હતું તે મૂર્ત અથવા વ્યક્ત અથવા પ્રગટ બન્યું. આ વિશ્વાતીત સત્‌ને વૈશ્વિક સત્‌માં ઢાળનારું તત્ત્વ પરમાત્માની નિઃસીમ ચેતના છે અને એને વેદમાં અદિતિ કહે છે. આ નિઃસીમ ચેતનારૂપ અદિતિનું સૌથી પ્રથમ સંતાન વરુણ છે. અદિતિના પુત્રો (આદિત્યો—'अदितेः अपत्यं पुमान्—' અદિતિનાં પુરુષ સંતાનો) માં વરુણ સૌથી મોટો છે. વરુણને આપણા પ્રાચીન ગ્રંથોમાં સમુદ્ર તેમજ આકાશ બન્નેનો દેવ ગણવામાં આવ્યો છે. આપણો વરુણ જ ગ્રીક સાહિત્યનો ઓરેનોસ (Ouranos) છે અને એ જ પોઝીડોન (Poseidon) તેમજ નેપ્ચૂન (Neptune) છે. આ બધા દેવો સમુદ્રના અને આકાશના સમ્રાટ છે. આકાશ અને સમુદ્ર બંને વ્યક્ત બનેલા વૈશ્વિક અસ્તિત્વ(Cosmic Exislence)નાં પ્રતીકો છે.

પૃથ્વી પરનાં સ્થૂલ પાણી નહિ, પણ આ પ્રતીકાત્મક વિરાટ અથવા વિશ્વાત્મક અસ્તિત્વનાં 'પાણી' જ પરમાત્માની પહેલી સૃષ્ટિ છે. આ 'પાણી'થી ભરેલા 'સમુદ્ર'નું જ 'મંથન' મોહિની અવતારની પૌરાણિક કથામાં દર્શાવવામાં આવ્યું છે. એ 'પાણી'થી ભરેલા 'સમુદ્ર'માંથી જ વરાહ અવતાર પોતાના એક દાંત પર 'પૃથ્વી'-ને ઉપર લઈ આવતો બતાવવામાં આવ્યો છે: અને આ 'પૃથ્વી' આપણે જેના પર રહીએ છીએ તે નાનકડો ધરતીનો ગોળો નથી, પણ સમસ્ત બ્રહ્માંડમાં રહેલું ભૌતિક દ્રવ્ય અથવા જડતત્ત્વ (Matter) છે.

'પાણી'માંથી 'પૃથ્વી'ની ઉત્પત્તિનો પ્રતીકાત્મક ઉલ્લેખ ઉપ-નિષદમાં આવે છે, 'अद्भ्यः पृथिवी'— 'પાણીમાંથી પૃથ્વી ઉત્પન્ન થઈ.' વેદમાં પણ એ જ વાત છે, 'यद् देवा अदः सलिले सुसंरब्धा अतिष्ठत...तीव्रो रेणुः अपायत'— 'પાણીમાં જ્યારે દેવો આમથી તેમ ડામાડોળ થતા ઊભા હતા ત્યારે એ પાણીમાંથી કઠણ એવો રેણુ અથવા જડતત્ત્વનો કણ બહાર નીકળી આવ્યો.'

વેદોમાં અને ઉપનિષદોમાં જ્યાં જ્યાં પાણીનો ઉલ્લેખ આવે છે

ત્યાં ત્યાં સર્વત્ર એનો આ પ્રતીકાત્મક અર્થ જ હોય છે. એ 'પાણી'-ના અનેક પ્રકારો અથવા સ્વરૂપો ત્યાં દર્શાવવામાં આવે છે. દાખલા તરીકે, અસ્તિત્વનાં વિરાટ પાણીને સમુદ્ર રૂપે અને એથી નાનાં અને ત્વરિત ગતિવાળાં વહનશીલ અસ્તિત્વનાં પાણીઓને નદીઓરૂપે વર્ણવવામાં આવે છે. આમ, 'સપ્તસિંધુ' પંજાબની સાત નદીઓ નથી, પણ વિશ્વમાં પ્રગટ થઈને ગતિમાન બનનારાં સાત મૂળભૂત તત્ત્વો—સત્, ચિત્, આનંદ, વિજ્ઞાન, મન, પ્રાણ અને જડતત્ત્વ,—છે. વેદ જ્યારે કહે છે કે 'समुद्रादूर्मिर्मधुमान् उदारत्' ('સમુદ્રમાંથી મધયુક્ત ઊર્મિ ઊછળીને બહાર આવી') ત્યારે એ મધના સમુદ્રનો તરંગ નથી, પણ પરમાત્માની મધુરતા, એના આનંદની પ્રચંડ ઊર્મિ છે. પુરાણોમાં ગણાવેલા ક્ષીરસમુદ્ર, દધિસમુદ્ર, મધુસમુદ્ર, ઇક્ષુરસસમુદ્ર (શેરડીના રસનો સમુદ્ર), વગેરે તે તે દૂધ, દહીં, મધ વગેરેના સમુદ્રો નથી, પરંતુ અસ્તિત્વની જાતજાતની મીઠાશ અથવા અનેકવિધ આનંદના પ્રતીકાત્મક 'પાણી' અથવા 'રસ'થી ભરપૂર સમુદ્રો છે.

## ત્રણ આકાશ

**આ**કાશ અને અવકાશ એ બંને શબ્દો મૂળ એક જ કાશ ધાતુમાંથી આવ્યા છે 'आ (समन्तात्) काशते इति आकाश:।' અવકાશ 'જે ચારે બાજુએ (સારી રીતે) પ્રકાશે છે તે આકાશ. શબ્દ પણ લગભગ એ જ અર્થ બતાવે છે. અંગ્રેજીમાં જેને Space (સ્પેસ) કહેવામાં આવે છે તેના જ આ બંને સામાન્ય રીતે પર્યાયો છે.

આપણાં પ્રાચીન દર્શનશાસ્ત્રોમાં આકાશની ગણના પંચમહાભૂતોમાં કરવામાં આવી છે. બાકીનાં ચાર મહાભૂતો વાયુ, તેજ, જળ અને પૃથ્વી છે. આપણું વિશ્વ આ પંચમહાભૂતોના ઉપાદાનમાંથી ઘડાયું છે એમ એ દર્શનશાસ્ત્રો આપણને જણાવે છે. પરંતુ બૌદ્ધો, વૈશેષિકો વગેરે કેટલાંકનાં દર્શનો આપણને કહે છે કે વિશ્વનું નિર્માણ આકાશ સિવાયનાં બાકીનાં ચાર મહાભૂતોના અણુઓના સમુદાયોવડે થાય છે. આકાશ વ્યાપક હોઈ એના અણુઓ હોતા નથી. પણ આકાશ બધા પદાર્થોના આધાર અથવા તો અધિકરણ રૂપે રહેલું છે અને એ રીતે વિશ્વનું એક આવશ્યક અને અગત્યનું અંગ છે.

આજનું ભૌતિક વિજ્ઞાન પણ અવકાશ-કાળ સાતત્ય( સ્પેસ-ટાઈમ કન્ટિન્યૂઅમ )ને જ જડતત્ત્વના ઘડાયેલા સર્વ પદાર્થોના આધાર તરીકે બતાવે છે.

સામાન્ય માણસની કલ્પના અનુસાર આકાશ અથવા અવકાશ એટલે ખાલી જગા. અને ખાલી જગા એટલે જે જગામાં કોઈપણ પદાર્થ અમુક ક્ષણે ન રહ્યો હોય તે સ્થાન. આ કલ્પના અભાવાત્મક અથવા નકારાત્મક ( નેગેટિવ ) છે. એટલે કે એ કોઈ પણ ભાવાત્મક

.(પોઝિટિવ) વસ્તુ પર આધારિત નથી. આપણે સામાન્ય રીતે અભાવને જોઈ કે અનુભવી શકતાં નથી, તેમ જ એ આપણી કલ્પનામાં પણ આવી શકતો નથી. જ્યારે આપણે એમ કહીએ છીએ કે 'આ ખાલી જગા છે' ત્યારે આપણે માત્ર એમ જ કહેતાં હોઈએ છીએ કે 'એ સ્થાન પર કોઈ વસ્તુ પહેલાં હતી અથવા હોવી જોઈએ, પણ હવે એ વસ્તુ નથી.' આમ આપણી અભાવાત્મક કલ્પના પણ, જ્યારે આપણે એને ઊંડાણથી તપાસીએ છીએ ત્યારે ભાવાત્મક જ નીકળી પડે છે.

આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં તો આકાશને ભાવાત્મક પદાર્થ જ ગણવામાં આવે છે.

*

પંચમહાભૂતોમાંનું જે આકાશ છે તેને આપણે સ્થૂલ અથવા ભૌતિક આકાશ કે ભૂતાકાશ (ફિઝિકલ સ્પેસ) કહીએ છીએ. પરંતુ આકાશ કંઈ માત્ર આ એક જ સ્વરૂપનું નથી. જેમ આપણા બાહ્ય વિશ્વના આધારભૂત સ્થૂલ આકાશ છે, તેમ બીજાં સૂક્ષ્મ આંતર વિશ્વોનાં આધારભૂત સૂક્ષ્મ આકાશો પણ છે

આવાં સૂક્ષ્મ આકાશોનાં બે સ્વરૂપો આપણા ગ્રંથોમાં દર્શાવવામાં આવ્યાં છે. અને તેમને ચિત્તાકાશ અને ચિદાકાશ એવાં નામે ઓળખાવવામાં આવ્યાં છે.

ભૌતિક પદાર્થોવાળા સ્થૂલ વિશ્વનો સમાવેશ જેમ ભૂતાકાશમાં થાય છે તેમ આપણી લાગણીઓ, ઊર્મિઓ, ભાવો, આવેશો, વિચારો, સ્મૃતિઓ, કલ્પનાઓ, અનુમાનો, તર્કો વગેરે અસંખ્ય પ્રકારની માનસતંત્રમાં ઊઠતી વૃત્તિઓ જે આકાશ કે અવકાશમાં સમાવિષ્ટ છે, તેને ચિત્તાકાશ કહેવામાં આવે છે.

બાહ્ય આકાશ કરતાં જુદા એવા આ આકાશને કદાચ આપણે આંતર આકાશ કહેવા લોભાઈશું. પરંતુ 'બાહ્ય' અને 'આંતર' શબ્દો આ સંદર્ભમાં ગૂંચ ઊભી કરે તેવા છે. અને તેથી તેમનો ઉપયોગ

કરવા જેવો નથી.

ખુદ સ્થૂલ આકાશને માટે પણ આપણે 'બાહ્ય' શબ્દ યોગ્ય રીતે વાપરી શકતાં નથી. શું સ્થૂલ ભૂતાકાશ બાહ્ય છે? આપણે જો એમ પ્રશ્ન પૂછીએ કે સ્થૂલ વસ્તુઓ આકાશમાં રહેલી છે કે આકાશ વસ્તુઓમાં રહેલું છે, તો એનો ઉત્તર આપણે બેધડક એમ આપી શકીએ કે બંને. આકાશ ભૌતિક પદાર્થોનો આધાર અથવા અધિકરણ (કન્ટેઇનર) તો છે જ, કેમકે બધી વસ્તુઓ ખાલી જગામાં જ રહેલી છે, પરંતુ તે સાથે સાથે જ એ આકાશ પણ બધા પદાર્થોમાં રહેલું છે. આમ આધાર-આધેયભાવ આ બેની બાબતમાં પારસ્પરિક છે, અને તેથી ભૂતાકાશ બાહ્ય તેમ જ આંતર બંને સ્વરૂપનું છે. જેમકે વિશાળ આકાશ બાહ્ય છે અને ઘડામાં રહેલું (ઘટાકાશ), મકાનમાં રહેલું (મઠાકાશ), વગેરે નાનાં આકાશો આંતર છે. જો કે આ બંને પ્રકારનાં આકાશ સ્થૂલ અથવા તો ભૌતિક આકાશ જ છે.

આ જ રીતે ચિત્તાકાશને માટે પણ આપણે 'બાહ્ય' કે 'આંતર' શબ્દો વાપરી શકતાં નથી. માત્ર આપણે એટલું જ કહી શકીએ છીએ કે એ સૂક્ષ્મ આકાશ છે. બાહ્ય પદાર્થો અને ભૂતાકાશની જેમ જ માનસ કે ચિત્તતંત્રમાં ઊઠતી વૃત્તિઓ અને ચિત્તાકાશ વચ્ચેનો આધાર-આધેયભાવ પણ પારસ્પરિક જ છે. આ પારસ્પરિક આધાર-આધેયભાવ સ્થૂલમાં જેટલો સહેલાઈથી સમજી શકાય છે તેટલો સૂક્ષ્મમાં અર્થાત્ ચિત્તતંત્રમાં સમજી શકાતો નથી અને એ કારણે જ સામાન્ય રીતે એમ કહેવાય છે કે મન અને વિચાર, અથવા ચિત્ત અને લાગણી એક જ છે. આપણે એમ કહી શકીએ કે વિચાર મનમાં રહેલો છે, અને એટલા જ સત્યપૂર્વક એમ પણ કહી શકીએ કે મન વિચારમાં રહેલું છે. પણ તેથી કંઈ એમ નથી કહી શકાતું કે મન અને વિચાર વચ્ચે ભેદ જ નથી; માત્ર એમ જ કહી શકાય છે કે તેમની વચ્ચે પારસ્પરિક આધાર-આધેયભાવ છે.

*

આમ એક બાજુએ સ્થૂલ ભૂતાકાશ છે અને બીજી બાજુએ સૂક્ષ્મ ચિત્તાકાશ છે. પરંતુ એ બંને એકબીજામાં ઓતપ્રોત છે. અને તેમની વચ્ચે પણ પારસ્પરિક આધાર–આધેયભાવનો સંબંધ છે. જો કે આમ કહેવું બહુ યોગ્ય તો નથી જ કેમકે સ્થૂલ અને સૂક્ષ્મ વચ્ચે આધાર–આધેયભાવનો વિચાર કરવો એ જ ખોટું છે.

ધારો કે આપણે એવો પ્રશ્ન ઊભો કરીએ કે આપણું મન આપણા શરીરમા છે કે આપણુ શરીર આપણા મનમાં છે, તો એનો ઉત્તર આપણે આપી શકતા નથી. સામાન્ય રીતે આધાર–આધેયભાવની આપણી કલ્પના એવી છે કે આધાર (કન્ટેઈનર) મોટો હોય અને આધેય (કન્ટેઈન્ડ) નાનું હોય. કોઈ ડબ્બા કે કોથળીમાં કંઈ વસ્તુ ભરેલી હોય તો ડબ્બા કે કોથળીનું કદ એ વસ્તુ કરતાં મોટું જ હોવું જોઈએ; નહિ તો એ વસ્તુ એમાં માય જ નહિ. પરંતુ શરીર અને મનની બાબતમાં નાના–મોટાપણાનો ખ્યાલ લાગુ પડી શકતો નથી. શું આપણે એમ કહીશું કે શરીર મોટું છે અને મન નાનું છે અને તેથી શરીરમાં મન રહેલું છે; કે પછી એમ કહીશું કે મન મોટું છે અને શરીર નાનું છે અને તેથી શરીર મનમાં રહેલું છે?

આવો પ્રશ્ન જ અનુચિત છે કેમકે કદ અને માપના ખ્યાલો જે સ્થૂલ ભૂમિકાને લાગુ પડે છે તે સૂક્ષ્મને લાગુ પડતા નથી. જેમકે એક પર્વત અથવા હાથી કદમાં મોટો હોઈ કીડી કરતાં સ્થૂલ અવકાશમાં ઘણી વધારે જગા રોકે છે પણ એનો વિચાર કીડીના વિચાર કરતાં અથવા એનું દર્શન કીડીના દર્શન કરતાં આપણા ચિત્તાકાશમાં વધારે જગા રોકતું હોતું નથી. સ્થૂલ આકાશ કે અવકાશને સામાન્ય રીતે ત્રિ–પરિમાણાત્મક (થ્રી-ડાયમેન્શનલ) લેખવામાં આવે છે; પણ સૂક્ષ્મ ચિત્તાકાશનાં પરિમાણોની કદી ગણતરી કરાતી નથી.

અને તેથી જ આ નજરે આપણે એમ કહીએ કે 'શરીર મનમાં છે' અથવા તો એમ કહીએ કે 'મન શરીરમાં છે' તો એ બંને વિધાનો એકસરખાં જ સાચાં છે. જો કે એક બીજી નજરે જોતાં

સૂક્ષ્મ તત્ત્વ સ્થૂલ કરતાં વધુ વિશાળ બની શકે છે અને તેથી પહેલું વિધાન બીજા વિધાન કરતાં અમુક રીતે વધારે સાચું છે એમ કહી શકાય.

વળી, જેમ સૂક્ષ્મને સ્થૂલનાં કદ, માપ, વગેરેનાં બંધનો કે મર્યાદાઓ લાગુ નથી પાડી શકાતાં, તેમ તેને વિભાગની મર્યાદા પણ લાગુ નથી પાડી શકાતી. સ્થૂલ ભૂમિકા પર આપણે એમ કહીએ કે કોઈ પણ વસ્તુ એનો ઉપયોગ કરવાથી કે આપી દેવાથી કે એના વિભાગ કે ટુકડા કરવાથી નાની અથવા ઓછી થતી જાય છે, તો એ સાચું છે. તુલસીદાસજી ભલે એમ કહેતા હોય કે

"તુલસી પંછી નીર પીએ
ઘટે ન સરિતા-નીર,
દાન દીધે ધન ના ઘટે,
સહાય કરે રઘુવીર."

પણ પંખી ભલે ચાર ટીપાં પાણી પીએ તો પણ એટલું પાણી તો નદીમાંથી ઓછું થાય જ છે અને આપણી પાસે હજાર રૂપિયા ખિસ્સામાં હોય અને તેમાંથી એક રૂપિયો પણ દાનમાં આપીએ તો આપણા ખિસ્સામાં તો નવસો નવ્વાણુ જ રહેવાના. પછી રઘુવીર સહાય કરે તો બીજા નવા રૂપિયા ભલે આવે પણ જે રૂપિયો ગયો તે તો ઓછો થયો જ. બરાબર એ જ રીતે કોઈ પણ વસ્તુના વિભાગ કરીએ તો એ ઓછી ને ઓછી અથવા તો નાની ને નાની થતી જ જવાની.

પણ આવાં બધાં બાદબાકી અને ભાગાકાર માત્ર સ્થૂલને જ લાગુ પાડી શકાય છે. સૂક્ષ્મમાં એ લાગુ પાડી શકાતાં નથી અને કોઈ વાર તો એનાથી ઊલટું જ બનતું જોવામાં આવે છે, એટલે કે સૂક્ષ્મ વસ્તુના વિભાગ કરીએ તો ટુકડો કદાચ આખાથી પણ મોટો થઈ જાય. જેમ અંગ્રેજ કવિ શેલી પોતાના એક સુંદર કાવ્યમાં કહે છે તેમ:

'...Pleasure, love, thought,
When divided, each part exceeds the whole.–'

'મજા, પ્રીત ને ચિંતન
જ્યારે બને વિભક્ત
ત્યારે પ્રત્યેક ખંડ, વધી જાય અખંડથી'

આપણો આનંદ આપણે એકલાં એકલાં માણતાં હોઈએ તેના કરતાં જો બીજાની સંગાથે માણીએ તો વધુ મોટો બને છે. આપણો પ્રેમ અને આપણું જ્ઞાન પણ તેવાં જ છે. જેટલાં તેમને વધુ ફેલાવીએ તેટલાં તેઓ આપણા પોતામાં પણ વધુ મોટાં બને છે.

તે જ મુજબ, ભૌતિક અવકાશને જે એક નિયમ લાગુ પડે છે કે કોઈ પણ એક જ સ્થાનમાં એક જ ક્ષણે એક કરતાં વધુ વસ્તુ રહી શકે નહિ કેમકે જડતત્ત્વ 'ધામચ્છદ' અથવા અવકાશ રોકવાવાળું છે, તે પણ સૂક્ષ્મ ચિત્તાકાશને લાગુ પાડી શકાતો નથી, કેમકે વિચારો, લાગણીઓ, વગેરે માનસિક વૃત્તિઓ સ્થૂલ જગા રોકવાવાળી નથી.

ત્યારે ચિત્તાકાશ ભૂતાકાશ કરતાં તદ્દન જુદા જ ગુણો ધરાવે છે. કદાચ આપણે એમ કહેવાને પણ પ્રેરાઈએ કે આ ચિત્તાકાશની બાબતમાં 'આકાશ' શબ્દનો પ્રયોગ કેવળ આલંકારિક અથવા લાક્ષણિક છે અને કશી પણ વાસ્તવિકતા સાથે સંબંધ ધરાવતો નથી. પરંતુ વધુ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં આ સાચું નથી. ચિત્તાકાશ પણ ભૂતાકાશની જેમ જ વ્યાપક છે. એ કંઈ આપણા અંગત સ્વરૂપ પૂરતું જ મર્યાદિત નથી. જેમ આપણે શરીરવડે વિશાલ ભૌતિક વિશ્વમાં વસીએ છીએ તેમ આપણા મન અથવા ચિત્તવડે એટલા જ કે એથી પણ સેંકડો–હજારો ગણા વધારે વિશાલ સૂક્ષ્મ વિશ્વમાં પણ વસીએ છીએ. એ વિશ્વમાં અનેક પ્રાણમય અને મનોમય જગતો સમાયેલાં છે અને એ બધાં જગતોની સાથે આપણાં પ્રાણ અને મન આપણી બાહ્ય ચેતનાને અજ્ઞાત એવા કોઈ સૂક્ષ્મ આંતર સંબંધોથી જોડાયેલાં છે. જેમ આપણું સ્થૂલ શરીર સ્થૂલ વિશ્વનું એક નાનું શું અંગ છે, તેમ

આપણાં મન તેમ જ પ્રાણ પણ આ સૂક્ષ્મ મનોમય અને પ્રાણમય વિશ્વનાં જ નાનાં શાં અંગો છે.

પરંતુ આ ભૂતાકાશ તેમ જ ચિત્તાકાશ એ બંનેથી જુદું એવું એક ત્રીજું આકાશ પણ છે. અને એ છે ચિદાકાશ.

જેમ ભૂતાકાશ ભૌતિક દ્રવ્યનું આકાશ છે, જેમ ચિત્તાકાશ પ્રાણમય અને મનોમય દ્રવ્યનું આકાશ છે, તેમ ચિદાકાશ ચિત્ અથવા ચેતનાના દ્રવ્યનું આકાશ છે.

જેમ ભૂતાકાશ સ્થૂલ છે, જેમ ચિત્તાકાશ સૂક્ષ્મ છે, તેમ ચિદાકાશ કારણરૂપ છે. જેમ ભૂતાકાશ સ્થૂલ દેહ અને સ્થૂલ જગતનો આધાર છે, જેમ ચિત્તાકાશ સૂક્ષ્મ દેહ અને સૂક્ષ્મ જગતોનો આધાર છે, તેમ ચિદાકાશ કારણ દેહ અને કારણ જગતનો આધાર છે.

જેમ ભૂતાકાશમાં પરમાત્મા સ્થૂલ સૃષ્ટિ રચે છે, જેમ ચિત્તાકાશમાં એ સૂક્ષ્મ પ્રાણમય અને મનોમય સૃષ્ટિ રચે છે, તેમ ચિદાકાશમાં એ ચેતના અને આત્માની સૃષ્ટિ રચે છે.

ભૂતાકાશનો સમાવેશ ચિત્તાકાશમાં છે અને એ બંનેનો સમાવેશ ચિદાકાશમાં છે. આ ચિદાકાશને માટે ઉપનિષદ કહે છે : **आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ।** —" આકાશ જ ખરેખર નામ (સૂક્ષ્મ મનોમય જગત) અને રૂપ (સ્થૂલ ભૌતિક જગત)નું નિર્વહન (નિર્માણ અને પાલન) કરનારું છે." કેમકે આ ચૈતન્યનું આકાશ જ સ્થૂલ તેમ જ સૂક્ષ્મનો આધાર છે અને તેમની અંદર ઓતપ્રોત પણ છે.

ચિદાકાશ પ્રાથમિક અથવા આદ્ય આકાશ છે, બ્રહ્મ અથવા પરમાત્માનો મૂળ સ્વયંભૂ વિસ્તાર છે, નિઃસીમતા છે. ચિત્તાકાશ એ મૂળ આકાશનું જ સૂક્ષ્મ મનોમય અને પ્રાણમય સ્વરૂપનું આત્મ–પ્રસારણ (સેલ્ફ-એક્સ્ટેન્શન) છે અને ભૂતાકાશ ભૌતિક સ્વરૂપનું સ્થૂલ આત્મ–પ્રસારણ છે.

આમ આ ત્રણ આકાશ મૂળમાં એક જ છે, પરંતુ અભિવ્યક્તિમાં ત્રણ છે.

---

# અવકાશ અને કાળ

**કાળ** એટલે શું તેનો સ્પષ્ટ ખ્યાલ જવલ્લે જ કોઈને હોય છે. સામાન્ય માણસને તો ન હોય એ કલ્પી શકાય તેવું છે પણ ભલભલા બુદ્ધિમાન અને ચિંતનશીલ માણસ પણ એના સ્વરૂપને સારી રીતે સમજી શકતા નથી. મોટે ભાગે તો આપણે એમ જ કહેતાં હોઈએ છીએ કે કાળ તો એક પ્રવાહ છે. પણ આપણે જો એવો સવાલ પૂછીએ કે એ પ્રવાહ કેવી રીતે વહેતો હશે ? તો એનો જવાબ આપણને ગૂંચવણમાં નાખી દે છે.

સાધારણ રીતે આપણે પ્રવાહની કલ્પના કરીએ છીએ ત્યારે નદીનો ખ્યાલ આપણા મનમાં રહેલો હોય છે. નદીનો પ્રવાહ પર્વત પરથી શરૂ થઈ સપાટ પ્રદેશમાંથી વહી સમુદ્રને મળે છે એ હકીકત આપણે સહેલાઈથી સમજી શકીએ છીએ. પણ કાળના 'પ્રવાહ'ની બાબતમાં આમ નિશ્ચિતપણે કહેવું મુશ્કેલ છે. એ 'પ્રવાહ' ભવિષ્યમાંથી નીકળી વર્તમાન પર આવી ભૂતકાળમાં લીન થઈ જાય છે. અને તેથી એ 'પ્રવાહ' પણ નદીના પ્રવાહ જેવો જ છે એમ ગણીને આપણે અમુક જાતનો બૌદ્ધિક સંતોષ અનુભવીએ છીએ,

પણ કાળના 'પ્રવાહ'ને બારીકાઈથી તપાસીએ છીએ ત્યારે જણાય છે કે એનું વર્તન નદીના પ્રવાહના વર્તન કરતાં તદ્દન જુદું જ છે. અને તે આ રીતે : જ્યારે કોઈ વસ્તુ નદીના પ્રવાહમાં પડેલી હોય છે ત્યારે તે વસ્તુ, જો એ સ્થિર પડી ન રહે તો, જે દિશામાં પ્રવાહ વહેતો હોય તે જ દિશામાં જણાય છે અને [illegible]

દિશામાં એટલે કે સામે પ્રવાહે જતી નથી. પરંતુ કાળના 'પ્રવાહ'માં તણાતી વસ્તુઓનું આનાથી ઊંધું જ છે. આપણે બધાં જ ભૂતકાળમાંથી આગળ વધી વર્તમાન પર આવી ભાવિષ્ય પ્રત્યે જઈ રહ્યાં છીએ. એથી તો આપણે જીવનને પણ પ્રવાહ અથવા નદીનું રૂપક આપીએ છીએ. આનો અર્થ તો એ જ થયો કે આપણા જીવનનો અથવા તો વસ્તુઓના અસ્તિત્વનો પ્રવાહ આગળ વધે છે અને કાળનો 'પ્રવાહ' પાછળ જાય છે.

આ કેવી રીતે બની શકે? શું કાળ જીવનથી ઊંધી દિશામાં ગતિમાન બને છે? એટલે કે શું આપણે બધાં કાળમાં સામે પ્રવાહે આગળ વધીએ છીએ? વસ્તુતઃ તો કાળ અને જીવન બંને એક જ દિશામાં આગળ વધતાં હોવાં જોઈએ. આ છે આપણી પહેલી મુશ્કેલી.

કદાચ આપણે એમ કહીએ કે નદીનો પ્રવાહ તો આપણને દેખાય છે અને એ તો જમીન પર જે પટમાં થઈને વહે છે તે પટ પણ આપણને દેખાય છે. પરંતુ કાળનો 'પ્રવાહ' આપણને દેખાતો નથી. અને જો એ 'પ્રવાહ' પોતે જ આપણને દેખાતો ન હોય તો પછી એ કયા પટમાં થઈને વહે છે તેનો વિચાર કરવો જ વ્યર્થ છે.

જો કે આપણે એમ કહીએ છીએ કે કાળનો 'પ્રવાહ' જે પટમાંથી વહે છે તેને આપણે અવકાશ (space) કહીએ છીએ. જેમ નદીનો પ્રવાહ ગતિમાન છે અને એનો પટ સ્થિર છે, તેમ કાળનો 'પ્રવાહ' ગતિમાન છે અને એના પટરૂપ અવકાશ સ્થિર છે.

પણ શું આ વાત સાચી છે? નદીની બાબતમાં તો એનો પ્રવાહ અને એનો પટ બંને આપણાથી જોઈ શકાય છે. પણ કાળની બાબતમાં તો આપણે એમ ઉપર જોયું તેમ એનો 'પ્રવાહ' આપણને દેખાતો નથી વારુ, પણ કોઈ એમ કહે કે ભલે 'પ્રવાહ' નહિ દેખાતો હોય, પણ એનો પટ, એટલે કે અવકાશ તો દેખાય છે ને! તો આપણે એમ પૂછીએ કે શું આપણે અવકાશને જોઈ શકીએ છીએ?

આ પ્રશ્નનો જવાબ કોઈ એમ આપે કે, અલબત, જુઓ ને

આ ઓરડો તો તમને દેખાય છે ને ? અને એ અવકાશ નહિ તો બીજું શું છે ? તો આપણે સામું પૂછીએ કે, શું ઓરડો અવકાશ છે ? અવકાશ એટલે તો ખાલી જગા. અને આ ઓરડામાં ખાલી જગા અલબત્ત છે, પણ ઓરડો પોતે અવકાશ નથી. ઓરડો એટલે તો ચાર ભીંત, જમીન અને ઊભરણી છે અને નહિ કે ખાલી જગા. ખાલી જગા કેવી રીતે જોઈ શકાય ? ખાલીપણું અથવા શૂન્યતા તો અભાવાત્મક છે અને અભાવનું દર્શન કેવી રીતે થઈ શકે ? આપણે તો માત્ર કોઈ ભાવાત્મક વસ્તુને જ જોઈ શકીએ છીએ. આપણી સર્વ ઇંદ્રિયોનું અને બીજું બધું જ્ઞાન પણ કેવળ ભાવાત્મક વસ્તુઓનું જ હોય છે. દા. ત. આપણે અવાજ સાંભળી શકીએ છીએ પણ અવાજનો અભાવ સાંભળી શકતાં નથી. તેમ આપણે જ્યારે કહીએ છીએ કે મને ઓરડો દેખાય છે ત્યારે આપણે કંઈ એમાં રહેલો અવકાશ અથવા ખાલી જગા જોતાં હોતાં નથી.

આમ, નથી આપણને કાળનો 'પ્રવાહ' દેખાતો કે નથી એ 'પ્રવાહ'ને વહેવાનો પટ દેખાતો.

તો પછી આપણે કાળને માપીએ છીએ કેવી રીતે ? આપણે એને માપીએ છીએ એમાં તો શંકા નથી. આપણે કહીએ છીએ કે જુઓ એક સેકંડ થઈ, એક મિનિટ થઈ, એક કલાક થયો, એક દિવસ થયો, એક વર્ષ થયું. પણ આ બાબતમાં પણ આપણે વધુ સૂક્ષ્મતાથી વિચાર કરવાની જરૂર છે. આપણે શું માપીએ છીએ ? કાળને ? કે પછી અવકાશને ?

જ્યારે આપણે કહીએ છીએ કે એક સેકંડ કે એક મિનિટ કે એક કલાક થયો ત્યારે આપણે માત્ર ઘડિયાળના કાંટા એક બિંદુ પરથી બીજા બિંદુ પર ગયા તેનું જ માપ દર્શાવતાં હોઈએ છીએ. બાર વાગે બંને કાંટા બારના આંકડા પર હતા; પછી પાંચ મિનિટ થઈ એમ જ્યારે કહીએ છીએ ત્યારે તો માત્ર મિનિટનો કાંટો ત્યાંથી આગળ વધીને એકના આંકડા પર જ આવ્યો હોય છે. ત્યારે આપણે

શું માપ્યું ? કાંટાની એક બિંદુ પરથી બીજા બિંદુ પર થતી ગતિ ? કે કાળની ગતિ ? આપણે માપ શાનું કાઢયું, અવકાશનું ? કે કાળનું ?

જ્યારે ઘડિયાળો નહોતાં ત્યારે માણસો કાળનું માપ સૂરજની ગતિ પરથી કાઢતા. સૂરજ સવારે ઊગ્યો, બપોરે માથા પર આવ્યો, સાંજે પશ્ચિમમાં આથમી ગયો, બીજે દિવસે સવારે પાછો પૂર્વમાં દેખાયોઃ અને કાળ એક દિવસનો થયો. આમાં પણ શું માપ્યું ? સૂરજની અવકાશમાં ગતિ કે પછી કાળની ગતિ ? દિવસ, મહિના, ઋતુ, વર્ષ, યુગ, બધાં કાળનાં માપ છે એમ આપણે કહીએ છીએ, પણ વસ્તુત : એ બધાં માત્ર અવકાશનાં જ માપ છે એમ આના ઉપરથી સ્પષ્ટ થાય છે.

*

હવે કાળની ગતિને માટે સાધારણ માણસની જે બીજી એક કલ્પના છે તેને તપાસીએ. આપણે કહીએ છીએ કે કાળની ગતિ છે, જેમ નદીના પ્રવાહની ગતિ છે તેમ. પણ અહીં પ્રશ્ન એ છે કે જો એની ગતિ હોય તો તે કેવી છે ?—સીધી લીટીમાં કે પછી ગોળાકારમાં ?

જ્યારે આપણે એમ કહીએ છીએ કે કાળનો પ્રવાહ ભવિષ્યમાંથી વર્તમાન પર આવી ભૂતકાળમાં ચાલ્યો જાય છે ત્યારે આપણી કલ્પનામાં કાળની ગતિ સીધી લીટીમાં થતી હોય એવો ખ્યાલ હોય છે. પરંતુ આપણે જ્યારે ઘડિયાળથી અથવા પૃથ્વી કે સૂર્યના પરિભ્રમણથી કાળનું માપ કાઢતા હોઈએ છીએ ત્યારે કાળની ગતિ વર્તુલાકારમાં થતી હોવાનું કલ્પતા હોઈએ છીએ.

ત્યારે આ બે તદ્દન જુદાં જ દૃષ્ટિબિંદુઓ છે. અને એને લીધે તો પ્રશ્ન ઊભો થાય છે કે કાળનો પ્રવાહ વર્તુલાકારમાં વહે છે કે સીધી લીટીમાં. આ પ્રશ્નના ઉત્તર પર ઘણા મોટા અને અગત્યના ખ્યાલો અવલંબે છે. કેમકે જો કાળની ગતિ સીધી લીટીમાં થતી હોય તો કાં તો તે લીટી સાન્ત ( અંતવાળી ) હોય અથવા તો અનન્ત હોય. જો સાન્ત હોય તો કાળનો આરંભ અને કાળનો અંત એમ બે

બિંદુઓ હોવાં જોઈએ, કેમકે બધી જ સીધી લીટીઓને એક આરંભ-બિંદુ અને બીજું અંતબિંદુ હોય છે. પણ આપણને કાળનો આરંભ કે અંત બિલકુલ દેખાતા જ નથી; એટલું જ નહિ પણ એના આરંભ–અંત હોય એમ કલ્પી પણ શકતાં નથી. આથી આપણે એમ જ કહેવું પડે કે કાળ અનંત છે.

હવે જો આપણે એમ કહીએ કે કાળની ગતિ વર્તુલાકારમાં થાય છે તો એક મુશ્કેલી ટળે છે અને તે એ કે વર્તુલને આરંભ કે અંત હોતા નથી, અને હોઈ શકે પણ નહિ; અથવા તો જે બિંદુ પરથી આરંભ કરવો હોય તે બિંદુ પરથી કરી શકાય અને જ્યાંથી આરંભ કર્યો હોય તે જ બિંદુ પર એનો અંત પણ આવે. આપણે જેમ કાળના 'પ્રવાહ'ની કલ્પના કરીએ છીએ તેમ કાળના ચાલતા 'ચક્ર'ની પણ કલ્પના કરીએ છીએ. આપણે કહીએ છીએ કે કાળચક્ર કદી પણ અટકયા વિના એક સરખું ઘૂમે છે. જો આ વાત આપણે માનીએ તો પછી સીધી લીટી પર થતી ગતિની કલ્પનામાં કાળના 'પ્રવાહ'ના જે ત્રણ વિભાગો (ભાવિ, વર્તમાન અને ભૂત) આપણે કર્યા હતા અને જે ઉચિત પણ લાગતા હતા, તે વિભાગો આ ચક્રગતિની કલ્પનામાં તદ્દન જ અનુચિત થઈ જાય છે. કેમકે ચક્રાકાર ગતિમાં, જે બિંદુને આજે આપણે 'ભૂત' કહીએ છીએ તે બિંદુ કોઈક વાર તો પાછું આવવું જ જોઈએ. અને આપણે તો સાથે સાથે એમ પણ કહીએ છીએ કે ભૂતકાળ કદી પણ પાછો આવતો નથી.

*

આમ કાળની ગતિ સીધી લીટીમાં હોય એમ પણ સ્વીકારી શકાતું નથી અને વર્તુલાકારમાં હોય એમ પણ સ્વીકારી શકાતું નથી. તો પછી બીજી કઈ રીતની ગતિ હોઈ શકે એ શોધી કાઢવું રહ્યું.

કે પછી કાળની ગતિ છે જ નહિ એમ આપણે કહીશું? અને જો કાળની ગતિ હોય જ નહિ તો આપણા બધાનાં જીવનનું અને પદાર્થોના અસ્તિત્વનું શું થાય? દરેક ક્ષણે દરેક વસ્તુ અને વ્યક્તિમાં

જે પરિવર્તનો થયાં જ કરે છે તેમને શી રીતે સમજાવી શકીશું? કાળની ગતિ છે એમ કહીએ તો પણ મુશ્કેલી છે અને નથી એમ કહીએ તો પણ મુશ્કેલી છે.

*

પરંતુ ધારો કે આપણે જે રીતે કાળને જોઈએ છીએ તે રીતમાં જ કંઈ મૂળભૂત વાંધો હોય તો? 'કાળનો પ્રવાહ', 'કાળનું ચક્ર', 'કાળની દિશા', 'કાળની ગતિ'—આ બધા માત્ર ઔપચારિક શબ્દપ્રયોગો જ હોય અને તેમની પાછળ કશું પણ તથ્ય જ ન હોય તો?

આ દિશામાં વિચાર આગળ વધારીએ તે પહેલાં કાળની ગતિનું માપ કાઢવાની આપણી પદ્ધતિને આપણે બારીકાઈથી તપાસીએ. કેમકે એના ઉપરથી આપણને કંઈક વધુ ખુલાસો મળવાની સંભાવના છે. આપણે ઉપર જોયું તેમ કાળની ગતિનું માપ આપણે અવકાશ માપીને કાઢીએ છીએ.

તો આપણે અવકાશ શી રીતે માપીએ છીએ તે જોવું પડશે. આપણે પહેલાં પેલા ઓરડાની વાત કરી. ધારો કે એ ઓરડાનું માપ શું છે એમ કોઈ પ્રશ્ન પૂછે તો આપણે કહીશું: વીસ ફૂટ લાંબો, પંદર ફૂટ પહોળો અને બાર ફૂટ ઊંચો. આમ કહેવું તો સહેલું છે અને સમજવું પણ સહેલું છે, પણ જ્યારે આપણે એના ઊંડાણમાં ઊતરીએ છીએ ત્યારે ઘણી મુશ્કેલીઓ અને ગૂંચો ઊભી થાય છે.

જેમનાવડે ઓરડાનું માપ કાઢીએ છીએ તે લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈ એટલે શું? પાશ્ચાત્ય વિજ્ઞાન આપણને કહે છે કે અવકાશનાં ત્રણ પરિમાણો (ડાયમેન્શનો) છે અને અવકાશ ત્રણ–પરિમાણાત્મક જ છે. એક બિંદુ લો: એને કોઈ પણ એક દિશામાં સીધી રેખા પર આગળ ચલાવો તો એ એક લીટી થશે. બિંદુનું કશું જ પરિમાણ અથવા માપ નથી: એને લંબાઈ નથી, પહોળાઈ નથી કે ઊંચાઈ પણ નથી. પરંતુ સીધી લીટી એક–પરિમાણાત્મક છે:

આપણને ફાવે તો એને લંબાઈ કહીએ, કે પહોળાઈ કહીએ કે ઊંચાઈ કહીએ એમાં કશો ફરક પડતો નથી, કેમકે એ કેવળ એક સીધી લીટી જ છે.

હવે, જેમ બિંદુને આગળ ચલાવીને લીટી બનાવી હતી તેમ આખીયે આખી લીટીને એના કાટખૂણે આગળ ચલાવો : તો એક ચોરસ કે લંબચોરસ થશે. આને કહેવાય છે ક્ષેત્રફળ ( એરિયા ). લીટી એક–પરિમાણાત્મક હતી, પણ આ ચોરસ કે લંબચોરસ બે–પરિમાણાત્મક છે. લીટી કોઈ પણ એક અનિશ્ચિત અથવા અનિર્ણીત પરિમાણાત્મક હતી, પણ આ આકૃતિઓ લંબાઈ અને પહોળાઈ એમ બે–પરિમાણાત્મક છે. કોઈપણ સપાટીને આ બે પરિમાણો હોય છે : દા. ત. કાગળ, જમીન, ટેબલનું મથાળું વગેરે.

હવે આ બે–પરિમાણાત્મક ચોરસ આકૃતિને પણ એના કાટખૂણે આગળ ચલાવો : તો એક ઘનચોરસ આકૃતિ થશે. ચોરસ જેમ બે–પરિમાણાત્મક હતો તેમ આ ઘનચોરસ ત્રણ–પરિમાણાત્મક છે અને એનાં ત્રણ પરિમાણો લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈ છે. કોઈપણ નક્કર પદાર્થને આવાં ત્રણ પરિમાણો હોય છે. દરેક પરિમાણ બાકીનાં બેઉ પરિમાણોને કાટખૂણે રહેલું હોય છે.

આટલે સુધી તો સમજવું સરળ હતું. પણ હવે આપણે જરા આગળ વધીએ અને એક વિચિત્ર પ્રશ્ન પૂછીએ : આપણે આ બધાં માપ શાનાથી લીધાં ? આનો જવાબ એ છે કે ફૂટપટ્ટીવડે અથવા મેઝર–ટેઈપવડે. હવે બીજો પ્રશ્ન એ પૂછીએ કે માપ કેવી રીતે લીધાં ? તો એનો જવાબ એ છે કે પહેલાં ઓરડાના એક ખૂણાના બિંદુ પર મેઝર–ટેઈપનો એક છેડો સ્થિર કરી પછી કુંડાળું વાળેલી મેઝર–ટેઈપને ધીમે ધીમે છોડી ઓરડાના સામા ખૂણા સુધી એને લઈ ગયા અને પછી છેલ્લા બિંદુ પર ફૂટ તથા ઈંચનો જે અંક રહેલો હતો તેટલું એ ઓરડાની એક બાજુનું માપ થયું એમ આપણે ગણ્યું.

હવે ધારો કે એક ટ્રેઈન મુંબઈના વી. ટી. સ્ટેશનથી પાંચ વાગે

ઊપડે છે અને નવ વાગે પૂના પહોંચે છે; અને મુંબઈ તથા પૂના વચ્ચેનું અંતર ૧૨૦ માઈલનું છે. પછી ધારો કે એ ટ્રેઈન ૭ વાગે ૩૦ માઈલ દૂર રહેલા થાણા સ્ટેશને પહોંચતી હોય, સાત વાગે ૬૦ માઈલ દૂર રહેલા કરજત સ્ટેશને પહોંચતી હોય, આઠ વાગે ૯૦ માઈલ દૂર રહેલા લોનાવલા સ્ટેશને પહોંચતી હોય અને નવ વાગે પૂના પહોંચતી જતી હોય, તો આપણે એ બધા આંકડાઓવડે શાનું માપ લીધું ? —અલબત્ત દરેક બબ્બે સ્ટેશનો વચ્ચેના અંતરનું તો લીધું જ, પણ સાથે સાથે પાંચ અને ૭, ૭ અને સાત, સાત અને આઠ તેમ જ આઠ અને નવ વાગવાની વચ્ચેના સમયનું માપ પણ લીધું. આથી તો આપણે કહીએ છીએ કે મુંબઈથી પૂના ૧૨૦ માઈલ દૂર છે અથવા તો એમ પણ કહીએ છીએ કે એ ચાર કલાક દૂર છે. આ હકીકત બતાવે છે કે અવકાશનું માપ કાળમાં પણ કાઢી શકાય છે અને કાળનું અવકાશમાં પણ.

હવે જ્યારે આપણે મુંબઈના સ્ટેશન પર હોઈએ છીએ ત્યારે પૂનાનું સ્ટેશન અવકાશમાં તો દૂર છે જ પણ તે સાથે સાથે કાળમાં પણ દૂર છે એટલે કે, બીજા શબ્દોમાં, ભવિષ્યમાં આવવાનું છે. પણ આનો અર્થ કંઈ એ નથી થતો કે વર્તમાનમાં પૂનાનું સ્ટેશન છે જ નહિ : એ છે તો ખરું પણ આપણી નજર સમક્ષ તો એ ભવિષ્યમાં આવવાનું છે.

બરાબર એ જ રીતે, જ્યારે આપણે ઓરડાનું માપ લઈએ છીએ ત્યારે પણ જે પહેલી ક્ષણે આપણે આપણી વીંટાળેલી મેઝરટેઈપનો એક છેડો એક ખૂણા પર મૂકીએ છીએ ત્યારે એની પછી આવનારી ક્ષણો, જેમાં એ ટેઈપને છોડીને ઓરડાના બીજા છેડા સુધી લઈ જવાના છીએ તે ભવિષ્યમાં છે. પણ એનો અર્થ પણ એમ નથી થતો કે વર્તમાનમાં ઓરડાનો કે મેઝરટેઈપનો બીજો છેડો છે જ નહિ : માત્ર આપણે માટે એ ભવિષ્ય છે. વળી આપણે જ્યારે એ બીજા છેડા પર પહોંચીએ છીએ ત્યારે જે છેડાથી શરૂઆત

હતી તે છેડો કંઈ જતો નથી રહ્યો, તેમ જ ટ્રેઈનના દાખલામાં પણ જ્યારે આપણે પૂના પહોંચીએ છીએ ત્યારે મુંબઈનું અથવા વચ્ચે આવનારું કોઈ પણ સ્ટેશન લુપ્ત નથી થઈ ગયું; પણ આપણે માટે એ બંને ભૂતકાળ છે.

આના ઉપરથી એક બાબત સ્પષ્ટ થાય છે કે અવકાશનું માપ કાળમાં નીકળી શકે છે અને કાળનું માપ અવકાશમાં. અને આનો અર્થ તો એ જ થયો કે સામાન્ય માણસ જેમ કલ્પે છે તેમ અવકાશ અને કાળ એ બે ભિન્નભિન્ન વસ્તુઓ છે જ નહિ. પરંતુ એ બંને એકબીજાની સાથે અવિભાજ્યપણે સંલગ્ન છે. એટલે કે અવકાશ વિનાનો કાળ સંભવતો નથી અને કાળ વિનાનો અવકાશ પણ સંભવતો નથી.

આ જ વાતને આજના સાયન્સના શબ્દોમાં કહીએ તો અવકાશ—–કાળ બંને ભેગા મળીને એક સાતત્ય ( Continuum–કંટિન્યૂઅમ ) થાય છે અને એની અંદર ત્રણ પરિમાણો નહિ પણ ચાર પરિમાણો છે: લંબાઈ, પહોળાઈ, ઊંચાઈ ( અથવા ઊંડાઈ ) અને કાળ. આને સાયન્સ 'ચતુષ્પપરિમાણાત્મક અવકાશ-કાળ સાતત્ય' ( Four—dimensional continuum ) કહે છે

વળી આમાં એક બીજી પણ ગમ્મતની વાત એ છે કે ધારો કે એક ચોરસ આકૃતિ હોય તો એની કઈ બાજુને આપણે લંબાઈ કહીશું અને કઈ બાજુને પહોળાઈ? આપણી મરજી મુજબ કોઈપણ એક બાજુને લંબાઈ અને બીજીને પહોળાઈ કહી શકીએ. પણ ઊંચાઈની બાબતમાં આપણને કંઈક ફરક લાગે છે. ધારો કે એક ઘનચોરસ હોય તો એની જે બાજુ પૃથ્વી તરફ રહેલી હોય તેને આપણે નીચેની બાજુ અને જે આકાશ તરફ હોય તેને ઉપરની બાજુ કહીએ, અને એ બેની વચ્ચેના માપને ઊંચાઈ કહીએ. પણ આ તો જ્યારે આપણે પૃથ્વી પર હોઈએ ત્યારે જ શક્ય બને. જેવા પૃથ્વીની બહાર આપણે નીકળ્યા કે ઊંચાઈ જેવું કશું રહે જ નહિ કેમકે આપણી ચારે બાજુ આકાશ

જ રહેલું હોય છે. આવી પરિસ્થિતિમાં ઘનચોરસની કઈ બાજુને લંબાઈ, કઈ ને પહોળાઈ અને કઈ ને ઊંચાઈ કહી શકીએ ? આપણી મરજી મુજબ કોઈપણ બાજુને આ ત્રણમાંનું કંઈ પણ કહી શકીએ.

માત્ર આટલું જ નહિ, પણ સાયન્સ તો કહે છે કે અવકાશ–કાળ સાતત્ય એક અને અભિન્ન તત્ત્વ હોઈ આપણે લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈની સાથે કાળને પણ એક જ કનોળમાં બેસાડી શકીએ. એટલે કે એ ત્રણમાંના કોઈને પણ કાળ કહી શકીએ અને કાળને પણ એ ત્રણમાંનું કંઈ પણ કહી શકીએ.

ઓગણીસમી સદી સુધી તો એવો ખ્યાલ પ્રચલિત હતો કે અવકાશ સ્થિર છે અને કાળ ગતિમાન છે અને તેથી એ બે તત્ત્વો એકબીજાના સંપૂર્ણ વિરોધી છે. પરંતુ અવકાશ ' સ્થિર નથી અને કાળ આપણે કલ્પીએ છીએ તે અર્થમાં 'ગતિમાન' પણ નથી એ તો આપણે ઉપર જોયું.

ત્યારે અવકાશ એટલે શું અને કાળ એટલે શું ?

આપણે કહી ગયા તેમ અવકાશ અને કાળ એક બીજાથી અભિન્ન છે અને તેથી આવા બે પ્રશ્નો છૂટા પૂછીએ તો એમનો જવાબ આપણે કદી પણ આપી શકવાનાં નથી. આપણે તો માત્ર એક જ પ્રશ્ન પૂછી શકીએ કે અવકાશ–કાળ એટલે શું ?

પણ અવકાશ તો ' ખાલી જગા ' છે અને તેથી એ કોઈ ભાવાત્મક પદાર્થ નથી, તેમ જ કાળનો ' પ્રવાહ ' અને ' ચક્ર ' તો આપણી કલ્પના જ છે અને તેથી એ પણ કોઈ ભાવાત્મક પદાર્થ નથી. આથી અવકાશ–કાળ પણ જો એક ' પદાર્થ ' અથવા 'વસ્તુ' કે દ્રવ્ય હોઈ શકે નહિ તો પછી એ શું છે !

જગતમાં કંઈ માત્ર પદાર્થો અથવા વસ્તુઓ જ એકલી છે એવું થોડું છે ! તેઓ ઉપરાંત બીજી પણ અનેક બાબતો છે. દા. ત. આપણે એમ કહીએ કે કાગળ સફેદ છે અથવા ફૂલ લાલ છે ત્યારે એમાં કાગળ અને ફૂલ બંને પદાર્થ છે, પણ સફેદ અને લાલ માત્ર રંગ-

છે અને તેથી ગુણો છે; તે મુજબ આપણે જ્યારે એમ કહીએ છીએ કે અમુક માણસ ભલો છે કે અમુક ડાહ્યો છે ત્યારે એકની ભલાઈ અને બીજાનું ડહાપણ પણ માત્ર ગુણો છે. વળી જ્યારે આપણે એમ કહીએ છીએ કે અમુક માણસ બીજા માણસનો ભાઈ છે અથવા બહેન છે ત્યારે 'ભાઈ' અને 'બહેન' શબ્દો પદાર્થ પણ નથી તેમ જ ગુણ પણ નથી, પણ સંબંધ છે.

બરાબર આ જ રીતે, અવકાશ અને કાળ, અથવા અવકાશ-કાળ માત્ર સંબંધ જ છે અને પદાર્થ કે વસ્તુ નથી. જ્યારે આપણે એ બેને છૂટા કલ્પીએ છીએ ત્યારે અવકાશ 'યૌગપદ્ય' (simultaneity)—એકી સાથે હોવાપણાનો સંબંધ બતાવે છે અને કાળ 'પૌર્વાપર્ય' અથવા 'અનુક્રમ' (succession)—એક પછી એક હોવાપણાનો સંબંધ બતાવે છે.

જ્યારે આપણે એમ કહીએ છીએ કે અમુક બે કે વધુ વસ્તુઓ વચ્ચેનાં અંતર અથવા અવકાશ કેટલા છે ત્યારે આપણે માત્ર આ યૌગપદ્ય,—એકી સાથે હોવાપણાનો જ ઉલ્લેખ કરતાં હોઈએ છીએ. અને જ્યારે આપણે એમ કહીએ છીએ કે અમુક બે વસ્તુઓ વચ્ચે કાળમાં અંતર કેટલું છે ત્યારે આપણે માત્ર પૌર્વાપર્ય—એક પછી એક આવવાપણાનો જ ઉલ્લેખ કરતાં હોઈએ છીએ.

આપણું આખું યે જીવન આ બે પ્રકારના,—યૌગપદ્ય અને પૌર્વાપર્યના—સંબંધો પર અવલંબે છે અમુક વસ્તુ અથવા વ્યક્તિ અથવા ઘટના આપણી સાથે છે, અને બીજી અમુક વસ્તુ અથવા વ્યક્તિ અથવા ઘટના આપણાથી પૂર્વે અથવા પછી છે એમ આપણે કહીએ છીએ. અને અવકાશ તેમ જ કાળનો, અથવા તો અવકાશ-

જો કે આ સંબંધોની બાબતમાં આના કરતાં અતિશય વધુ સંકુલતા સમાયેલી છે, પણ એ તો આપણને આ વિષયના અતિશય ગહન ઊંડાણોમાં લઈ જતી હોઈ અહીં એની વિચારણા કરવી શક્ય નથી તેમ જ ઉચિત પણ નથી.



છે અને તેથી ગુણો છે; તે મુજબ આપણે જ્યારે એમ કહીએ છીએ કે અમુક માણસ ભલો છે કે અમુક ડાહ્યો છે ત્યારે એકની ભલાઈ અને બીજાનું ડહાપણ પણ માત્ર ગુણો છે. વળી જ્યારે આપણે એમ કહીએ છીએ કે અમુક માણસ બીજા માણસનો ભાઈ છે અથવા બહેન છે ત્યારે 'ભાઈ' અને 'બહેન' શબ્દો પદાર્થ પણ નથી તેમ જ ગુણ પણ નથી, પણ સંબંધ છે.

બરાબર આ જ રીતે, અવકાશ અને કાળ, અથવા અવકાશ-કાળ માત્ર સંબંધ જ છે અને પદાર્થ કે વસ્તુ નથી. જ્યારે આપણે એ બેને છૂટા કલ્પીએ છીએ ત્યારે અવકાશ 'યૌગપદ્ય' (simultaneity)—એકી સાથે હોવાપણાનો સંબંધ બતાવે છે અને કાળ 'પૌર્વાપર્ય' અથવા 'અનુક્રમ' (succession)—એક પછી એક હોવાપણાનો સંબંધ બતાવે છે.

જ્યારે આપણે એમ કહીએ છીએ કે અમુક બે કે વધુ વસ્તુઓ વચ્ચેનાં અંતર અથવા અવકાશ કેટલા છે ત્યારે આપણે માત્ર આ યૌગપદ્ય,—એકી સાથે હોવાપણાનો જ ઉલ્લેખ કરતાં હોઈએ છીએ. અને જ્યારે આપણે એમ કહીએ છીએ કે અમુક બે વસ્તુઓ વચ્ચે કાળમાં અંતર કેટલું છે ત્યારે આપણે માત્ર પૌર્વાપર્ય—એક પછી એક આવવાપણાનો જ ઉલ્લેખ કરતાં હોઈએ છીએ.

આપણું આખું યે જીવન આ બે પ્રકારના,—યૌગપદ્ય અને પૌર્વાપર્યના—સંબંધો પર અવલંબે છે. અમુક વસ્તુ અથવા વ્યક્તિ અથવા ઘટના આપણી સાથે છે, અને બીજી અમુક વસ્તુ અથવા વ્યક્તિ અથવા ઘટના આપણાથી પૂર્વે અથવા પછી છે એમ આપણે કહીએ છીએ: અને અવકાશ તેમ જ કાળનો અથવા તો અવકાશ-કાળનો અર્થ માત્ર આટલો જ છે.

બીજા શબ્દોમાં અવકાશ-કાળ તો માત્ર આપણા સંબંધોને અમુક યોજનામાં ગોઠવવા માટે આપણે આપણી ચેતનામાં ઊભું કરેલું એક માળખું અથવા ચોકઠું (frame of reference) જ છે.

જો કે આ સંબંધોની બાબતમાં આના કરતાં અતિશય વધુ સંકુલતા સમાયેલી છે, પણ એ તો આપણને આ વિષયના અતિશય ગહન ઊંડાણોમાં લઈ જતી હોઈ અહીં એની વિચારણા કરવી શક્ય નથી તેમ જ ઉચિત પણ નથી.

---

## ચક્ર–ગતિ

विवर्तेते अहनी चक्रियेव ।—ઋગ્વેદ.

દિવસ અને રાત્રિ ચક્રની જેમ ઘૂમ્યા કરે છે.

येनेदं भ्राम्यते ब्रह्मचक्रम् ।—શ્વેતાશ્વતર ઉપનિષદ.

વિશ્વોકેરા ચક્રને જે ઘુમાવે.

भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ।—ગીતા.

યંત્ર પર આરૂઢ બનાવીને માયાવડે બધાને ઘુમાવી રહ્યો છે.

नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ।—મેઘદૂત.

નીચી–ઊંચી ગતિ થતી રહે ચક્રના ઘેર જેવી.

બહારના જીવનમાં તો ચક્રગતિનાં ઉદાહરણો ખૂબ જ જાણીતાં છે જેવાં કે પૃથ્વી, ચંદ્ર, સૂર્ય, તારાઓ, નીહારિકાઓ બધાં જ પોતાની ધરીની આસપાસ ઘૂમે છે તેમ જ ચંદ્ર પૃથ્વીની આસપાસ, ચંદ્ર સાથે પૃથ્વી સૂર્યની આસપાસ, અને ચંદ્ર, પૃથ્વી, તેમ જ સકળ ગ્રહોપગ્રહના પરિવાર સાથે સૂર્ય આલ્ફા સેન્ટાઉરી નામના તારાની આસપાસ ઘૂમે છે. નાનું ચક્ર મોટા ચક્રમાં, મોટું ચક્ર વળી એથી યે મોટા ચક્રમાં અને એ મુજબ આખા બૃહત્ બ્રહ્માંડની વ્યવસ્થા છે. આ છે 'મહતો મહીયાન્'ની ચક્રગતિ. બીજી બાજુ 'અણોરણીયાન્'ના બ્રહ્માંડમાં પણ એ જ વ્યવસ્થા છે: ઇલેક્ટ્રોનો પ્રોટોનની આસપાસ ઘૂમે છે, અણુઓ એકબીજાની આસપાસ ગોળાકારમાં ગોઠવાય છે. અને રેણુઓ એકબીજાની આસપાસ ગોઠવાઈને પદાર્થોની ઉત્પત્તિ થાય છે.

જે પરિસ્થિતિ સમષ્ટિમાં છે તે જ પરિસ્થિતિ વ્યષ્ટિ અથવા વ્યક્તિમાં પણ છે. પ્રત્યેક વૃક્ષનો જીવન–ક્રમ છે : બીજ, અંકુર, થડ, શાખા, પાન, ફૂલ, ફળ, અને વળી પાછું બીજ. પ્રાણીઓનો જીવન-ક્રમ પણ એવો જ વર્તુલાકાર છે : જન્મ, વૃદ્ધિ, યૌવન, મૈથુન અને સંતાનોત્પત્તિ (જન્મ). માનવ પણ પ્રાણી જ છે અને તેથી એના જીવનનો પણ આ જ ક્રમ છે. આ બંને છે જાતિ અથવા યોનિનો 'ચક્રનેમિક્રમ.'

પ્રાણી અથવા માનવનો વ્યક્તિગત આંતર ક્રમ પણ આવો જ છે : દાખલા તરીકે, લોહીના પરિભ્રમણનો માર્ગ : હૃદય, નસો, શરીરનાં અંગ–પ્રત્યંગો શિરાઓ અને ફરી પાછું હૃદય. શ્વાસના પરિભ્રમણનો ક્રમ : બહારની હવા, નસકોરાં, શ્વાસનળી, ફેફસાં, શ્વાસનળી, નસકોરાં અને ફરી પાછી બહારની હવા. તે જ પ્રમાણે ખોરાકના પરિભ્રમણનો ક્રમ : અનાજનું ખેતર,...,વેપારીની દુકાન, ઘર, મોં, અન્નનળી પેટ, (પચેલા ખોરાક માટે) શરીરનાં અંગપ્રત્યંગ, અથવા (ન પચેલા ખોરાક માટે) ગુદા, ત્યાંથી ફરી પાછું વિષ્ટારૂપે ખેતર (અથવા જો ચક્ર લાંબું થાય તો સમુદ્ર કે નદી, કાંપ અને ત્યાંથી પાછું ખેતર). લોહી, શ્વાસ અને ખોરાકનાં આ ચક્રો બાહ્ય પ્રાણ અથવા જીવનનાં ભ્રમણચક્રોનાં ઉદાહરણ છે.

તે જ પ્રમાણે આંતર જીવનમાં પણ ભ્રમણચક્રો છે : વિચારો, લાગણીઓ, ઊર્મિઓ વગેરે મનોવૈજ્ઞાનિક વૃત્તિઓ પણ ઊઠે છે અને શમે છે, ફરી પાછી ઊઠે છે અને શમે છે. ઘણુંખરું તો એનાં એ જ વિચારો, ઊર્મિઓ વગેરેનાં ચક્રોનાં પુનરાવર્તનો થતાં હોય છે.

અર્થશાસ્ત્રમાં નાણાનું પરિભ્રમણ (circulation of money) જાણીતું છે. હું મહેનત કરીને પૈસા કમાઉં છું. એટલે કે બહારના જગત પાસેથી મેળવી લાવું છું, પછી મારી જિંદગીની જરૂરિયાતો મેળવવા માટે એ પૈસો અનાજ, દૂધ, વસ્ત્રો, મકાન વગેરે પૂરાં પાડનારાઓને પાછો આપી દઉં છું. જે કંઈ થોડો બચાવું છું તેને હું

બેન્કમાં મૂકું છું તો બેન્કવાળા એ પૈસાને પાછો પરિભ્રમણ (circulation)માં મૂકીને એનાવડે નવું ધન કમાઈ તેમાંથી થોડો ભાગ મને વ્યાજ તરીકે આપે છે. પરંતુ પૈસો પોતે તો ચક્રાકાર ગતિએ ઘૂમ્યા જ કરે છે. જો હું એમાંથી થોડો જમીનમાં દાટી દઉં તો માનવ-પરિભ્રમણમાંથી એ ઊંચો મુકાઈ જાય છે ખરો, પણ કુદરત એને બીજા પરિભ્રમણ(circulation)માં મૂકી દે છે: 'દાટ્યું ધન કાંકરા બરાબર' છે: સિક્કા કટાઈ જાય છે, ફરી પાછાં એ માટીમાં ભળે છે અને વધુ વિશાળ ચક્રમાં તેઓ ઘૂમતા બની જાય છે.

પૃથ્વી પરનું પાણી પણ વર્તુલરૂપ ગતિમાંથી જ પસાર થાય છે. સૂર્ય એને વરાળરૂપે હવામાં ઊંચે ચડાવે છે, એ વરાળમાંથી વાદળ થાય છે અને વાદળમાંથી વરસાદરૂપે ફરી પાછું એ પૃથ્વી પર આવે છે.

વિશ્વમાં કાળની ગતિ પણ એવી જ ચક્રાકાર છે: ઉષા, સૂર્યોદય, મધ્યાહ્ન, સંધ્યા, રાત્રિ અને ફરી પાછી ઉષા, એ નાનું ચક્ર છે; મહિના, ઋતુઓ અને વર્ષ એ મધ્યમ પ્રમાણનું ચક્ર છે અને યુગો તથા કલ્પો એ વિરાટ પ્રમાણનું ચક્ર છે.

આ બધાં માનવ-જીવનનાં, બાહ્ય ભૌતિક તેમ જ આંતર માનસિક જીવનનાં પરિભ્રમણો અથવા ચક્રોનાં ઉદાહરણો છે. તે જ મુજબ સૌથી વધારે આંતર જીવન એટલે કે આધ્યાત્મિક અર્થાત્ આત્માના જીવનમાં પણ એવી જ ચક્રગતિ છે: જન્મ ગ્રહણ કરવો, જીવન જીવવું, મૃત્યુ પામવું, પરલોકોમાં જવું અને ફરી પાછો જન્મ ગ્રહણ કરવો.

શું આટલાં બધાં ચક્રોનાં પરિભ્રમણો માત્ર ગોળ ઘૂમવા કે ઘુમાવવાને ખાતર જ છે? કે પછી તેમની પાછળ કોઈ અર્થ, કોઈ પ્રયોજન છે? જો વિશ્વ કેવળ જડસ્વરૂપ અને સ્વયંસંચાલિત હોય તો એની પાછળ કશું જ પ્રયોજન હોવાની આવશ્યકતા નથી. પણ જો આ બધાં ચક્રોને કોઈ ચેતના ઘુમાવી રહી હોય તો પ્રયોજન જરૂર હોવું જોઈએ.

એક કુંભાર પોતાના ચાકડાને અમસ્તો અમસ્તો ફેરવ્યા કરતો નથી; એનો હેતુ તો માટીના નવા નવા ઘાટ ઘડવાનો છે. અને એ પ્રયોજનપૂર્વક તેમ જ બુદ્ધિપૂર્વક પોતાનું કામ કરે છે. તેવી જ રીતે જો વિશ્વના વિવિધ ઘાટ ઘડનારો કોઈ અજ્ઞાત કુંભાર હોય તો એ પણ પ્રયોજન અને પ્રજ્ઞાપૂર્વક જ પોતાનું કામ કરતો હોવો જોઈએ. આ છે **પ્રકૃતિવાદ**: એટલે કે પ્રકૃતિ પરમાત્માની ચેતના અને શક્તિ છે અને એ પ્રકૃતિ જ જગતને રચે છે અને ભાંગે છે, પણ એની બધી ક્રિયાઓની પાછળ પરમાત્માનો કોઈક હેતુ છે.

બીજી બાજુ, જો કુંભારને બદલે કોઈ નાનું બાળક હોય અને જો એ ચાક ઘુમાવતું હોય તો એ ક્રિયાની પાછળ એનું કશું જ પ્રયોજન ન હોય. માત્ર પોતાની મઝાને ખાતર, પોતાની રમત અથવા લીલાને ખાતર જ એ આવું અન્યથા નિષ્પ્રયોજન કાર્ય કરતું હોય. જો પરમાત્મા પણ માત્ર પોતાની મઝાને ખાતર જ વિશ્વનાં ચક્રોને ઘુમાવતો હોય તો એની પાછળ કેવળ એક જ પ્રયોજન હોય અને તે એ કે રમત કરીને મઝા અથવા આનંદ મેળવવો. આ છે **લીલાવાદ**.

પરંતુ રમત અથવા લીલા હોય તો પણ એની પાછળ આનંદની પ્રાપ્તિનું પ્રયોજન હોઈ શકે છે. આથી પ્રકૃતિવાદ અને લીલાવાદ એકબીજાના વિરોધી નહિ પણ સંવાદી અને પૂરક બની જાય છે. વળી રમત અથવા લીલા કંઈ સ્વચ્છંદ અને નિયમરહિત જ હોવી જોઈએ એવું નથી; ઊલટી, એ તો ઘણુંખરું કડક નિયમો અનુસાર જ રમાતી હોય છે. બરાબર આ જ રીતે વિશ્વલીલાનું પણ છે. એ પણ નિયમ અનુસાર તેમ જ ક્રમપૂર્વક જ રમાય છે.

અને આ ક્રમ છે ઉત્ક્રાંતિ અથવા વિકાસનો. જગતમાં જેટલાં જેટલાં નાનાંમોટાં, સ્થૂલસૂક્ષ્મ, આંતરબાહ્ય ચક્રો ઘૂમે છે તે બધાં જ માત્ર ઘાણીના બેલની જેમ એકના એક જ ચીલામાં નહિ પણ સતત ઊર્ધ્વગામી વર્તુલોમાં (spiralsમાં) ઘૂમે છે. જેમ લોખંડનો ગોળ

દાદર ચડતી વખતે આપણે એનાથી ઉપરના ગોળાકાર પર પહોંચીએ છીએ અને એકના એક બિંદુ પર પાછા આવી જતાં નથી; અને જેમ સંગીતમાં સારેગમનું એક સપ્તક પૂરું કરી બીજા સપ્તક પર જઈએ છીએ ત્યારે એના એ 'સા', 'રે', 'ગ', 'મ' સૂરો આવતા હોવા છતાં એ બધા સ્વરો એના એ ન હોતાં ઊંચા સપ્તકના હોય છે; તેમ આ બ્રહ્માંડની બધી જ ચક્રગતિઓમાં ઘૂમી રહેલું બધું જ હંમેશ એકના એક જ વર્તુલ કે ચીલામાં ઘૂમતું પહેલી નજરે ભલે લાગતું હોય, પણ એ ગતિ કદી એકની એક હોતી નથી. બધું જ ઉત્ક્રાંતિનાં વર્તુલોનાં ઘૂમતું હોઈ ચક્રાકાર ગતિ ઉપરાંત સાથે સાથે કોઈ ઊર્ધ્વગતિ પણ ધરાવતું હોય છે.

---

# ભૂખનું તત્ત્વજ્ઞાન

આપણે જેને ભૂખનું દુઃખ અને પેટની વેઠ કહીને નિંદીએ છીએ, અને જેનાવડે સૌ કોઈ કંટાળે છે–ત્રાસે છે, તે ભૂખરૂપી વસ્તુ જગતમાં ખૂબ જ અગત્યની અને અનિવાર્ય હતી, એટલા માટે જ એનો અહીં આવિર્ભાવ થયો છે. પરમાત્માએ રચેલી સૃષ્ટિમાં કશું પણ નિરર્થક અને નિષ્પ્રયોજન હોતું નથી, તેમ જ અનિષ્ટ પણ હોતું નથી. પરંતુ જ્યાં સુધી આપણી બુદ્ધિને કોઈ પણ બાબતની પાછળ રહેલો હેતુ ન સમજાય ત્યાં સુધી એ બાબત આપણને ખૂંચે છે. ભૂખ આવી જ એક વસ્તુ છે. એ કેવળ માનવને જ પીડે છે એવું નથી, પણ પ્રાણીમાત્રની, જંતુમાત્રની સાથે એ જોડાયેલી છે. આ વાત જ ચિંતનશીલ મનને પડકાર કરવા માટે પૂરતી છે. સમસ્ત જીવ-સૃષ્ટિમાં ભૂખ સર્વવ્યાપી છે. આપણે એમ કહી શકીએ કે જીવન અને ભૂખ એક બીજા સાથે અવિનાભાવ સંબંધથી જોડાયેલાં છે, એટલે કે જ્યાં જીવન હોય ત્યાં ભૂખ હોય જ.

તો એવું શું હશે કે જેને લીધે આમ બનવા પામ્યું હશે? એ પ્રશ્નનો ઉત્તર આપણને જીવનનાં ગહન ઊંડાણોમાં લઈ જાય છે. સપાટી પરની નજરે તો આપણને એમ જ લાગે છે કે આપણા જીવનમાં ભૂખ મોટામાં મોટાં અનિષ્ટોમાંનું એક છે. આપણને ભૂખ ન લાગતી હોત તો કેટલું સારું થાત! આપણા જીવનમાંથી મોટા ભાગની જંજાળ અને અશાંતિ તથા પરિશ્રમ લુપ્ત થઈ જાત અને માનવ જાતિના એક સૌથી પ્રચંડ અને સૌથી વધુ હેરાન કરનાર પ્રશ્નનો ઉકેલ આવી જાત.

પરંતુ આ તો માત્ર ઉપરછલ્લી નજરના જ ઉદ્‌ગારો છે. ઉત્ક્રાંતિવાદી વૈજ્ઞાનિકો કહે છે કે જીવનનો આવિર્ભાવ જડતત્ત્વમાંથી થયો છે અને આપણા દેશનાં પ્રાચીન શાસ્ત્રો પણ આ બાબતમાં તેમની સાથે સહમત છે. પરંતુ વૈજ્ઞાનિકો એ નથી કહી શકતા કે જીવન શું છે અને એનો આવિર્ભાવ જડતત્ત્વમાંથી શા માટે થયો છે અને હજી પણ સતત થાય છે. આ બાબત પર આપણા પ્રાચીન ગ્રન્થો વેધક પ્રકાશ પાડે છે. તેઓ જાણતા હતા કે જીવન અને જગત બંને પરમાત્માના આવિર્ભાવના ક્ષેત્રરૂપે અહીં પ્રગટ થયાં છે. પરંતુ એ આવિર્ભાવ ક્રમિક અને મંદગતિથી થનારો છે અને હજી પૂરેપૂરો થયો નથી.

જગતમા જે કંઈ પણ પ્રગટે છે તે બધું જ ઉત્ક્રાંતિ અથવા વિકાસના નિયમને આધીન છે. પ્રકૃતિ કશાને પણ જંપીને બેસવા દેતી નથી અને કોઈ પણ એક જ અવસ્થામાં સ્થિર પડી રહેવા દેતી નથી. જડતત્ત્વના બનેલા નિર્જીવ પદાર્થોમાં પણ સતત ફેરફારો તો થયા જ કરતા હોય છે. પણ તેઓ એટલા ધીમા હોય છે કે આપણી નજરે જલદી ચડતા નથી. પરંતુ, જેવું જડતત્ત્વમાં જીવન ઉત્ક્રાંત થાય છે કે આ ફેરફારો ઝડપી બને છે. અને ફેરફારો થવા એટલે કોઈ પણ સ્વરૂપમાં વધારો કે ઘટાડો થવો અથવા તો એનાં ઘટક દ્રવ્યોનો સ્થાન-કે અવસ્થાપલટો થવો.

જીવન એક અજ્ઞાત શક્તિ છે અને જડતત્ત્વમાં એના આવિર્ભાવનું પ્રયોજન છે ચેતનાની ઉત્ક્રાંતિ. આ પ્રયોજન સિદ્ધ કરવા માટે જીવન-જડતત્ત્વ પર પોતાનું કાર્ય કરવા માંડે છે, જડતત્ત્વના અણુઓને વલોવવા માંડે છે. અને એ વલોવવાના કાર્યની અંદરથી ભૂખનો જન્મ છે. નિષ્પ્રાણ, નિર્જીવ જડતત્ત્વનું રૂપાંતર સપ્રાણ, સજીવ તત્ત્વમાં કરવું એ છે જીવનના આવિર્ભાવની પ્રક્રિયા. એ પ્રક્રિયા આગળ વધતાં, સપ્રાણ બનાવાયેલા જડતત્ત્વની પણ ક્રમિક પ્રગતિ થતી રહે છે, કેમકે માત્ર સપ્રાણ બનાવવાથી ચેતનાનું પ્રાકટ્ય થઈ શકતું નથી. અલબત, જીવનની સાથે અમુક પ્રકારની અવચેતના તો પ્રગટે જ છે, પણ પ્રકૃતિને તેમજ

પ્રકૃતિ જેની શક્તિ છે તે પરમાત્માને એટલાથી સંતોષ નથી, એટલાથી તેમનું વિશ્વ રચવા પાછળનું પ્રયોજન સિદ્ધ થતું નથી. તેમને તો સંપૂર્ણપણે સભાન એવી ચેતના પ્રગટાવવી છે.

અને જડતત્ત્વમાં એવી ચેતના પ્રગટ કરવા માટે પ્રકૃતિ જાતજાતના ઉપાયો યોજે છે. એમાંનો એક છે ભૂખ. ભૂખ એ મૂળમાં તો વૃદ્ધિની, વિકાસની કામના જ છે જે કંઈ જન્મે છે તેને વૃદ્ધિની-કામના અભાન કે સભાનરૂપે હોય જ છે. એ કામનાની તૃપ્તિ દરેક વ્યક્તિગત જીવંત સત્ત્વ પોતાની આસપાસના જગતમાંથી કંઈક મેળવીને જ અને એ રીતે મેળવેલાને પોતાના સ્વરૂપ સાથે એક બનાવીને જ કરી શકે છે. આમ આ ભૂખને લીધે દરેક સત્ત્વને ફરજિયાત જગત સાથે સંબંધમાં આવવું જ પડે છે. કેમ કે ભૂખની તૃપ્તિને માટે એની પાસે જગત સિવાય બીજું કશું જ સાધન નથી

આમ, પ્રકૃતિ ભૂખ ઉત્પન્ન કરીને બે પ્રયોજનોને એકી સાથે સિદ્ધ કરે છે. દરેક વ્યક્તિગત જીવંત સત્ત્વની વૃદ્ધિ કરવી, એનું પોષણ કરવું એ એનું પહેલું પ્રયોજન છે. અને વ્યક્તિની સાથે સાથે સમષ્ટિ અથવા જગતની પણ વૃદ્ધિ કરવી, એનો વિકાસ કરવો, એ પણ પ્રકૃતિનું બીજું અને પહેલા જેટલું જ અગત્યનું પ્રયોજન છે વ્યક્તિ અને જગત એ બે વચ્ચેનો સંબંધ જોડાય છે ભૂખવડે. વ્યક્તિને જે કંઈ જોઈએ છે તે જગત એને આપે છે. પણ જો કેવળ જગત આપ્યા જ કરે અને વ્યક્તિ લીધા જ કરે, તો કદાચ વ્યક્તિની વૃદ્ધિ થાય, પણ બીજું પ્રયોજન માર્યું જાય. આથી પ્રકૃતિ એક જાતની સદાય પલટાતી રહેતી સમતુલા વ્યક્તિ અને જગત વચ્ચે સ્થાપે છે. વ્યક્તિ જગત પાસેથી જેટલું લે છે, તેટલું એને કોઈક ને કોઈક રીતે જગતને પાછું આપવું જ પડે છે. દાખલા તરીકે, મનુષ્ય પ્રકૃતિ પાસેથી ખોરાક મેળવે છે, તો એ ખોરાકનો અપાચ્ય હિસ્સો મળરૂપે એને પ્રકૃતિને પાછો આપી જ દેવો પડે છે. મનુષ્ય પ્રકૃતિ પાસેથી જીવનને માટે જરૂરી એવો ઓક્સિજન શ્વાસ દ્વારા મેળવે છે, તો બીજી બાજુ પ્રકૃતિ એની

પાસેથી ઉચ્છ્વાસ દ્વારા કાર્બન ડાયોક્સાઈડ એના બદલામાં લઈ લે છે. જે કંઈ મળ, મૂત્ર, કાર્બન ડાયોક્સાઈડ વગેરે આપણે માટે નકામું છે કે હાનિકારક છે તે વિશ્વપ્રકૃતિને માટે જરાયે નકામું નથી તેમ જ હાનિકારક પણ નથી. અંગ્રેજીમાં કહેવત છે કે એક માણસને માટે જે અમૃત હોય તે બીજાને માટે ઝેર પણ બને. પણ એનાથી ઊલટું પણ એટલું જ સાચું છે કે એક પ્રકારના જીવનને માટે જે ઝેર હોય તે બીજા પ્રકારના જીવનને માટે ખોરાક પણ હોય, પોષણ પણ હોય. માનવનાં મળ, મૂત્ર, કાર્બન ડાયોક્સાઈડ વગેરે વનસ્પતિ-જીવનનો અને જીવજંતુઓનો ખોરાક છે.

આમ વ્યક્તિ અને જગત વચ્ચેની આપણને મુશ્કેલ અને જટિલ લાગતી સમતુલા પ્રકૃતિ અદ્‌ભુતપણે અને સહેલાઈથી જાળવે છે અને ભૂખ એ સમતુલા જાળવવામાં કેન્દ્રસ્થ ભાગ ભજવે છે. આપણે ઉપર જોઈ ગયાં તેમ, જો ભૂખ ન લાગતી હોત તો શરીરનો વિકાસ થાત જ નહિ, તેમ જ મન અને ચેતનાનો વિકાસ પણ શક્ય ન બનત. કોઈ પણ પ્રાણીનું કે માનવનું બાળક જન્મે છે કે તરત પહેલું જ કાર્ય પોતાની ભૂખ સંતોષવાનું કરે છે. એ સંતોષવા માટે દરેક પ્રાણીને પોતાની અનેક શક્તિઓ વાપરવી પડે છે. જેનામાં શારીરિક અને માનસિક બંને શક્તિ વિશેષ હોય તે પોતાની ભૂખ વધુ સહેલાઈથી સંતોષી શકે. અને એ રીતે પોતાનો વિકાસ બહુ આસાનીથી કરી શકે. જેનામાં શારીરિક અથવા માનસિક શક્તિ ઓછી હોય તેને પણ ભૂખ તો લાગે જ છે અને તેથી તેને સંતોષવા માટે પોતાની શક્તિની ઊણપ પૂરવી જ પડે છે.

જીવનના આવિર્ભાવના શરૂઆતના તબક્કા પર ખોરાક મેળવવા અને ભૂખ સંતોષવા માટે કેવળ શારીરિક શક્તિ જ પૂરતી છે, પણ જેમ જેમ જીવન અર્થેનો (એટલે કે, બીજા શબ્દોમાં કહીએ તો, ખોરાક મેળવીને ભૂખ સંતોષવા અર્થેનો) સંઘર્ષ વધતો જાય છે તેમ તેમ મન અને બુદ્ધિની શક્તિને પણ શારીરિક શક્તિ ઉપરાંત

ખીલવવી જ પડે છે. આથી જ્યાં શરૂઆતમાં શરીરબળ જેનામાં વધુ હોય તેને આજીવિકા મળી રહેતી હતી, ત્યાં પછીથી માનસિક અને બૌદ્ધિક બળ જેનામાં વધુ હોય તેને જ ભૂખની તૃપ્તિનાં સાધનો વધુ સરળતાથી મળતાં થાય છે. આમ ભૂખને લઈને મન અને બુદ્ધિનો પણ વિકાસ થાય છે. આથી જ ઉપનિષદ આપણને કહે છે, 'अन्नबन्धनं सोम्य मनः'—'મનોમય તત્ત્વ અન્નની સાથે જોડાયેલું છે.' અને જેવાં મન-બુદ્ધિ પૂરતા પ્રમાણમાં વિકાસ પામે છે તેવી ચેતના પોતાના સ્વરૂપ પ્રત્યે વધારે ને વધારે સભાન બનવા માંડે છે અને આખરે મન-બુદ્ધિથી છૂટી થઈ પોતાના સ્વરૂપમાં રહેતી થાય છે.

ઐતરેય ઉપનિષદ આ બાબત આપણને એક ખૂબ સુંદર પ્રતીકાત્મક આખ્યાયિકાવડે સમજાવે છે. પરમાત્માએ વિરાટ પુરુષ અથવા વિશ્વપુરુષનું રૂપ ધારણ કર્યું અને જગતો રચ્યાં. પછી પોતાના એ વિરાટ દેહની અંદર જીવનનાં અને ચેતનાનાં કાર્યો સિદ્ધ કરવા માટે દેવોને એટલે કે વિશ્વશક્તિઓને પ્રગટાવી. એ બધા દેવો અથવા દિવ્ય શક્તિઓ વિશ્વરૂપી અસ્થિર અને પ્રવાહી મહાર્ણવમાં પડી. જ્યાં સુધી સ્થિર વ્યક્તિગત આકૃતિઓ રચાઈ નથી હોતી ત્યાં સુધી જગતનું અસ્તિત્વ ડામાડોળ સાગર જેવું જ છે. એમાં તરંગો તો ઊછળે છે, પણ કોઈ પણ તરંગ સ્થિર રૂપ ધારણ કરી શકતો નથી. આથી એ સમુદ્રને સ્થિરતા સમર્પિત કરવા માટે વિરાટ પુરુષે એને ભૂખ અને તરસથી ઘેરી લીધો અથવા તો ભૂખતરસ એની રગેરગમાં ફેલાવી દીધી. વિશ્વઅસ્તિત્વના વ્યક્તિભાવહીન સ્વરૂપમાંથી વ્યક્તિત્વ ઘડવા માટે ભૂખતરસ જ એકમાત્ર ઉપાય છે. જ્યાં સુધી એ પ્રકટ થતી નથી, ત્યાં સુધી વ્યક્તિત્વ નિષ્પન્ન થઈ શકતું નથી, દેવો અથવા વિશ્વશક્તિઓને અસ્તિત્વના આ ડામાડોળ સમુદ્રમાં ક્યાંય પણ સ્થિર આધાર કે રહેઠાણ મળતું નથી. આથી તેમણે વિરાટ પુરુષને કહ્યું, 'અમને સ્થિર નિવાસસ્થાન આપો કે જ્યાં ઠરીઠામ બનીને અમે અન્ન ખાઈ શકીએ.' અન્ન ખાવું એ તો માત્ર દેવો અથવા સૂક્ષ્મ

વિશ્વશક્તિઓવડે જડતત્ત્વના આકારો ઘડાવાનું પ્રતીક છે. વિરાટ પુરુષે તેમની સમક્ષ એક પછી એક ગાય, ઘોડા અને મનુષ્યની આકૃતિઓ ઊભી કરી. આમાંની એકલી મનુષ્યની આકૃતિ તેમને પોતાના કાર્યને માટે અનુકૂળ અને સારી રીતે ઘડાયેલી લાગી અને એ વિશ્વશક્તિઓએ એનામાં પ્રવેશ કર્યો. ત્યાર બાદ ભૂખ અને તરસ જે આખા વિશ્વમાં વ્યાપક હતી તેમણે પણ વિરાટપુરુષરૂપ આત્મા પાસે સ્થિર નિવાસસ્થાનની માગણી કરી. ત્યારે તેમણે તેમને કહ્યું, 'હું તમને બેઉને આ બધા દેવોમાં અથવા વિશ્વશક્તિઓમાં જ ભાગ પડાવનારી કરું છું.' બીજા શબ્દોમાં, જગતમાં જે કોઈ શક્તિ રહેલી હોય અને પોતાનું કામ કરતી હોય તેની સાથે આ ભૂખ અને તરસને પણ જોડવામાં આવી.

આમ જગતના પદાર્થે પદાર્થના મૂળમાં ભૂખ રહેલી છે. એ ભૂખ જ દેવોનાં અથવા વિશ્વશક્તિઓનાં કાર્યને શક્ય બનાવે છે; અને વિશ્વશક્તિઓનું કાર્ય તો, આપણે જેમ ઉપર જોયું તેમ, વિશ્વના વ્યક્તિત્વહીન દ્રવ્યમાંથી વ્યક્તિસ્વરૂપોને ઘડવાનું તેમ જ તેમનો વિકાસ કરવાનું છે.

સંક્ષેપમાં, ભૂખ પ્રકૃતિએ ઉત્પન્ન કરેલી એક એવી વૃત્તિ અને ઉત્ક્રાંત્યાત્મક પ્રક્રિયા છે, જે વ્યક્તિનો ભૌતિક જગત સાથેનો સંબંધ તથા વ્યવહાર આવશ્યક બનાવે છે અને એનાવડે વ્યક્તિ તેમ જ જગત બંનેને લાભ થાય છે. જેમ ગીતા કહે છે તેમ 'परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ।' પરસ્પરની ભાવના કરતાં તમે પરમ શ્રેયને પ્રાપ્ત કરશો.' જો ભૂખ ન લાગતી હોત તો વ્યક્તિ જગતની કશી પરવા કરત નહિ અને જગતની સામે પોતાનું સ્વતંત્ર, અલગ સ્વરૂપ સ્થાપી વિશ્વની સંવાદિતા અને ગહન એકતાનો વિધ્વંસ કરત.

---

## ઊંઘનું તત્ત્વજ્ઞાન

હરેક જીવંત સત્ત્વમાં ઊંઘ ભૂખના જેટલી જ વ્યાપક અને સ્વાભાવિક વૃત્તિ છે. બધાં જ જીવજંતુઓ, પ્રાણીઓ અને મનુષ્યોને માટે ઊંઘ જરૂરી છે એટલું જ નહિ પણ અનિવાર્ય છે. તે ઉપરાંત વૃક્ષ, વેલા વગેરે વનસ્પતિઓ પણ ઊંઘે છે એમ વિજ્ઞાન દ્વારા સિદ્ધ થયું છે.

એમ કહેવામાં આવે છે કે જીવંત સત્ત્વોને થાક લાગતો હોવાને કારણે તેમને ઊંઘ આવી જાય છે. પરંતુ શરીરવિજ્ઞાનની દૃષ્ટિએ હજી ઊંઘનાં સાચાં કારણોનો આખરી નિર્ણય થઈ શક્યો નથી. ઊંઘ શું છે એ પણ ખાતરીપૂર્વક જાણી શકાયું નથી.

બહારની વૈજ્ઞાનિક નજરે એનાં કારણો ગમે તે દર્શાવવામાં આવતાં હોય, પણ આધ્યાત્મિક મનોવિજ્ઞાનની નજરે ઊંઘના હેતુની વિચારણા કરવી ઘણી રસમય થઈ પડશે

સામાન્ય રીતે જે કોઈ વસ્તુને આપણે રોજ રોજ જોતાં હોઈએ છીએ તે એટલી તો પરિચિત બની જાય છે કે એની પાછળ રહેલાં આશ્ચર્ય અને રહસ્ય પ્રત્યે આપણું લક્ષ જતું નથી. પણ તેથી કંઈ એ રહસ્ય અને આશ્ચર્ય ઓછાં થઈ જતાં નથી.

ભૂખની વૃત્તિ જેમ ઉત્ક્રાંતિરૂપ વિકાસમાં પરમાત્મા અને પ્રકૃતિનું એક પ્રબળ સાધન છે તેમ ઊંઘનું પણ છે. પણ ભૂખ અને ઊંઘના હેતુઓ તદ્દન જુદા છે. જ્યાં ભૂખવડે વ્યક્તિગત પ્રાણી અથવા માનવ ભૌતિક જગત સાથે અનિવાર્યપણે જોડાયેલો રહે છે, ત્યાં ઊં

એ પ્રાણી અથવા માનવ ભૌતિક જગત સાથેના સંબંધનો વિચ્છેદ કરે છે. જેને જાગ્રત અવસ્થા કહેવાય છે તેની જો આપણને કોઈ વ્યાખ્યા આપવાનું કહે તો બેધડક આપણે કહી શકીએ કે એ ચેતનાની કોઈ એવી ભૂમિકા છે જેમાં આપણો બાહ્ય ભૌતિક જગત સાથેનો વ્યવહાર ઇંદ્રિય, મન અને બુદ્ધિરૂપ કરણોવડે સભાન રીતે ચાલતો હોય છે. એ અવસ્થામાં આપણી ચેતનાનું કેન્દ્ર બહારની સપાટી પર રહેલા ભૌતિક મન પર સ્થિર બનેલું હોય છે.

બાહ્ય ભૌતિક જગત સાથે સંબંધ—સમાગમમાં આવવા માટે અંતરાત્મા અહીં દેહ ધારણ કરીને આવ્યો છે અને તેથી ચેતનાની જાગ્રત અવસ્થા એને માટે અતિ અગત્યની બની ગઈ છે. અને તે એટલી હદ સુધી કે એને કેટલીક વાર એમ પણ લાગે છે કે ઊંઘવું એ કેવળ કાળનો ખોટો વ્યય છે. વ્યવસાયી માણસો તો એમ જ ગણે છે કે ઊંઘ જેટલી ઓછી થઈ શકે એટલો વધારે ફાયદો, કેમકે એટલો વધારે વખત પોતાની આ જગતની પ્રવૃત્તિઓને આપી શકાય.

પરંતુ અંતરાત્મા કેવળ આ જ જગતમાં, એટલે કે જડતત્ત્વના ઘડાયેલા ભૌતિક જગતમાં જ નથી રહેતો. એ તો એકીસાથે અનેક જગતોમાં રહે છે. પણ એનું આપણને સાધારણ રીતે ભાન હોતું નથી. આપણી ઇંદ્રિયો, મન અને બુદ્ધિ આપણને બહારના જગતનું અથવા તો આપણા બાહ્ય સપાટી પર ઘડાયેલા મનોવૈજ્ઞાનિક સ્વરૂપનું ભાન અને જ્ઞાન પ્રાપ્ત કરાવી આપવા સમર્થ છે. આ કાર્ય જાગ્રત અવસ્થામાં થાય છે.

પણ જો આપણી ચેતના જાગ્રત અવસ્થા પૂરતી જ મર્યાદિત હોય તો કદાચ આપણો ભૌતિક ભૂમિકા પર વિકાસ સિદ્ધ થાય, પણ ચેતનાનાં જે બીજાં સૂક્ષ્મ જગતો છે તેમનાં ભાન અને અનુભવથી આપણે વંચિત રહી જઈએ. આ ન થવા દેવા માટે આપણી ચેતનાની જાગ્રત અવસ્થા ઉપરાંત બીજી અવસ્થાઓની યોજના પ્રકૃતિએ તેમ જ પરમાત્માએ આપણે માટે કરી છે.

જેને આપણે ઊંઘ કહીએ છીએ તે તો ખરું જોતાં આપણી ચેતનાને માટે બીજાં જગતો કે ભૂમિકાઓમાં જવા માટેનું પ્રવેશદ્વાર છે. ઊંઘ દરમ્યાન દરેક માનવની ચેતના આ આંતર જગતોમાં વિચરે છે. મૃત્યુ પછી જે જગતોમાં બધાને જવાનું છે તે જ પરલોકોમાં ઊંઘ દરમ્યાન આપણે રોજેરોજ થોડો સમય સફર કરી આવીએ છીએ. જ્યારે ફરી પાછા આપણે જાગૃત થઈએ છીએ ત્યારે એમાંનું કશું જ આપણને યાદ રહેતું નથી. યાદ રહી શકે પણ નહિ, કેમકે જેણે અનુભવ્યું હોય તેને જ યાદ રહે; અને બાહ્ય મન તો ઊંઘતું હોઈ એણે અનુભવ્યું હોતું નથી, તો એને કઈ રીતે સ્મૃતિ રહી શકે ?

ઊંઘની અંદર અનેક સપાટીઓ છે, પણ તેમને મુખ્યત્વે બે ભાગમાં વહેંચી નાખવામાં આવે છે: એકને સ્વપ્ન અને બીજાને ગાઢ નિદ્રા અથવા સુષુપ્તિ કહેવાય છે. સ્વપ્નાવસ્થા જાગૃતિની વધારે નિકટ છે, સુષુપ્તિ આઘી છે. સુષુપ્તિમાં જવા માટે સ્વપ્નાવસ્થામાં થઈને જ આગળ વધવું પડે છે.

અંતરાત્મા ભૌતિક જગતમાં ભૌતિક દેહ ધારણ કરીને આવ્યો છે તો ખરો, પણ જડતત્ત્વગત જડતા, મંદતા અને તમોગુણ એની પોતાની જ્યોતિર્મય, શક્તિસંપન્ન, જ્ઞાનસ્વરૂપ, આનંદાત્મક પ્રકૃતિથી તદ્દન ઊલટાં જ છે. અંતરાત્માને માટે જડતત્ત્વનું જગત પરાયો પ્રદેશ છે; એણે હજી જડતત્ત્વ પર પૂરો અંકુશ મેળવ્યો નથી, એનું સાર્વભૌમ શાસન હજી એના પર પ્રવર્તતું નથી.

આથી જ એ પોતાની ચેતનાને લાંબા સમય સુધી જડતત્ત્વના જગત પર એકધારી કેન્દ્રિત રાખી શકતો નથી, સતત જાગ્રત અવસ્થામાં રહી શકતો નથી. આપણે જેને શ્રમ અથવા થાક કહીએ છીએ તેનું કારણ આ જ છે કે અંતરાત્માની પકડ હજી જડતત્ત્વ ઉપર, શરીર ઉપર પૂરતી જામી નથી.

અને તેથી તો એને જાગ્રત અવસ્થા છોડવાનું અનિવાર્ય બને છે. જેટલો એ જાગ્રત અવસ્થાથી દૂર જાય એટલો એ પોતાના મૂળ

સ્વરૂપની વધુ નિકટ પહોંચે છે. આ માટે એને ઊંઘની લાંબી મુસાફરી કરવી પડે છે.

ઊંઘ દરમ્યાન પહેલાં એ આંતર અથવા પ્રચ્છન્ન ચેતનાના પ્રદેશોમાં પ્રવેશે છે, જેને આપણે સ્વપ્નાવસ્થા કહીએ છીએ. જેમ આપણા બાહ્ય સ્વરૂપમાં ત્રણ મુખ્ય ઘટકતત્ત્વો છે–શરીરરૂપ જડતત્ત્વ, જીવનરૂપ પ્રાણતત્ત્વ અને વિચારરૂપ મનોમય તત્ત્વ,–તેમ આપણા આ આંતર સ્વરૂપમાં પણ તત્તુરૂપ ત્રણ તત્ત્વો છે, ત્રણ ભિન્ન ભિન્ન ભૂમિકાઓ છે. સૂક્ષ્મ ભૌતિક દ્રવ્ય અને ભૂમિકા, આંતર પ્રાણમય દ્રવ્ય અને ભૂમિકા, આંતર મનોમય દ્રવ્ય અને ભૂમિકા.

આપણા વ્યક્તિગત સ્વરૂપમાં જે આ ત્રણ આંતર અથવા પ્રચ્છન્ન ભૂમિકાઓ છે, તે અનુસારનાં અને તેમની સાથે છૂપા સબંધમાં રહેલાં ત્રણ વૈશ્વિક જગતો અથવા લોકો છે: સૂક્ષ્મ ભૌતિક જગત, પ્રાણમય જગત અને મનોમય જગત. જ્યાં સુધી આપણે જાગ્રત અવસ્થામાં હોઈએ છીએ ત્યાં સુધી આ ત્રણ જગતો સાથેના આપણા સબંધનું તેમ જ આપલેરૂપ વ્યવહારનું આપણને ભાન હોતું નથી. પણ જ્યારે સ્વપ્નાવસ્થામાં જઈએ છીએ ત્યારે એક પછી એક આ ત્રણ લોકો પ્રત્યે, આપણામાં રહેલી ત્રણ આંતર ભૂમિકાઓ દ્વારા આપણે સભાન બનીએ છીએ. જેમ જાગ્રત અવસ્થા દરમ્યાન સ્થૂલ જગતનાં પદાર્થો, પ્રાણીઓ, મનુષ્યો સાથે આપણે સભાન વ્યવહાર કરીએ છીએ, તેમ સ્વપ્નાવસ્થા દરમ્યાન આ ત્રિવિધ સૂક્ષ્મ આંતર જગતોનાં પદાર્થો અને સત્ત્વો સાથે આપણે સબધમાં આવીએ છીએ. જે ચેતના દ્વારા અંતરાત્મા આ કાર્ય કરે છે તેને આંતર ચેતના કહેવાય છે.

ત્યાંથી પણ અંતરાત્મા આગળ વધે છે અને આખરે સુષુપ્તિમાં પહોંચે છે. એ છે એનું પોતાનું ધામ. જો કે ત્યાં તે બહુ બહુ તો દસેક મિનિટ જ ગાળે છે. એ અવસ્થા દરમ્યાન એની ચેતના સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સર્વાનંદમય હોય છે. સચ્ચિદાનંદ સાથે એ એકતા અનુભવતો હોય છે.

જેમ સ્વપ્ન દરમ્યાન એની ચેતના પરલોકો સાથે સબંધમાં હોય છે, તેમ સુષુપ્તિ દરમ્યાન એ બધાં આવિર્ભૂત જગતોથી પર એવા પરાત્પર કે વિશ્વાતીત પરમાત્મા સાથે એક બનેલી હોય છે.

આ સચ્ચિદાનંદનો અનુભવ અને એની અંદર અંતરાત્માને પ્રાપ્ત થતી પરમ વિશ્રાંતિ જ ઊંઘની પાછળ રહેલું સાચું આધ્યાત્મિક પ્રયોજન છે.

[ઊંઘના આખા સમયમાંથી અંતરાત્મા જે ટૂંક સમય સચ્ચિદાનંદ સાથેની એકતામાં રહે છે તે બાદ કરીએ તો બાકીનો સમય માત્ર ત્યાં જવામાં અને ત્યાંથી પાછા આવવામાં જ વીતે છે. યોગીઓ આ મુસાફરીના સમયને અમુક જાતની સાધનાઓવડે ટૂંકાવી શકે છે અને તેથી સામાન્ય માણસ જેમ કહે છે તેમ એમને થોડી ઊંઘે ચાલે છે.]

આ બધી હકીકતો અનુસાર ઊંઘ તો આપણને કોઈ સંપૂર્ણ જ્ઞાનમય અવસ્થા પ્રત્યે લઈ જવાનું સાધન છે. તો પછી એનાથી ઊલટું જ શા માટે ગણવામાં આવે છે કે નિદ્રા તો સંપૂર્ણ અજ્ઞાનની અવસ્થા છે અને તમોગુણનું લક્ષણ છે? શું આ મત તદ્દન ખોટી માન્યતાના આધાર પર રચાયો છે?

એનો ઉત્તર એ છે કે આપણામાં બે આત્મસ્વરૂપો છે. એક ઉત્ક્રાંતિમાં પ્રકૃતિ દ્વારા વિકસેલું, જે અચેતનામાંથી ક્રમે ક્રમે ઊંચે ચઢે છે; અને બીજું પરમાત્મામાંથી નીચે ઊતરી આવેલું. આપણે પ્રકૃતિનાં સંતાન પણ છીએ અને પરમાત્માનાં સંતાન પણ છીએ. આપણા સ્વરૂપનો જે અંશ નીચેથી પ્રકૃતિમાંથી આવ્યો છે તે અંશ ઊંઘ દરમ્યાન નીચે અચેતનામાં સરકી પડે છે; અને જે અંશ ઉપરથી પરમાત્મામાંથી આવ્યો છે તે ઊંચે પરચેતનામાં આરોહણ કરે છે. આથી જો આપણે પ્રકૃતિની નજરે જોઈએ તો ઊંઘ આપણી ચેતનાના પતનની અવસ્થા છે, પણ જો પરમાત્માની નજરે જોઈએ તો એ ચેતનાના ઊર્ધ્વગમનની અવસ્થા છે

જ્યાં સુધી આપણને ઊંઘના આ આખા રહસ્યનું જ્ઞાન નથી હોતું ત્યાં સુધી આપણી ઊંઘ અભાન હોઈ અજ્ઞાનની અવસ્થામાં થતા પતનના રૂપની છે અને તેથી તો આપણે જે એમ કહીએ છીએ કે હું ઊંઘમાં પડ્યો તે સાચું છે. પણ જેવાં આપણે એ રહસ્યને જાણીને નિદ્રાને સભાન બનાવવાનો પ્રયત્ન કરીએ છીએ કે તરત જ એ ઊંઘ પૂર્ણજ્ઞાન પ્રત્યેના આરોહણરૂપ બની જાય છે. એની ઊંઘમાં પડવાનું નથી પણ ચડવાનું જ છે. એ યોગનિદ્રા અથવા યોગીઓની નિદ્રા છે, જેને માટે શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે: '**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।**' જો કે એ ખ્યાલમાં રાખવું જરૂરી છે કે આ 'ઊંઘની જાગૃતિ' આપણી બાહ્ય જાગૃતિ કરતાં તદ્દન જુદી જ છે; આવું ઊંઘમાં પણ 'જાગવું' માત્ર યોગવડે જ શક્ય છે.

તો આ છે ઊંઘ પાછળનાં સાચાં પ્રયોજનો: કે અંતરાત્મા બાહ્ય જગતમાં પુરાઈ ન જાય અને વધુ સૂક્ષ્મ આંતરજગતોમાં વિચરી શકે અને અંતરાત્મા સુષુપ્તિ દરમ્યાન સચ્ચિદાનંદરૂપ પરમાત્મામાં પહોંચી એની સાથે તાદાત્મ્યમાં અમુક સમય સુધી રહી પોતાના સાચા આનંદમય સ્વરૂપને અનુભવી શકે.

જેમ ભૂખની વૃત્તિ અંતરાત્માને સ્થૂલ જગત સાથે સબંધમાં રાખવા માટેની ઉત્ક્રાંતિની એક અનિવાર્ય પ્રક્રિયા છે તેમ ઊંઘની વૃત્તિ અંતરાત્માને સૂક્ષ્મ જગતો સાથે સંપર્કમાં રાખવા માટેની ઉત્ક્રાંતિની જ એક અનિવાર્ય પ્રક્રિયા છે.

વળી જાગ્રત અવસ્થામાં અંતરાત્મા સ્થૂલ દેહમાં જેમ પોતાની ચેતનાનું કેન્દ્ર સ્થાપે છે તેમ સ્વપ્ન અવસ્થામાં સૂક્ષ્મ દેહમાં તથા સુષુપ્તિમાં કારણ દેહમાં સ્થાપે છે અને જેમ જાગ્રતમાં સ્થૂલ ભૌતિક જગતનો અનુભવ લે છે તેમ સ્વપ્નમાં સૂક્ષ્મ-ભૌતિક, પ્રાણમય અને મનોમય જગતોનો તથા સુષુપ્તિમાં અતિમાનસ જગતોનો અનુભવ લે છે.

## મૈથુનનું તત્ત્વજ્ઞાન

પેલો જાણીતો સંસ્કૃત શ્લોક કહે છે:

'आहारनिद्राभयमैथुनं च
समानमेतत्पशुभिर्नराणाम् ।'

'આહાર, નિદ્રા, ભય અને મૈથુન પ્રાણીઓમાં અને માનવોમાં સમાન છે.' આ ચાર વૃત્તિઓમાંથી આહાર તેમ જ ઊંઘની વૃત્તિની પાછળ રહેલાં પ્રકૃતિનાં પ્રયોજનો આપણે આની પહેલાં જોઈ ગયાં છીએ. આ લેખમાં મૈથુનની વૃત્તિની પાછળ પ્રકૃતિનું અને પરમાત્માનું કયું તત્ત્વજ્ઞાન રહેલું છે તે જોવા પ્રયત્ન કરીશું.

ભૂખ અને ઊંઘ પછી મૈથુન ત્રીજી સહજ વૃત્તિ છે અને પહેલી એની જેમ જ એ પણ સર્વવ્યાપક છે. ભૂખ દ્વારા માનવ અથવા તો કોઈ પણ જીવંત સત્ત્વ અપરિહાર્યપણે બાહ્ય ભૌતિક જગત સાથે સમાગમમાં આવે છે અને ઊંઘ દ્વારા એટલી જ અપરિહાર્યતાથી એ સૂક્ષ્મ આંતર જગતો સાથે સમાગમમાં આવે છે. એ વૃત્તિઓ ન હોત તો માનવ કેવળ પોતાના જ સ્વરૂપમાં પુરાઈ જાત અને એને કશી વૃદ્ધિ પ્રાપ્ત કરવાની તક મળત નહિ.

પરંતુ મૈથુનની વૃત્તિ અથવા જેને આપણે જાતીય આકર્ષણ કહીએ છીએ તેનું પ્રયોજન કંઈક જુદું છે.

માનવ, પ્રાણી અથવા વનસ્પતિ ભૂખની વૃત્તિને સંતોષીને ગમે એટલું પોષણ મેળવે અને વૃદ્ધિ પામે, તેમ જ ઊંઘની વૃત્તિને વશ

વર્તીને એનો અંતરાત્મા ગમે એટલી વાર સચ્ચિદાનંદમય પરમાત્માને પહોંચે અને તાજો થઈને પાછો આવે તો પણ જડતત્ત્વ હજી જીવનને સતત અને અવિરત ટકાવી રાખવા માટે પૂરતું તૈયાર ન થયેલું હોઈ, જડતત્ત્વમાંથી ઘડાયેલા શરીરને વ્યક્તિગત અંતરાત્માએ અમુક સમય બાદ છોડી દેવું જ પડે છે. જગતમાં ચાલી રહેલી ઉત્ક્રાંતિ હજી એટલી આગળ વધી નથી કે અંતરાત્મા જડતત્ત્વના બનેલા શરીર પર પણ અમરપણાને અંકિત કરી શકે. અને એને કાયમ ટકી રહેવાની ફરજ પાડી શકે. આથી લાંબે કે ટૂંકે ગાળે અંતરાત્માએ શરીર છોડવું જ પડે છે.

પરંતુ જીવનનું શું? વ્યક્તિગત જીવન તો અંતરાત્મા જતો રહેતાં ખતમ થઈ જાય છે, પણ પ્રકૃતિએ જીવનને સતત ટકાવી રાખવા માટે એક બીજી જ યુક્તિ ઊભી કરી છે. વ્યક્તિ પોતાનું જીવન છોડી દે તે પહેલાં પોતાના સંતાનરૂપ તંતુને પાછળ મૂકતી જાય છે. અને જ્યાં સુધી એ તંતુ ચાલુ રહે ત્યાં સુધી જાતિ અથવા યોનિ (Species)નું જીવન ટકે છે. વ્યક્તિનું જીવન તો અમર નથી, પણ જાતિના જીવનને પ્રકૃતિ એકધારું ચાલુ રાખે છે.

જીવન જ્યાં જ્યાં પ્રગટે છે ત્યાં ત્યાં એ પોતાની અમરપણાની કામનાને સાથે લઈને જ જાય છે, કેમકે અમર બનવું એ જીવનની સ્વાભાવિક વૃત્તિ છે. પરંતુ જીવન જડતત્ત્વમાં પ્રગટતું હોવાને કારણે એને જડતત્ત્વની, મર્યાદાઓ અને નિયમોને વશ રહેવું પડે છે. આથી જ્યાં સુધી ઉત્ક્રાંતિમાં જડતત્ત્વ અમરપણાને પોતામાં ધારણ કરવા તૈયાર ન થાય ત્યાં સુધી જીવનને જેટલું બને એટલું વધારે ટકી રહેવાવડે સંતોષ માનવો પડે છે. દરેકમાં જે જિજીવિષાવૃત્તિ આપણને માલમ પડે છે તે આ અમરપણાની ઇચ્છાની જ બાહ્ય અભિવ્યક્તિ છે.

આપણા બાહ્ય મનને તો જીવનના ઊંડાણમાં પડેલી આ જિજીવિષા કે અમરપણાની વૃત્તિનું ખાસ કશું ભાન હોતું નથી. પરંતુ જીવન અથવા પ્રાણને એનું પૂરેપૂરું ભાન છે. એ, જાણે છે કે પોતે

પ્રગટ થયા બાદ એનું પ્રથમ કાર્ય પોતાના સ્વરૂપને શરીરમાં ટકાવી રાખવાનું અને સ્થિર કરવાનું છે અને બીજું કાર્ય વૃદ્ધિ પામવાનું છે; અને તેથી તો જન્મતાંની સાથે જ એ ખોરાકની અને સલામતીની શોધમાં નીકળી પડે છે.

જ્યાં સુધી શરીરની વૃદ્ધિ થઈ શકે તેમ હોય ત્યાં સુધી પ્રાણ અથવા જીવન બહારનો ખોરાક લઈ તેમ કર્યા કરે છે. પરંતુ એનું આખું ને આખું લક્ષ માત્ર શરીરના વિકાસ પર જ ચોંટેલું નથી રહેતું. કેમકે એને અંદરથી ખબર છે કે શરીરની વૃદ્ધિ અટકી જશે અને અમુક સમય સુધી ચય-અપચયની ક્રિયા સમતોલ સ્વરૂપે રહ્યા બાદ ચય કરતાં અપચયનું પ્રમાણ વધતું જશે અને આખરે શરીરનો વિનાશ થશે.

આથી પ્રાણ અથવા જીવનનું લક્ષ એક બીજી જ પ્રક્રિયા પ્રત્યે વળે છે અને એ પ્રક્રિયા છે પોતાનો તંતુ આગળ વધારીને પોતે જે શરીર ધારણ કર્યું હોય તેનાં જેવાં બીજાં શરીરને ઉત્પન્ન કરી તેમાં નિવાસ કરવો. આ છે મૈથુનની અથવા જાતીય વૃત્તિનું મૂળ.

આપણે જો બારીકાઈથી જોઈશું તો જણાશે કે જાતીય વૃત્તિ આખી યે જીવસૃષ્ટિમાં સર્વવ્યાપક છે. માત્ર મનુષ્યો, પ્રાણીઓ અને જંતુઓ જ નહિ, પણ વનસ્પતિની ઉત્પત્તિ પણ આ જાતીય વૃત્તિ પર જ અવલંબે છે. ફૂલમાં રહેલો પરાગ વનસ્પતિયોનિનું વીર્ય છે અને ફૂલના ગર્ભાશયમાં એ પરાગના સિંચન વડે બીજની ઉત્પત્તિ થાય છે. આમ જીવનની પ્રક્રિયા અને ક્રમ બધી જ યોનિમાં સમાન છેઃ જન્મવું, શરીરની વૃદ્ધિ કરવી, સમાનજાતીય સંતાનોને ઉત્પન્ન કરવાં, ઘરડાં બનવું, શરીરનો ક્ષય થવો અને આખરે મૃત્યુ પામવું.

પરંતુ જેમ વ્યક્તિના જીવનને ટકાવી રાખવા અને શરીરની વૃદ્ધિ કરવા માટે ખોરાકની જરૂર પડે છે અને એ ખોરાક મેળવવા માટે બહારના જગત પર આધાર રાખવો પડે છે તેમ જાતિના જીવનને ટકાવી રાખવા માટે પણ કોઈ બીજી વ્યક્તિ પર, પોતે જો નર હોય તો

માદા પર અને જો માદા હોય તો નર પર, આધાર રાખવો જ પડે છે.

સ્ત્રી-પુરુષના અથવા તો નર–માદાના અન્યોન્યાકર્ષણનું આ જ રહસ્ય છે. દરેક વ્યક્તિ કાં તો સ્ત્રી હોય અથવા તો પુરુષ હોય અને તેથી એ અર્ધ (અડધિયું) જ છે અને એ અર્ધને પૂર્ણ બનવાની અભાન ઇચ્છા હોય જ છે. આથી તો એ પોતાના બીજા જોડીદાર અડધિયાને ઇચ્છે છે.

આમ, જ્યાં ભૂખ અને ઊંઘની વૃત્તિને પ્રકૃતિએ વ્યક્તિગત જીવનને ટકાવી રાખવા માટે ઉત્પન્ન કરી સર્વવ્યાપક બનાવી છે, ત્યાં મૈથુનની અને એના પરિણામરૂપ પ્રજનનની વૃત્તિને એણે જાતિગત જીવનને ટકાવી રાખવા માટે પ્રગટાવી ભૂતમાત્રમાં વ્યાપક બનાવી છે. પરંતુ જ્યાં ભૂખ અને ઊંઘનો આવિર્ભાવ જન્મથી જ હોય છે, ત્યાં મૈથુનની વૃત્તિનું પ્રાકટ્ય જેમ જેમ પ્રાણી પરિપક્વ થતું જાય છે તેમ તેમ થાય છે.

આ બાબતમાં એક બીજી વિશિષ્ટતા પણ નોંધવા લાયક છે અને તે એ કે જીવનશક્તિ પ્રત્યેક પ્રાણીમાં શરૂઆતના જીવનકાળ દરમ્યાન એના શરીરની વૃદ્ધિ કરે છે, પણ એ પ્રાણી અમુક ઉંમરનું થાય કે પછી શરીરની વૃદ્ધિ અટકી જાય છે. જેમ કે માણસનું શરીર એના જીવનનાં પહેલાં પંદરથી વીસ વર્ષ સુધી મોટું વધે છે, પણ તે પછી એની આખી જિંદગી સુધી એના શરીરનું પ્રમાણ વધતું નથી પણ લગભગ એટલું ને એટલું જ સ્થિર પડી રહે છે. પણ એનો અર્થ કંઈ એ નથી થતો કે જીવનશક્તિનું વૃદ્ધિનું કાર્ય થંભી ગયું છે. માત્ર એનો દિશાપલટો જ થાય છે અને જે શરીરમાં એ નિવાસ કરતી હોય તેના કરતાં જુદા એવા નવા શરીરની ઉત્પત્તિ કરવા પ્રત્યે તે વળે છે. જેને રેતસ્ અથવા વીર્ય કહેવામાં આવે છે તે તો જીવનશક્તિનો એક સ્થૂલ આધાર છે. શરૂઆતના જીવન દરમ્યાન એ વ્યક્તિના શરીરને વધારે છે, પણ પછી પ્રાણી પ્રજનનયોગ્ય વયે પહોંચતાં એ એના સંતાનની ઉત્પત્તિ અને સંવર્ધન પ્રત્યે વળે છે.

આ બધાં ઉપરથી સ્પષ્ટ થાય છે કે મૈથુનની વૃત્તિ જાતિનું જીવન ટકાવી રાખતા માટે પ્રકૃતિએ ઉત્પન્ન કરી છે અને ભૂખ તેમ જ ઊંઘની જેમ જ એ વૃત્તિ પણ જીવન અથવા પ્રાણની સાથે અવિનાભાવ સંબંધથી જોડાયેલી સ્વાભાવિક વૃત્તિ છે. જડતત્ત્વમાં જીવનને ઉત્પન્ન કરવું, એને ટકાવવું-નિભાવવું, જડતત્ત્વ સાથે જોડાયેલા મૃત્યુમાંથી શક્ય હોય એટલું અને એટલો વખત એનું રક્ષણ કરવું અને જ્યારે એ ન જ ટકે એમ હોય ત્યારે, એક અગ્નિજ્વાલામાંથી જેમ બીજી અગ્નિજ્વાલા પ્રગટાવાય તેમ, એક વ્યક્તિના જીવનમાંથી બીજી વ્યક્તિ-ઓના જીવનને જન્મ આપી જીવનનું સાતત્ય ટકાવી રાખવું : આ છે એ મૈથુનની વૃત્તિનાં પ્રયોજનો. અમરપણું—વ્યક્તિના જીવનનું પૃથ્વી પર સ્થૂલ શરીરમાં અમરપણું,—એનું અંતિમ લક્ષ્ય છે, પણ એ તો હજી ઉત્ક્રાંતિમાં દૂર દૂરના ભાવિમાં સિદ્ધ થવાનું છે. આથી અત્યારે તો માત્ર જાતિની અંદર જ અમરપણું પ્રાપ્ત કરીને એ સંતોષ માને છે.



# સર્જન અને વિનાશ

જ્યારે કોઈ માણસનું મૃત્યુ થાય છે આપણે કહીએ છીએ કે એના પ્રાણનો વિનાશ થઈ ગયો, એના શરીરમાંથી પ્રાણ ચાલ્યો ગયો. ઉપલક્રિયા નજરે આ વાત સાચી લાગે છે. પરંતુ જ્યારે આપણે જરા ઊંડો વિચાર કરીએ છીએ ત્યારે કંઈક નવી જ વસ્તુ આપણી નજર સમક્ષ ખુલ્લી થાય છે. જે શરીરમાંથી પ્રાણ ચાલી ગયો એમ આપણે કહીએ છીએ તે જ શરીરને આપણી પ્રચલિત પ્રથા અનુસાર અગ્નિદાહ ન આપતાં થોડો સમય એમ ને એમ રહેવા દઈએ તો એ શરીરમાં કોહવાટ ઉત્પન્ન થઈને જાતજાતનાં જંતુ, કીડા વગેરે પેદા થશે. જો શરીરમાંથી પ્રાણ ચાલ્યો ગયો હોય તો આ કેમ બને ? ખરી વાત એ છે કે પ્રાણનો અમુક અંશ ભલે ચાલ્યો જતો હોય, પરંતુ બીજો અમુક અંશ મૃતદેહની અંદર પણ રહે છે અને એને અનુકૂળ પરિસ્થિતિ મળતાં એ કોઈક નવા જ પ્રકાર કે પ્રકારોના જીવનને પ્રગટ કરે છે. મનુષ્ય જીવંત હતો ત્યાં સુધી જે પ્રાણ માનવ-જીવન ટકાવી રાખવાનું કામ કરતો હતો તે જ પ્રાણ એના મૃત્યુ પછી ઇતર પ્રકારોનું જીવન સર્જવા પ્રત્યે વળે છે. માત્ર માનવશરીર જ નહિ પણ કોઈ પણ જીવજંતુના કે પ્રાણીના શરીરની બાબતમાં પણ આ જ હકીકત છે. તે ઉપરાંત વનસ્પતિ ( શાકભાજી, ફળ વગેરે )ની બાબતમાં પણ એમ જ છે; તેઓ જ્યારે સડે છે કે કોહી જાય છે ત્યારે તેમાં રહેલો પ્રાણ વાનસ્પત્ય જીવનને બદલે જીવજંતુનું જીવન નિર્માણ કરવામાં પ્રવૃત્ત થાય છે.

જેવું સજીવ સૃષ્ટિમાં છે તેવું જ નિર્જીવ સૃષ્ટિમાં પણ છે. જ્યારે કોઈ નદી ભયંકર પૂર આવતાં માઝા મૂકે છે અને પોતાના કિનારા તોડીને આસપાસના પ્રદેશોને તારાજ કરી નાખે છે, બરાબર ત્યારે જ રેલનાં પાણી જ્યાંથી ખસે છે ત્યાં સર્વત્ર જમીન પહેલાં હતી તેના કરતાં વધુ ફળદ્રૂપ બને છે. જ્યારે ધરતીકંપ થતાં પૃથ્વી ફાટે છે અને ગામનાં ગામ અને નગરનાં નગર ભૂગર્ભમાં વિલીન થઈ જાય છે અને સર્વત્ર ખાનાખરાબીનું તાંડવ રચાય છે, બરાબર ત્યારે જ પૃથ્વીના પેટાળમાંથી નવી નીકળેલી ધરતી પૂર્વની ધરતી કરતાં વધુ રસાળ બને છે. જ્યારે જ્વાળામુખી ફાટીને એના મુખમાંથી જ્વાળાઓની સાથે લાવારસ ઝરે છે અને એની આસપાસના માઈલો સુધીના વિસ્તાર પર એ છવાઈ જતાં મનુષ્યો, પ્રાણીઓ અને ઝાડપાન એમાં હોમનો બલિ બની જાય છે, બરાબર ત્યારે જ લાવારસમાં રહેલાં ખનિજ દ્રવ્યોવડે, એ જ્યાં પ્રસર્યો હોય ત્યાં ત્યાં સર્વ પ્રદેશ ખેતીને માટે અને ભાવિ પ્રજાને માટે અતિશય સમૃદ્ધ બની જાય છે.

આ આપણને એ બતાવે છે કે વિનાશ કંઈ કેવળ વિનાશ જ નથી પણ નવું સર્જન પણ છે. જગતમાં સર્વત્ર આ જ રીત પ્રવર્તે છે. માનવનું મન જેને વિનાશ ગણી લે છે તે સર્જનનું જ બીજું પાસું છે. પ્રકૃતિની અને પ્રકૃતિ દ્વારા કામ કરી રહેલા પરમાત્માની આ એક અગમ્ય વિચિત્રતા છે કે જે બે વસ્તુઓને આપણે એકબીજીથી તદ્દન વિરોધી ગણતાં હોઈએ તે જ બે વસ્તુઓને એ એકીસાથે જ લાવીને મૂકે છે. વિનાશ અને સર્જન ખરું જોતાં બે જુદી જુદી વસ્તુઓ જ નથી પરંતુ એક જ વસ્તુ છે, એક જ સિક્કાની બે બાજુઓ છે. અથવા, એથી પણ વધુ સાચી રીતે કહીએ તો એક જ ઘટનાને જોવાની બે જુદી જુદી રીતો છે.

બૃહદારણ્યક ઉપનિષદ (૧-૨)માં લગભગ શરૂઆતમાં જ એના દ્રષ્ટાએ આ વાત બહુ જ સુંદર રીતે દર્શાવી છે. એ કહે છે કે વિશ્વ ઉત્પન્ન થયું તેની પહેલાં કશું જ નહોતું. બધું જ મૃત્યુથી છવાયેલું

હતું. પછી એ મૃત્યુએ જ જાતજાતનાં જગતોને સરજ્યાં. મૃત્યુનું સર્જક સ્વરૂપ એનું એક અગત્યનું અંગ છે. જ્યાં જ્યાં કોઈ પણ પ્રકારનો વિનાશ થાય છે ત્યાં ત્યાં હંમેશ એની પછી કોઈ વધુ સુંદર વસ્તુનું સર્જન પણ થતું જ હોય છે; એની પછી જ નહિ, પણ વિનાશની ક્ષણે પણ થતું હોય છે.

આપણાં પ્રાચીન શાસ્ત્રોને,–ઉપનિષદો, પુરાણો વગેરેને,–આ બાબતની પૂરેપૂરી જાણ હતી. અને તેથી જ તેઓ સંહારક દેવ રુદ્રને સર્જક દેવ શિવ પણ કહેતાં હતાં. શિવ અને રુદ્ર બંને એક જ તત્ત્વ છે, એક જ શકિત છે. કૃષ્ણ પણ ગીતામાં પોતાનું એકી સાથે સર્જક અને સંહારક બને સ્વરૂપે વર્ણન કરે છે. 'अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा' (૭-૬)–'હું આખા જગતનો પ્રભવ અને પ્રલય બંને છું'; 'प्रभवः प्रलयः स्थानं......अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन' (૯-૧૮-૧૯)–'હે અર્જુન, ઉત્પત્તિ, પ્રલય અને સ્થિતિ,...અમૃતત્વ અને મૃત્યુ, સત્ અને અસત્ હું જ છું'; 'अहमादिश्च मध्यं च भूतानामन्त एव च' (૧૦-૨૦)–'હું જ ભૂતમાત્રનો આદિ, મધ્ય તેમ જ અંત પણ છું'; 'मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम्' (૧૦-૩૪) 'બધાને હરી જનારું મૃત્યુ અને ભવિષ્યમાં ઉત્પન્ન થનારનો ઉદ્ભવ હું છું'; વગેરે, વગેરે.

આપણે ઉપર જોયું તેમ વિનાશ સર્જનની પૂર્વભૂમિકા છે, એનું જ એક છૂપું સ્વરૂપ છે. તે જ મુજબ સર્જન પણ વિનાશનું જ સ્વરૂપ છે. જ્યારે એક બીજમાંથી અંકુરની ઉત્પત્તિ થાય છે ત્યારે એ બીજનો બીજસ્વરૂપે નાશ થાય છે. આપણે એમ ઇચ્છીએ કે બીજ આપણી પાસે અવિનષ્ટ રહે અને અંકુર પણ ઉત્પન્ન થાય તો તે કદી પણ બને તેમ નથી. ઈંડાની અંદરથી પક્ષીનું બચ્ચું જન્મે છે ત્યારે પણ એવું જ બને છે; જ્યાં સુધી ઈંડું આખું છે ત્યાં સુધી બચ્ચું જન્મેલું હોતું નથી, પણ જ્યારે બચ્ચું જન્મે છે ત્યારે ઈંડું તૂટી

જાય છે. આ વાત બ્રહ્મસૂત્રમાં બાદરાયણે એક બહુ જ સુંદર સૂત્રમાં દર્શાવી છે: 'नानुपमृद्य प्रादुर्भावात्–" પૂર્વાવસ્થાનો અથવા કારણનો ઉપમર્દ (વિનાશ) થયા વિના ઉત્તરાવસ્થા અથવા કાર્યનો પ્રાદુર્ભાવ થઈ શકતો નથી.'

આ સત્ય પણ માત્ર સજીવ સૃષ્ટિ પૂરતું જ મર્યાદિત નથી. નિર્જીવ પદાર્થોની બાબતમાં પણ એ એટલું જ સાચું છે. જ્યારે સોનાની લગડીમાંથી સોની ઘરેણું બનાવે છે ત્યારે લગડીના આકારનો વિનાશ થઈ ને જ ઘરેણાનો આકાર બની શકે છે; જ્યારે માટીના પિંડામાંથી કુંભાર વાસણ બનાવે છે ત્યારે વાસણનો ઘાટ ઘડવા માટે પિંડાના આકારનો લોપ કરવો જ પડે છે.

આમ સર્જનની નજરે વિનાશને જોઈએ કે વિનાશની નજરે સર્જનને જોઈએ, એ બંનેમાંથી આપણે એક જ નિર્ણય પર આવીએ છીએ,–આપણને આવવું પડે છે,–કે એ બેઉ મૂળમાં એક જ વસ્તુ છે. માત્ર આપણી ઉપલકિયા નજરે જોનારી બુદ્ધિ જ એ બેને એક બીજાથી ભિન્ન અને એકબીજાના વિરોધી ગણે છે. જેમ આપણામાં કહેવત છે કે સુખ દુઃખના ખભા પર ચઢીને આવે છે, તેમ આપણે કહી શકીએ કે સર્જન પણ વિનાશના ખભા પર બેસીને આવે છે અને વિનાશ પણ સર્જનના ખભા પર. અથવા, જેમ શ્રી અરવિન્દ પોતાના મહાકાવ્ય 'સાવિત્રી'માં એક અતિશય સુંદર રૂપકમાં કહે છે તેમ સર્જન અને વિનાશ તો એકમેકના હાથ પકડીને યુગલનૃત્ય કરનારાં એકબીજાનાં હરહમેશનાં સાથી છે:

> 'Creation and destruction waltzed inarmed
> On the bosom of a torn and quaking earth...'
> ('Savitri' II. 10)

---

## અમૃતત્વ

मर्त्तासः सन्तोऽमृतत्वमानशुः। ऋ० १. ११०. ४

"તેઓ મર્ત્ય હોવા છતાં અમૃતત્વને પામ્યા."

यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः।
अथ मर्त्योऽमृतो भवति . . . . ॥ कठ० ६. १५

"જ્યારે અહીં હૃદયની બધી ગ્રંથીઓ ભેદાઇ જાય છે ત્યારે મર્ત્ય (માનવ) અમૃતત્વને પામે છે."

જગતમાં પ્રાણીમાત્ર મૃત્યુ પામે છે તે જોવા અને જાણવા છતાં પણ દરેક માનવ અમરપણાને ઝંખે છે. જગતની બધી જ વસ્તુઓ જો નશ્વર છે તો પછી અમૃતત્વની આ ઝંખના માનવમાં—માનવમાં તો શું પણ પ્રાણીમાત્રમાં,—આવી ક્યાંથી? અને એ અમૃતત્વ એટલે શું? અવિચ્છિન્નપણે ચાલુ રહેતી કાળની ક્ષણોની પરંપરાના અનુભવવડે આપણા મન સમક્ષ ઊભી થતી શું તે માત્ર એક કલ્પના તો નહિ હોય? આકાશ, પર્વતો આદિના સ્થૂલ દૃષ્ટિએ જણાતા સ્થાયીપણાની અને સદાના અવિકારીપણાની બાહ્ય છાપનું માનવબુદ્ધિએ પોતાની ઉપર કરી લીધેલું અથવાં થવા દીધેલું કોઈ વ્યર્થ આરોપણ માત્ર તો નહિ હોય? જો એવું જ કંઈક હોય તો પછી એવા અમૃતત્વને માટે ઇચ્છા કરવી એ એક મોટી ભૂલ છે. પરંતુ કાળની ક્ષણોના અવિરત વહનના બહારથી થતા ભાનથી જ અમૃતત્વની કલ્પના ઉપસ્થિત નથી થતી. એ અમૃતત્વ તો અંતરના ઊંડાણમાંથી આપમેળે

ઊંડું અને કોઈ પણ બાહ્ય વસ્તુ પર આધાર ન રાખતું આંતરિક સ્ફુરણ છે. પ્રત્યેક પ્રાણી એમ જ ઇચ્છે છે કે પોતે જીવિત રહે, પોતાનું વર્તમાન અસ્તિત્વ કાયમ ટકી રહે, પોતાનો કદી પણ નાશ ન થાય. જન્મ અને મરણને જાણતો હોવા છતાં મનુષ્યને ઊંડે ઊંડે તો ખાતરી જ હોય છે કે જન્મ કંઈ તેના અસ્તિત્વનો આરંભ નથી તેમ મરણ કંઈ તેનો અંત નથી. કાળના વહનમાં જે કંઈ વિકાર પામે છે અને પરિણામ પામે છે તે તો તેનું માત્ર બાહ્ય સ્વરૂપ છે અને એ બધા બાહ્ય વિકાર અને પરિણામમાં પણ તેની અંતઃસ્થ સચેતન સત્તા તો અવિકૃત અને અપરિણામી રહે છે. જોકે કાળના આરંભથી માંડીને જ માનવ પોતાના દેહનું પણ અમરપણું ઇચ્છતો આવ્યો છે. પરંતુ તે અમરપણું કંઈ દેહના અણુપરમાણુઓ એના એ જ કાયમ રહે, એમાં કંઈ પણ ફેરફાર થાય જ નહિ એવો દુરાગ્રહ નથી. અન્નમય તત્ત્વની આદાન–વિસર્ગરૂપ ક્રિયા દ્વારા દેહના એ અણુપરમાણુ તો ક્ષણેક્ષણ બદલાતા જ રહે છે. બાલ્યાવસ્થામાં શરીર નાનું હોય છે અને મોટપણમાં તે વૃદ્ધિ પામે છે. પરંતુ એ નિત્ય પલટાતું રહેવા છતાં, નાનપણમાં જે હું હતો તે આજે મોટપણમાં નથી પણ બીજો જ કોઈ છું એવો ખ્યાલ કોઈને પણ આવતો નથી. અને શરીરના પરમાણુઓ બદલાયા કરે તેની સામે પણ કોઈને વિરોધ હોતો નથી. દેહના એવા પ્રકારના અમૃતત્વ પ્રત્યે કોઈનું પણ લક્ષ હોતું નથી.

શરીરના પરમાણુઓ ભલે બદલાયા કરે, પણ એ બધા ફેરફારોમાં પણ પૂર્વે જે પોતે હતો તે જ આજે છે અને ભાવિમાં પણ તે જ હશે એમ સતત સ્મૃતિ રહે એવી માનવની ઝંખના છે. અને આ અનુસંધાનરૂપ સ્મૃતિ જ માનવના ત્રણે કાળના ભૂતભાવ (becoming) ની જોડાણરેખા છે. તો આ સ્મૃતિને અમૃતત્વ સાથે શો સંબંધ છે? માનવને પોતાના જન્મની અથવા તેની પછીના થોડા સમયની તો કશી જ સ્મૃતિ હોતી નથી. વળી બાલ્યનાં પાંચ છ વર્ષોની સ્મૃતિ પણ તદ્દન નહિ જેવી હોય છે. અને છતાં પણ તેને ખાતરી હોય છે કે

એ સમય દરમ્યાન પણ તે અસ્તિત્વમાં તો હતો જ. વળી મોટા થયા પછી પણ તેની એ સ્મૃતિનો નિદ્રા દરમ્યાન વિચ્છેદ થાય જ છે. પરંતુ નિદ્રાત્યાગની સાથે જ તેને પૂર્વ દિવસનું અનુસંધાન ફરી પાછું થઈ જાય છે. આમ 'હું છું' એવા આત્મભાનમાં અથવા સતત રહેતી સ્મૃતિમાં થોડા સમયનો વિક્ષેપ આવે તો તેની સામે પણ માનવને વિરોધ નથી. એની અમૃતત્વની ઝંખના કંઈ એવી નથી કે જે અલ્પકાલિક સ્મૃતિ–વિચ્છેદને પણ ન સહી શકે.

દેહ, પ્રાણ અને મનના થતા અનેકવિધ પલટાઓમાં પણ જે તત્ત્વ અણપલટાતું રહે છે તે જ ખરું જોતાં અમૃતત્વનો મૂળ આધાર છે. અને તે અણપલટાતું તત્ત્વ ચૈત્ય પુરુષ ( Psychic Being ) છે. સપાટી પરના અસ્તિત્વમાં અમરપણાની જે ઝંખના આપણને દૃષ્ટિગોચર થાય છે તે તો કોઈ અંદરના સાચા અમૃતત્વનું પ્રતિબિંબ માત્ર છે. એ ચૈત્ય પુરુષ સપાટી પરના અસ્તિત્વ અથવા બાહ્ય વ્યક્તિતા ( outer personality )ને ઘડે છે અને જગતના અનુભવો લેવા માટે તેને અહીં પ્રગટ કરે છે. એ ચૈત્ય પુરુષ વ્યક્તિમાં પરમ ચૈતન્યના પ્રતિનિધિરૂપ છે અને સ્વયં કાલાતીત હોઈ તે સ્વસ્વરૂપમાં કાલાતીત અમૃતત્વનો ભોક્તા છે. પોતાના એ કાલાતીત અમૃતત્વને જ વ્યક્તિની બાહ્ય સત્તામાં કાલમય અમૃતત્વ અર્થાત્ અનંતતા રૂપે એ પ્રતિબિંબિત કરે છે મૃત્યુવ્યાપ્ત જગતમાં અમૃતત્વની ઝંખનાનું આ ખરું રહસ્ય છે.

ટકી રહેવાની અને નષ્ટ ન થવાની જે ઇચ્છા વ્યક્તિમાં પ્રગટ થાય છે તે જ ઇચ્છા જગતમાં પણ જુદે સ્વરૂપે પ્રગટ થાય છે. વ્યક્તિનો ભલે નાશ થાય પણ તે વ્યક્તિ જે જાતિની હોય તે જાતિને સતત ચાલુ રાખવાની છૂપી ઇચ્છા આપણને પ્રકૃતિમાં દૃષ્ટિએ પડે છે. અનેક પ્રકારના સંઘર્ષ અને વિરોધી–અનુરોધી વાતાવરણ વચ્ચે પણ પ્રાણે પ્રગટ કરેલી વનસ્પતિ–યોનિઓ અને પ્રાણી–યોનિઓ પોતપોતાનું અસ્તિત્વ ટકાવી રાખે છે. તેમનાં બાહ્ય સ્વરૂપોમાં પણ વ્યક્તિની જેમ જ ફેરફાર ભલે થયા કરે પરંતુ તે બાબતમાં તેમનો કંઈ વિરોધ હોતો

નથી. માત્ર દરેક જાતિ કે યોનિ સ્વસ્વરૂપે સુરક્ષિત રહે અને પોતાની હયાતી ગુમાવે નહિ એટલી જ માત્ર તેની છૂપી ઈચ્છા જણાય છે. અને આ ઈચ્છા અથવા ઝંખના પણ વ્યક્તિની ઈચ્છા અથવા ઝંખનાની જેમ જ પરમ ચૈતન્યના મૂળ અમૃતતત્ત્વનું પ્રતિબિંબ છે. આ પ્રચ્છાને સફળ બનાવવા માટે પ્રકૃતિમાં રહેલું પ્રાણતત્ત્વ અનેક ઉપાયો યોજે છે. વનસ્પતિ-યોનિઓમાં બીજ, કંદ ઇત્યાદિ તેમ જ પ્રાણી-યોનિઓમાં ઈંડાં, વીર્ય ઇત્યાદિ સૌ પ્રકૃતિએ સાતત્યને માટે ઘડેલા ઉપાયો છે. આર્ય શાસ્ત્રોમાં* પુત્રૈષણાને જે મહત્ત્વ આપવામાં આવ્યું છે તેની પાછળ પણ આ હેતુ રહેલો છે. 'સંતતિ' શબ્દ જ સાતત્યનો દ્યોતક છે. જીવનધારા અવિચ્છિન્ન ચાલુ રહે તેને માટે સંતતિને શાસ્ત્રોએ આવશ્યક ગણી છે; કારણ કે વ્યક્તિના જીવનનો તો નાશ થવાનો જ છે પરંતુ તેની સાથે જાતિ અથવા યોનિનું અસ્તિત્વ પણ સમાપ્ત ન થઈ જવું જોઈએ. આ હેતુને માટે સૂક્ષ્મતમ જીન્સ (genes) અને ક્રોમોસોમ્સ (chromosomes)ને પ્રકૃતિએ પ્રાણવાહક તરીકે બનાવ્યા છે અને તે દ્વારા પ્રત્યેક યોનિની વંશપરંપરા અર્થાત્ સંતતિ જળવાઈ રહે છે. જડ અન્નમય તત્ત્વની પરિસ્થિતિમાં જીવન અથવા પ્રાણનું અમૃતત્વ અત્યારે તો માત્ર આ સંતાનસાતત્યના રૂપનું જ છે. ઐતરેય બ્રાહ્મણમાં આ સંતતિ અને અમૃતત્વના સંબંધનો સ્પષ્ટ નિર્દેશ આ પ્રમાણે કર્યો છેઃ 'ऋणमस्मिन् संनयत्यमृतत्त्वं च गच्छति। पिता पुत्रस्य जातस्य पश्येच्चेज्जीवतो मुखम् ॥' (ઐ. બ્રા. ૭. ૧૩. ૨.) જાતીય આકર્ષણ અર્થાત્ સ્ત્રી-પુરુષનું અન્યોન્ય આકર્ષણ પણ પ્રકૃતિએ આ સાતત્ય જાળવી રાખવા માટે યોજેલું એક સાધન છે.

જાતિ અથવા યોનિમાં જીવન અક્ષુણ્ણ ટકાવી રાખવા માટે જેમ જીન્સ અને ક્રોમોસોમ્સ પ્રાણવાહક તરીકે કામ કરે છે તેમ જાતિ

* ઉદાહરણ તરીકે ઐતરેય બ્રાહ્મણ, ૭. ૧૩; ઐતરેય ઉપનિષદ, ૨; બૃહદારણ્યક ઉપનિષદ; ૬. ૩.

અથવા યોનિનાં જ્ઞાન અને અનુભવને અક્ષુણ્ણપણે જાળવી રાખવા માટે પણ તેઓ જ જ્ઞાનવાહક તરીકે કામ કરે છે. સમસ્ત જાતિનું જ્ઞાન અને અનુભવ તેના દ્વારા જ વંશપરંપરા સતત ચાલુ રહે છે, અને એ જાતિની પ્રત્યેક વ્યક્તિમાં અચેતન ( subconscient ) અથવા પ્રચ્છન્ન ( subliminal ) સત્તામાં અન્ધપ્રેરણા ( instinct ) રૂપે રહે છે. વ્યક્તિમાં જેવું કાર્ય સ્મૃતિનું છે તેવું જ કાર્ય જાતિમાં અર્થાત્ યોનિમાં આ અન્ધપ્રેરણાનું છે. જેમ વ્યક્તિ પોતે મેળવેલાં જ્ઞાન અને અનુભવને અચેતનામાં ફરી વાર લીન થઈ જતાં સ્મૃતિ દ્વારા અટકાવે છે અને જાળવે છે તેમ જાતિ પણ પોતાની સમસ્ત વ્યક્તિઓએ પ્રાપ્ત કરેલાં જ્ઞાન અને અનુભવને એ જ અચેતનામાં ઢળી પડતાં અન્ધપ્રેરણા દ્વારા અટકાવે છે. જો મનનું કોઈ પ્રકારનું અમૃતત્વ હાલ અહીં સિદ્ધ થયું હોય તો તે વ્યક્તિમાં સ્મૃતિના રૂપનું અને જાતિમાં અવચેતનાગત અન્ધપ્રેરણાનું રૂપનું છે.

પરંતુ પ્રાણ અને મનનું આ વ્યક્તિગત કે જાતિગત સાતત્ય એ કંઈ ખરું અમૃતત્વ નથી, માત્ર અમૃતત્વનો આભાસ છે. ખરું અમૃતત્વ તો ચૈત્ય પુરુષમાં રહેલું છે અને જ્યાં સુધી માનવ એ ચૈત્ય સત્તાનો સાક્ષાત્કાર ન કરે અને માત્ર સપાટી પરની સત્તામાં જ ગૂંથાયેલો રહે ત્યાં સુધી તો આ આભાસાત્મક અથવા પ્રતિબિંબાત્મક અમૃતત્વ જ તેની દૃષ્ટિએ પડવાનું. શુદ્ધ અન્નમય ભૂમિકા ઉપર તો મૃત્યુનું સામ્રાજ્ય જ વ્યાપી રહેલું છે અને તેથી ત્યાં જો કોઈ પણ પ્રકારનું અમૃતત્વ રહ્યું હોય તો તે તો માત્ર જડતત્ત્વની કાલાત્મક અનન્તતાના રૂપનું જ હોઈ શકે અથવા તો પોતાના જ અત્યંતવિરોધી એવા મૃત્યુતત્ત્વમાં સંપૂર્ણપણે વિલીન બનેલું જ હોઈ શકે. પ્રાણમય ભૂમિકા ઉપર વ્યક્તિનું જન્મ-પુનર્જન્મ-પરંપરારૂપ જીવન અને જાતિનું સંતાન-પરંપરારૂપ જીવન એ જ માત્ર અમૃતત્વનો ઝાંખો અથવા દૂરનો પડછાયો છે. મનોમય ભૂમિકા ઉપર વ્યક્તિની સતત ચાલુ રહેતી સ્મૃતિ અને જાતિની સતત-અનુવર્તમાન અન્ધપ્રેરણા એ જ. એ

અમૃતત્વનાં સૂચનચિહ્નો છે.

આમ નિમ્ન પ્રકૃતિની ત્રણે ભૂમિકા ઉપર એ અમૃતત્વની ઝાંખી પડદા પાછળ રહીને ચૈત્ય પુરુષ પ્રેરે છે. વાસ્તવિક અમૃતત્વ તો એ નિમ્ન પ્રકૃતિથી પર રહેલી ભૂમિકાઓ ઉપર છે. આમ હોઈ જો માનવ નિમ્ન પ્રકૃતિમાં જ સીમિત બની જાય તો એ ખરા અમૃતત્વને પ્રાપ્ત કરી શકે નહિ. માનવનાં દેહ, પ્રાણ અને મન એ ત્રણને એના અન્તરાત્માએ કોઈ આન્તર આવશ્યકતાને કારણે અહીં પ્રગટ કર્યાં છે, અને તેમને બાહ્ય સત્તાનાં અંગો તરીકે ઘડયાં છે. એ આવશ્યકતા પૂરી થઈ જતાં એ તેમનો ત્યાગ કરે છે. તેવી જ રીતે જાતિનાં અને જગતનાં દેહ, પ્રાણ અને મન એ ત્રણને એના વિરાટ આત્માએ કોઈ ઊંડી આવશ્યકતાને કારણે જ અહીં પ્રગટ કર્યાં છે અને એ આવશ્યકતા પૂરી થઈ જતાં એ તેમનો વિલય કરે છે.

આથી જો માનવ પોતાનાં વૈયક્તિક દેહ, પ્રાણ અને મનનું અમૃતત્વ ઇચ્છતો હોય તો તેણે ચૈત્ય સત્તામાં રહેલી એ આવશ્યકતાને જાણવી જોઈએ. તે ઉપરાંત, દેહ, પ્રાણ અને મનની ઉત્પત્તિ અને લય કેવી રીતે અને શા કારણોવડે થાય છે તેને પણ સમજવું જોઈએ. જો એમ થાય તો જ તેમની ક્રિયા–વિક્રિયાઓને એ નિયમી શકે, પલટાવી શકે અને સ્વેચ્છાનુસાર નવી પણ ઘડી શકે. બાહ્ય સત્તા અને આન્તર સત્તા વચ્ચે રહેલા પડદા જો દૂર કરી શકાય અને બાહ્ય સત્તા આન્તર સત્તાના ધર્મોને કંઈક અંશે ગ્રહણ કરે તો જ આવું બનવું શક્ય થાય. આન્તર સત્તામાં અમૃતત્વ-ધર્મી અન્નમય, પ્રાણમય અને મનોમય પુરુષ તો છે જ અને તેથી જો બાહ્ય સત્તાનાં અંગભૂત દેહ, પ્રાણ અને મન એનો સાક્ષાત્કાર કરે તો એના અમૃતત્વને એ ત્રણે પોતામાં ઝીલી શકે.

અહીં એક બીજી શક્યતા પણ વિચારવા યોગ્ય છે, અને તે એ કે માનવની મન, પ્રાણ અને દેહરૂપ બાહ્ય સત્તા ભલે પલટાયા કરતી હોય પરંતુ કોઈ આન્તર–નિમજ્જન દ્વારા પ્રચ્છન્ન ચેતનામાં ઊતરીને

પૂર્વજન્મોની સ્મૃતિનું અનુસન્ધાન જો સતત જાળવી રાખી શકાતું હોય તો પછી માનવ ઝંખે છે તેવા અમરત્વની પ્રાપ્તિની કંઈ બહુ અગત્ય રહે નહિ, અને આ દેહમાં જ સદાકાળ જીવિત રહેવાની ઇચ્છા પણ મંદ પડી જાય અથવા કદાચ તદ્દન જ દૂર થઈ જાય. પરંતુ સર્વાંગી પૂર્ણતામાં તો બાહ્ય સત્તાનું અમૃતત્વ પણ એક અંગ હોવું જ જોઈએ અને બાહ્ય મન, પ્રાણ, દેહનું યે રૂપાન્તર કરી તેમનું પણ અમૃતત્વ પ્રાપ્ત કરવું જોઈએ. દેહનું અમૃતત્વ એ તો નિમ્ન પ્રકૃતિ ઉપર માનવે પ્રાપ્ત કરવાના વિજયનું અન્તિમ બિન્દુ છે.

પરંતુ બાહ્ય સત્તાનું આવું અમૃતત્વ તો આત્માના સહજસિદ્ધ અમૃતત્વ પાસે એક તદ્દન ગૌણ વાત છે. જેનું અસ્તિત્વ કદી પણ પોતાના વિરોધી તત્ત્વરૂપ નાસ્તિત્વમાં પલટાઈ જતું નથી અને જે સ્થળકાળમાં થતાં સર્વ રૂપાંતરોમાં પણ જેવું ને તેવું જ કાયમ રહે છે તે જ વાસ્તવિક અમૃતત્વધર્મા સત્-તત્ત્વ છે. અને તેને ઉદ્દેશીને જ ઉપનિષદ કહે છે કે તેને જાણીને મૃત્યુની પાર જવાય છે, 'तमेव विदित्वाऽतिमृत्युमेति।'

---

# અધ્યાત્મવિદ્યા અને વિશ્વ

સામાન્ય રીતે એવો ખ્યાલ લોકોમાં પ્રચલિત છે કે જો માનવ અધ્યાત્મપંથે વળે તો તેણે વિશ્વને છોડીને જ એમ કરવું પડે. અમુક અંશે આ ખ્યાલ સાચો છે કેમકે જ્યાં સુધી માનવ જગતના વ્યવસાયોમાં ગૂંથાયેલો રહે ત્યાં સુધી એને આત્મા કે પરમાત્માનું સાચું સ્વરૂપ અનુભવમાં આવતું નથી. પણ એ ખ્યાલ અમુક જ અંશે સાચો છે, સંપૂર્ણપણે નહિ.

આપણે જગત પ્રત્યે અભિમુખ બનીએ છીએ આપણી ઇંદ્રિયો-વડે તેમજ બહિર્ગામી મન અને બુદ્ધિવડે. અને ઇંદ્રિયો, મન અને બુદ્ધિ તો પરમાત્માએ નિરપવાદપણે સૌ કોઈને આપ્યાં છે. તો પ્રશ્ન એ થાય છે કે જો આ બધાં કરણોની બહિર્ગામિતા અથવા તો બહિર્મુખતા પોતે જ દોષમય હોય તો પરમાત્મા સૌ કોઈને એ આપે જ શું કરવા? પરમાત્મા જગતમાં પ્રયોજન વિના કશું જ ઉત્પન્ન ન કરતો હોય તો પછી આ બધાં કરણોને પણ એ શા માટે ઉત્પન્ન કરે? અને આપણે એમ કહીએ કે એ કશા જ પ્રયોજન વિના પણ અમુક વસ્તુઓ ઉત્પન્ન કરે છે, તો આપણે એમ જ કહેવું પડે કે એ તેટલા અંશે ચેતનાહીન હોવો જોઈએ; કેમકે ચેતના તો પ્રયોજન વિના કશું જ કામ નથી કરતી. પ્રયોજનપૂર્વકતા અને સભાનતા તો ચેતનાનાં મૂળભૂત લક્ષણો છે.

આથી આપણે આવશ્યકપણે એમ સ્વીકારવું જ પડે છે કે આ

બધાં કરણો રચવા પાછળ અને તે પણ આટલાં બધાં સર્વવ્યાપકપણે રચવા પાછળ પરમાત્માનું કોઈ ગહન પ્રયોજન હોવું જ જોઈએ. અને જો એ હોય તો આપણે એને શોધી કાઢવું જ જોઈએ.

જ્યારે આપણે એ શોધવા નીકળીએ છીએ ત્યારે જણાય છે કે પરમાત્મા અથવા આત્મા પોતે મૂળરૂપમાં અદ્વૈતસ્વરૂપ હોવા છતાં એણે પોતે જ પોતાના આનંદને વિવિધરૂપે પ્રાપ્ત કરવા માટે તો જગત રચ્યું છે, અને પોતે અનંત અંતરાત્માઓરૂપ બનીને જુદાં જુદાં સ્વરૂપે એને વિશ્વમાં ગ્રહણ કરે છે. સાચું અદ્વૈત તો તે જ છે, જે પરમાત્માને કેવળ વિશ્વાતીત એકતારૂપે જ ન જોતાં, એક બાજુએ જગત સાથે અને બીજી બાજુએ અંતરાત્મા સાથે પણ એકાત્મક સ્વરૂપે રહેલો સ્વીકારે અને અનુભવે.

આમ એક જ આત્મા એક બાજુએ જગતરૂપે પોતાની જ અભિવ્યક્તિ કરે છે અને બીજી બાજુએ વ્યક્તિગત અંતરાત્મારૂપે પણ પોતાની જ અભિવ્યક્તિ કરે છે. અને એ બંને સ્વરૂપોની પરસ્પર ક્રિયા–પ્રતિક્રિયાઓમાં પોતાના મૂળ આનંદની પ્રાપ્તિ કરવા પ્રત્યે આગળ વધે છે. આથી બાહ્ય ભૂમિકા પર એણે દરેક સત્ત્વને એ સત્ત્વથી બાહ્ય ભાસતા વિશ્વ સાથે સમાગમમાં આવવા માટે ઇંદ્રિયો, મન, બુદ્ધિ આપ્યાં છે. અચેતનામાંથી પ્રગટ થઈને આગળ વધતી ચેતનાને માટે મૂળ અદ્વૈત પર જવા માટે આ કરણો સિવાય છૂટકો નથી. પણ જ્યાં સુધી ચેતના એકતા પ્રત્યે સીધેસીધી અભિમુખ બનવા જેટલી તૈયાર નથી થયેલી હોતી ત્યાં સુધી આ બધાં કરણો એને માત્ર જગત સાથેનાં પોતાનાં દ્વૈત અને ભિન્નતાનું જ ભાન સમર્પિત કરે છે.

અને આ જ છે માનવની બહિર્ગામિતા અને બહિર્મુખતાની પાછળ રહેલી મૂળ હકીકત. માનવ કરતાં નિમ્ન પ્રાણીઓ વધુ બહિર્મુખ છે, કેમકે માનવમાં તો ચિંતનશીલ મનનો ઉદય થયો હોઈ એ પોતાના માનસસ્વરૂપમાં પણ અંદર ઊતરીને બાહ્ય જગતને ભૂલી જઈને રહી શકે છે, પણ પ્રાણીઓ અને જીવજંતુઓમાં ચિંતનાત્મક મન ન હોઈ

તેમની ચેતના તો સંપૂર્ણપણે માત્ર બાહ્ય જગતનાં પદાર્થો અને ઘટનાઓમાં જ રોકાયેલી રહે છે.

પરંતુ મનના વિચારોમાં ડૂબેલા રહેવું એ કંઈ સાચી અંતર્મુખતા નથી. અલબત્ત, એ એક વચ્ચેનું પગથિયું અથવા stepping stone હોઈ શકે છે. પણ ખરી અંતર્મુખતા તો એ જ છે, જે જડતત્ત્વના ઘડાયેલા બાહ્ય જગતમાંથી તેમજ મનમાં રહેલા ચિંતનાત્મક જગતમાંથી પણ છૂટી થઈને એનાથી યે વધારે ઊંડાણમાં રહેલા અંતરાત્મામાં પ્રવેશીને ત્યાં સ્થિરપણે રહી શકે. આવી અંતર્મુખતા કોઈ કવિ કે વિચારક કે ચિત્રકાર કે ગણિતશાસ્ત્રી કે વૈજ્ઞાનિકની કહેવાતી અંતર્મુખતા કરતાં તદ્દન જુદી જ છે, જેને અંગ્રેજીમાં Introspection કહેવામાં આવે છે તેના કરતાં તદ્દન જુદી છે.

અધ્યાત્મવિદ્યામાં જેને જરૂરી ગણવામાં આવી છે તે આ Introspectionના સ્વરૂપની અંતર્મુખતા નહિ, પણ એના કરતાં અતિશય વધારે ઊંડી એવી આ સાચી અંતર્મુખતા જ છે. અને નોંધપાત્ર વાત તો એ છે કે આ સાચી અંતર્મુખતામાં નથી આપણા વિચારો નડતા કે નથી આપણી ઇંદ્રિયો, મન અને બુદ્ધિવડે જગતના સ્વરૂપને ગ્રહણ કરવા માટે સહજ જ થતી કહેવાતી બહિર્મુખતા નડતી.

સાચી અંતર્મુખતામાં તો ઊલટો આ બંને બીજી વૃત્તિઓનો સમાવેશ સંપૂર્ણ સંવાદિતાપૂર્વક થઈ શકે છે, કેમકે જો અંતર્મુખતા અંતરાત્મામાં આપણી સ્થિરતા હોય અને જો અંતરાત્મામાં પરમાત્મા સાથેનું તેમ જ વિશ્વાત્મા સાથેનું અદ્વૈત આપણે અનુભવતાં હોઈએ તો ઇંદ્રિયોની બહિર્ગામિતા પણ એ જ અદ્વૈતનો અનુભવ કરાવી શકે તેમ છે. અને તેથી એને આપણે બહિર્મુખતા કહી શકતાં નથી.

આમ, આવી અંતર્મુખતા પ્રાપ્ત કરવાના બે માર્ગો આપણી સમક્ષ ખુલ્લા થાય છે. એક માર્ગ એ છે કે જેને આપણા પ્રાચીન યોગીઓ, તપસ્વીઓ વગેરે અનુસરતા આવ્યા છે અને એમાં પહેલાં બાહ્ય ભૌતિક જગતમાંથી અને પછી આંતર મનોમય જગતમાંથી પણ

આપણી વૃત્તિઓને પાછી ખેંચી લઈ અંતરાત્મા અને પરમાત્મા પર સ્થિર કરવી. આ નેતિ નેતિનો માર્ગ છે, કેમકે એમાં આપણે એવો અભ્યાસ કરવો પડે છે કે આ વસ્તુ આત્મા નથી, તે વસ્તુ આત્મા નથી, આ માનસિક વૃત્તિ આત્મા નથી, તે માનસિક વૃત્તિ આત્મા નથી.

પરંતુ એ જ અંતર્મુખતા પ્રાપ્ત કરવાનો બીજો પણ માર્ગ છે, અને તે એ કે પ્રત્યેક બાહ્ય વસ્તુ, વ્યક્તિ અથવા પ્રસંગના બહારથી દેખાતા સ્વરૂપમાં પણ અંદર ઊંડાણમાં તો આત્મા રહેલો જ છે અને આપણે એ આત્માની ખોજ એ વસ્તુ, વ્યક્તિ કે પ્રસંગમાં અંતર્મુખ બનીને કરવી પડે છે. જેમ આપણા પોતાના વ્યક્તિગત અંતરાત્મસ્વરૂપના ઊંડાણમાં ઊતરવું એ અંતર્મુખતા છે. તેમ બાહ્ય વિશ્વના અથવા તેમાં રહેલા પ્રત્યેક વ્યક્તિગત સ્વરૂપના ઊંડાણમાં ઊતરવું એ પણ અંતર્મુખતા જ છે. આ ઇતિ ઇતિનો માર્ગ છે એમ આપણે કહી શકીએ, કેમકે એમાં આપણે કશું જ છોડતાં નથી, પણ પ્રત્યેક પદાર્થ, વ્યક્તિ અને પ્રસંગના ઊંડાણમાં છુપાઈને રહેલા આત્મા અથવા પરમાત્માને સ્વીકારીએ છીએ અને એના અનુભવ અથવા સાક્ષાત્કાર પ્રત્યે આગળ વધીએ છીએ. આપણે તે તે પદાર્થ, વ્યક્તિ કે પ્રસંગને છોડતાં નથી પણ માત્ર એના કહેવાતા બાહ્યસ્વરૂપ પરથી આપણી દૃષ્ટિ પાછી ખેંચી લઈને એના ઊંડાણમાં રહેલા આત્મસ્વરૂપ પ્રત્યે એને લઈ જઈએ છીએ.

આમ આ માર્ગે અધ્યાત્મ જીવન પ્રત્યે જવા માટે એક બાજુ આપણે આપણું સમૃદ્ધ માનસિક જીવન છોડવાની પણ જરા યે જરૂર નથી અને બીજી બાજુ આપણે ભૌતિક જગત અને જીવન સાથેનો સમૃદ્ધ સંબંધ અને વ્યવહાર છોડવાની પણ જરા યે જરૂર નથી. જે છોડવાનું છે તે તો માત્ર આપણી અવિકસિત ચેતનાએ ઊભો કરેલો અનાત્મ-ભાવ જ છે.

પરમાત્માએ રચેલું અને રચાતાં પહેલાંની જેમ જ રચાયા પછી પણ પરમાત્મસ્વરૂપ જ રહેલું જગત પરમાત્મરૂપ જ જોવું અને અનુ-

ભવવું એ જ સાચું અદ્વૈત છે અને એ જગતમાં બીજી બધી વ્યક્તિઓ તથા પદાર્થો તેમજ આપણે પોતે પણ એ જ પરમાત્મારૂપ છીએ એમ જોવું અને અનુભવવું એ પણ એટલું જ સાચું અદ્વૈત છે. પરમાત્મા, વિશ્વ અને વ્યક્તિ એ ત્રણે મૂળભૂત તત્ત્વો છે. અને એ ત્રણમાંના પ્રત્યેકના બીજા બે સાથેના અદ્વૈતને લક્ષમાં રાખતા આપણી સમક્ષ ૭ પ્રકારનું અદ્વૈત આવીને ઊભું રહે છેઃ (૧) પરમાત્મા અને વિશ્વ વચ્ચેનું, (૨) પરમાત્મા અને વ્યક્તિ વચ્ચેનું, (૩) વિશ્વ અને પરમાત્મા વચ્ચેનું, (૪) વિશ્વ અને વ્યક્તિ વચ્ચેનું, (૫) વ્યક્તિ અને પરમાત્મા વચ્ચેનું, અને (૬) વ્યક્તિ અને વિશ્વ વચ્ચેનું.

આમાંના કોઈ પણ એક કે વધુ પ્રકારના અદ્વૈત પ્રત્યે દુર્લક્ષ થતાં એટલું અદ્વૈત ઓછું અનુભવાય છે. અધ્યાત્મવિદ્યાના અનુસરણમાં વ્યક્તિ કે વિશ્વ એમાંના એકેયને બાજુએ મૂકીને આત્માનું અનુસરણ કરવાનું નથી, પણ એ બંનેને સાથે રાખીને જ આત્માના આ સમઆત્મક ષડ્વિધ અદ્વૈત પ્રત્યે આગળ વધવાનું છે.

## સત્યમેવ જયતે

'**માત્ર** સત્ય જ જીતે છે' એવું સૂત્રવાક્ય આપણે હંમેશ સાંભળીએ છીએ, પરંતુ પહેલી નજરે જોતાં એ સાચું હોય એમ આપણને કયારે લાગતું નથી. એનાથી ઊલટું જ, આપણા આ વિચિત્ર જગતમાં સર્વત્ર અસત્યનો જ જય થતો હોય એમ જણાય છે. કદાચ આપણે એમ કહેવા પ્રેરાઈએ કે આ તો આજના બગડેલા જમાનાનો પ્રતાપ છે અને પૂર્વના સમયમાં સત્યનો જ વિજય થતો હશે એટલા ઉપરથી આવું સૂત્રવાક્ય રચાયું હશે.

પરંતુ આ વાક્ય સૌ કોઈને આટલું પરિચિત હોવા છતાં એ મૂળ શામાંથી આવ્યું છે તે જાણવાની ભાગ્યે જ કોઈ પરવા કરતું હશે અને ત્યાં એનો ખરો અર્થ શો થાય છે તેનો વિચાર જવલ્લેજ કોઈએ ગંભીરતાપૂર્વક કર્યો હશે. આ એક આખું વાક્ય નથી પણ વાક્યનો એક ટુકડો છે અને જેમાંથી એ લેવામાં આવ્યો છે તે તો મુણ્ડક ઉપનિષદ્‌માંનો એક મન્ત્ર છે, જે આ પ્રમાણે છે:

सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः।
येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ॥ (मुण्डक उ. ३. १. ६)

"માત્ર સત્ય જ જીતે છે અને નહિ કે અનૃત (અથવા અસત્ય). દિવ્યતા પ્રત્યે જવાનો (અથવા દેવોને વિચરવાનો) પંથ સત્યવડે રચાયેલો છે. જેનાવડે આપ્તકામ ઋષિઓ આગળ વધે છે અને જ્યાં એ સત્યનો પરમ ભંડાર રહ્યો છે ત્યાં પહોંચે છે."

સામાન્ય રીતે આપણે 'સત્ય' શબ્દનો અર્થ નૈતિક સત્ય અથવા તો વાણી કે વર્તનનું સત્ય એમ કરીએ છીએ. અને એને લીધે જ 'સત્યમેવ જયતે'નો સિદ્ધાન્ત ડગલે ને પગલે પડી ભાગતો હોય એવું આપણા જોવામાં આવે છે. કેમકે જગત નીતિના સિદ્ધાન્તથી શાસિત થતું નથી; કંઈ નહિ તો માનવે કલ્પેલા નીતિના સિદ્ધાન્તથી તો નથી જ થતું. ઉપનિષદો અને વેદમાં સત્યનો અર્થ કંઈક જુદો જ થતો હતો. તેમની દૃષ્ટિ સંમુખ બે કલ્પનાઓ હતી: એક સત્યની અને બીજી ઋતની. 'સત્ય' એટલે સત્ અથવા તો અસ્તિત્વને લગતું (सतः इदं इति सत्यम्). આ સત્ અથવા અસ્તિત્વ એ મૂળ સચ્ચિદાનન્દ (સત્+ચિત્+આનન્દ)ના ત્રિવિધ અથવા તો એક છતાં ત્રણ અને ત્રણ છતાં એક એવા પરમાત્મ-સ્વરૂપમાંનો સર્વપ્રથમ અંશ છે. દરેક વસ્તુ અથવા વ્યક્તિનું જે મૂળ સ્વરૂપ છે એ તે તે વ્યક્તિ કે વસ્તુનું સત્ છે. એને લગતું જે સત્ય છે તે 'સત્ય' છે. બીજું છે 'ઋત', અને એ છે વિશ્વને ચલાવનારો તેમજ દરેક વ્યક્તિ તેમજ વસ્તુને પોતપોતાના સ્વરૂપ અનુસાર પોતાના માર્ગ ઉપર આગળ વધારનારો નિયમ. જ્યારે 'સત્ય' દરેકની મૂળ હયાતી અથવા 'હોવા-પણા'નું સત્ય છે ત્યારે 'ઋત' દરેકનું 'બનવાપણા'નું સત્ય છે; 'સત્ય' સ્થિર સત્ય છે અને 'ઋત' ગતિમાન સત્ય છે. 'ઋત' શબ્દ ઋ-જવું, આગળ વધવું, એ ધાતુ પરથી સિદ્ધ થયેલો છે. આ બે 'સત્ય' અને 'ઋત'ના વિરોધી શબ્દો છે 'અસત્ય' અને 'અનૃત.'

જગતમાં આવિર્ભાવ પામનારું બધું જ આ બે સ્વરૂપોને, એટલે કે 'હોવાપણું' અને 'બનવાપણું', अस्ति-ભાવ અને भवति-ભાવ (અથવા ભૂતભાવ)ને ધારણ કરે છે. આથી જેવું જેનું સ્વરૂપ હોય તે અનુસાર તેનું સત્ય નક્કી થાય. કોઈપણ બે પદાર્થનું અથવા બે વ્યક્તિનું એક જ સત્ય હોઈ શકે નહિ. પરમાત્મામાંથી બધાંયનો આવિર્ભાવ છે અને પરમાત્મા તો એક જ છે એટલે મૂળમાં તો બધું જ પરમાત્મ-સ્વરૂપ છે; પરંતુ એક એવો પરમાત્મા આવિર્ભાવની

અંદર અનેક અને અનન્ત સ્વરૂપો ગ્રહણ કરે છે. એટલા માટે જગતની અંદર આપણને આટલી બધી નિઃસીમ વિવિધતા નજરે પડે છે. અને તે અનુસાર જ સત્ય પણ મૂળમાં એક હોવા છતાં જગતમાં તો તે નિઃસીમ વિવિધતાથી યુક્ત જ આપણા જોવામાં આવે છે. સત્યની આ નિઃસીમ વિવિધતાના સામાન્ય રીતે આપણે ત્રણ મુખ્ય વર્ગો પાડી શકીએ : એક વૈશ્વિક સત્ય, બીજું યોનિ અથવા જાતિનું સત્ય અને ત્રીજું વ્યક્તિનું સત્ય.

જગતની અંદરના આવિર્ભાવને આપણે બારીકાઈથી તપાસીશું તો એની અંદર આપણને કોઈ નિશ્ચિતરૂપની યોજના અને ક્રમિકતાનું દર્શન થશે. જગતમાં બનનારી બધી ઘટનાઓ પણ આ નિશ્ચિતરૂપની યોજના અને ક્રમિકતાનાં જ અંગો છે અને તેથી તેઓ પણ વ્યવસ્થિત રીતે ગોઠવાયેલી અને આપણને સહેલાઈથી ન કળાય એવા કોઈ વિરાટ પ્રયોજન અથવા હેતુને અનુસરનારી છે. એ યોજના અનુસાર જગતની અંદર ક્રમિક રીતે જડતત્ત્વ, પ્રાણ અને મનનું અને તે તે તત્ત્વ અનુસાર પરમાણુ–અણુ વગેરે ભૌતિક દ્રવ્ય, યોનિ–જાતિ વગેરે પ્રાણનાં સ્વરૂપો અને ઇન્દ્રિય–મન–બુદ્ધિ વગેરે મનોમય તત્ત્વોનું પ્રાકટ્ય થાય છે. આ બધાંય દ્રવ્યો, આકૃતિઓ અને તત્ત્વોનો પોતપોતાનો એક વિશિષ્ટ ધર્મ અથવા સત્ય છે અને દરેક પોતપોતાના એ સત્ય અનુસાર આગળ વધે છે. દરેક વ્યક્તિગત સ્વરૂપનું આ આગળ વધવું વિશ્વના આગળ વધવાની અંદર સમાવિષ્ટ છે. આ વ્યક્તિગત, સામુદાયિક અને વૈશ્વિક પ્રગતિને આપણે ઉત્ક્રાન્તિનું નામ આપીએ છીએ. આવું ઉત્ક્રાન્તિનું વિશ્વવ્યાપક સત્ય જગતનું મૂળભૂત સત્ય છે. અને એની અંદર એની શાખાઓ અથવા ડાળપાંખડાં રૂપે દરેક દરેક યોનિનાં, જાતિનાં અને વ્યક્તિનાં તેમજ અણુ–પરમાણુનાં સત્યો રહેલાં છે.

આપણે જેને સંકુચિત નૈતિક અર્થમાં સત્ય કહીએ છીએ તે તો માત્ર આપણી માનવબુદ્ધિએ ઊભી કરેલી એક કલ્પના છે. એની અંદર તથ્ય તો છે પણ એ માત્ર માનવજાતિ અને માનવવ્યક્તિ પૂરતું જ

મર્યાદિત છે અને એને આપણે વિશ્વવ્યાપક સત્ય તરીકે ગણી શકતાં નથી. કેમકે માનવને બાદ કરતાં આખા દૃશ્ય વિશ્વમાં કરી પણ આપણા કલ્પેલા નીતિના નિયમોનું પાલન થતું આપણને દેખાતું નથી. પ્રાણી-સૃષ્ટિની બધીય જાતિઓ પોતપોતાની પ્રકૃતિના નિયમોને અનુસરે છે અને માનવના નીતિના ખ્યાલોને જરા પણ સ્વીકારતી નથી. વનસ્પતિ-સૃષ્ટિ તો એથીય ઓછી માનવની કલ્પના અનુસાર નૈતિક છે. અને ખનિજ–ધાતુ–પાષાણ વગેરે સ્થાવર યોનિઓ તો નૈતિક કે અનૈતિક હોઈ શકે જ નહિ એ સ્પષ્ટ છે. આમ માનવ સિવાયની બીજી સર્વ દૃશ્ય સૃષ્ટિ અવનૈતિક ( inframoral ) છે. બીજી બાજુએ દેવ, ગંધર્વ, કિંનર વગેરે યોનિઓનો સમાવેશ કરનારી અદૃશ્ય સૃષ્ટિને પણ માનવના નૈતિક નિયમો લાગુ પડતા નથી, કેમકે એ પરનૈતિક ( supramoral ) છે.

આના ઉપરથી આપણે જોઈ શકીશું કે જો વિશ્વમાં રહેલું અને વિશ્વને ચલાવનારું કોઈ સત્ય હોય તો તે નૈતિક સત્ય તો ન જ હોઈ શકે, અને બહુ બહુ તો નૈતિક સત્ય એ વિશ્વાત્મક સત્યનો માત્ર એક અંશ જ હોઈ શકે. એ સત્ય તો સામાન્ય રીતે આખા વિશ્વને લાગુ પડતું હોવું જોઈએ અને છતાં એ એટલું વિશાળ હોવું જોઈએ કે જેની અંદર દરેક વ્યક્તિના અને દરેક જાતિના તેમજ સજીવની જેમ જ નિર્જીવ પદાર્થોમાંના પણ દરેકે દરેકના સત્યને સ્થાન હોય.

આવું વિશાલ સત્ય છે અને તે છે ઉત્ક્રાંતિનું સત્ય. એ સત્ય એક બાજુએ વૈશ્વિક છે, વચ્ચે યોનિગત કે જાતિગત છે અને બીજી બાજુએ વ્યક્તિગત છે. દરેક પદાર્થ અને દરેક વ્યક્તિ પોતાના વ્યક્તિગત સ્વભાવના સત્યને અચૂકપણે જાળવે છે, પોતાના યોનિગત સત્યને પણ એ જ રીતે જાળવે છે અને વિશ્વાત્મક સત્યનું પણ ઉલ્લંઘન કરી શકે એમ નથી. કોઈ પણ પદાર્થ અથવા કોઈ પણ પ્રાણી કે કોઈ પણ મનુષ્ય પોતાના સ્વ–ભાવ, સ્વ–ધર્મ અથવા સ્વ–સત્યને બાજુએ મૂકતો નથી.

ઉપનિષદના મંત્રમાં જે સત્યનો ઉલ્લેખ છે તે સંકુચિત નૈતિક સત્ય નથી પણ આ વિરાટ ઉત્ક્રાન્તિનું સત્ય છે. અને એ જ સત્ય હંમેશ વિજયી નીવડે છે. વિશ્વની અંદર એવી કેટલીયે અદશ્ય વિરોધી શક્તિઓ છે જે આ ઉત્ક્રાન્તિની અંદર વિઘ્ન નાખવા પ્રયત્ન કરે છે (જો કે એ પણ તેમના પોતાના અસ્તિત્વના સત્યને અનુસરીને જ), પરન્તુ તેથી કંઈ ઉત્ક્રાન્તિ અટકતી નથી.

આ ઉત્ક્રાન્તિનો પંથ જ દેવયાન માર્ગ છે, એટલે કે દિવ્યત્વ પ્રત્યે લઈ જનારો રસ્તો છે. અચેતનમાંથી ચેતનાને બહાર લઈ આવીને ક્રમપૂર્વક એનું આરોહણ ભૌતિક, પ્રાણમય અને મનોમય અવસ્થાઓમાં કરાવી, સ્થાવર, વનસ્પતિ, પ્રાણી અને માનવ યોનિઓ-માંથી આગળ વધારી દેવત્વ પ્રત્યે અને આખરે પરચેતના અથવા પ્રભુત્વ પ્રત્યે એને લઈ જવી એ છે એ ઉત્ક્રાન્ત્યાત્મક સત્યનું નિગૂઢ પ્રયોજન અથવા હેતુ. એ હેતુ સિદ્ધ કરવા માટે તો આ દેવયાન પંથ ફેલાઈને પડ્યો છે, वितत:; અને આ વિરાટ ઉત્ક્રાન્ત્યાત્મક સત્ય વડેજ એ એ રીતે સ્થાપેલો અને ફેલાયેલો છે.

જેમની બધીય કામનાઓ સિદ્ધ અથવા તો પ્રાપ્ત થઈ ચૂકી છે એવા ઋષિઓ (ऋष्-अर्षति-આગળ વધવું, એ ધાતુ ઉપરથી ઋષિઓ) એટલે કે માનવભૂમિકાથી આગળ નીકળી ગયેલા અન્તરાત્માઓ એ દિવ્યત્વ પ્રત્યે જનારા માર્ગ પર આગળ વધે છે અને સત્યનું જે અન્તિમ અથવા પરમ ધામ કે ભંડાર, निधानम् છે, અને જ્યાંથી એ ઉત્ક્રાન્ત્યાત્મક સત્યનો આરંભ થયો છે અને અંત પણ છે એવા પરમ સત્-ચિત્-આનન્દને તેઓ પહોંચે છે.

આમ જે સત્ય સદાય વિજય પામે છે અને જેનો કદી પણ પરાજય થતો જ નથી એ છે આ વિરાટ સત્ય. એની સામે અનૃતનો (અસત્યનો) કદી પણ વિજય થતો નથી. જગતની અંદર કોઈ પણ સત્ત્વ અથવા શક્તિ એવી નથી જે આ ઉત્ક્રાન્ત્યાત્મક સત્યને હાર ખવડાવી શકે, કેમકે પરમાત્માની ઇચ્છા જ ઉત્ક્રાન્ત્યાત્મક સત્યના સ્વરૂપે

આપણા વિશ્વમાં આવિર્ભાવ પામી છે. નીતિનાં સત્યોનું તો ઉલ્લંઘન થઈ શકે અને વારંવાર થતું આપણે જોઈએ પણ છીએ, પરન્તુ પરમાત્માની ઈચ્છાનું,–ઉત્ક્રાન્ત્યાત્મક સત્યનું–ઉલ્લંઘન કદી પણ થઈ શકે તેમ નથી. માટે જ 'सत्यमेव जयते।'

## વેદનો અર્થ

વેદ શબ્દના વ્યુત્પત્તિ-સિદ્ધ ત્રણ અર્થો થાય છે. પહેલો અર્થ છે 'विद्यते इति वेदः', જે विद्-અસ્તિત્વમાં હોવું એ ધાતુ પરથી સિદ્ધ થયેલો છે. જે કંઈ અસ્તિત્વ છે, જે કંઈ વિદ્યમાન છે તે વેદ. બીજો અર્થ છે 'वेत्ति इति वेदः', જે विद्-જાણવું એ ધાતુ પરથી પ્રગટ થાય છે. જે કંઈ જ્ઞાન છે, જે કંઈ ચેતના છે તે વેદ. અને ત્રીજો અર્થ છે 'विन्दते इति वेदः' જે विद् (विन्द्)— મેળવવું, પ્રાપ્ત કરવું એ ધાતુ પરથી આવેલો છે. જે કંઈ મેળવાય છે, જે કશાની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરાય છે તે વેદ.

પ્રાચીન કાળના સહજસિદ્ધ આધ્યાત્મિક જ્ઞાન અનુસાર આખા જગતનું અને તેમાં રહેલા દરેક પદાર્થનું મૂળ અને ઉત્પત્તિસ્થાન પરમાત્મા છે. એ પરમાત્માનાં ત્રણ મૂળ તત્ત્વો સત્, ચિત્ અને આનંદ છે એ વાત ખ્યાલમાં રાખીને પરમાત્માનું જ બીજું નામ સચ્ચિદાનંદ ગણવામાં આવ્યું છે. એ સચ્ચિદાનંદ જ્યારે નિષ્ક્રિય હોય છે ત્યારે સૃષ્ટિની ઉત્પત્તિ હોતી નથી અને એ જ્યારે સક્રિય બને છે ત્યારે જગતનો આવિર્ભાવ શક્ય બને છે. સચ્ચિદાનંદનું આ બીજું ઉત્પત્તિ કરવાવાળું જે સ્વરૂપ છે તે વેદ છે. વેદના ઉપર બતાવેલા ત્રણ અર્થો અનુક્રમે એ જ સત્, ચિત્ અને આનંદનાં તત્ત્વોનો નિર્દેશ કરે છે. વિદ્યમાન હોવું એ સત્‌નું લક્ષણ છે, જ્ઞાન અથવા ચેતના એ ચિત્‌નું લક્ષણ છે અને મેળવવું અથવા પ્રાપ્ત કરવું એ આનંદનું લક્ષણ છે—કેમકે આપણે અથવા તો કોઈ પણ પ્રાણી દેખીતી નજરે

કોઈ પણ વસ્તુ મેળવવા ઇચ્છતું કે પ્રયત્ન કરતું હોય તો પણ આખરે તો એ વસ્તુમાંથી મળતો આનંદ જ એને પ્રાપ્ત કરવો હોય છે.

જગતની અંદરના પદાર્થે પદાર્થની પાછળ તેમજ વ્યક્તિએ વ્યક્તિની પાછળ એના મૂળ કારણ અને ઉત્પાદક તરીકે આ ત્રણ તત્ત્વોથી યુક્ત વેદ રહેલો છે. એનાથી ઊલટી રીતે જો કહીએ તો એમ કહી શકીએ કે વિશ્વમાં એક પણ એવો પદાર્થ કે વ્યક્તિ નથી જેની પાછળ આ સચ્ચિદાનંદરૂપ વેદ નહિ રહ્યો હોય. આપણાં શાસ્ત્રો કહે છે સૃષ્ટિ ઉત્પન્ન કરતાં પહેલાં પરમાત્માએ વેદ ઉત્પન્ન કર્યો અને પછી એ વેદ અનુસાર જગતના સર્વ પદાર્થ રચ્યા. મનુસ્મૃતિ કહે છે:

सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक्।
वेदशब्देभ्य एवादौ पृथक् संस्थाश्च निर्ममे॥

"પરમાત્માએ સૌ કોઈનાં છૂટાં છૂટાં નામો અને કર્મો આરંભમાં વેદ દ્વારા જ રચ્યાં અને છૂટાં છૂટાં સ્થાનો પણ તેના દ્વારા જ નિર્માણ કર્યાં."

જગતના કોઈ પણ પદાર્થને ઉત્પન્ન કરવાની પરમાત્માની પદ્ધતિ જ આ છે કે પહેલાં તે તે પદાર્થનો વેદ પ્રગટ કરવો. અને પછી તે અનુસાર તે પદાર્થ રચવો. જેવી રીતે કોઈ કલાકાર કે કવિ કે બીજો કોઈ માણસ પણ જ્યારે કંઈ પણ રચવા કે ઘડવા માગે છે ત્યારે સૌથી પહેલાં એ વસ્તુ એના ચિત્તની અંદર પ્રેરણા કે કલ્પના કે વિચારરૂપે ખડી થાય છે અને પછી જ સ્થૂલ કે સૂક્ષ્મ સ્વરૂપે બહાર પ્રગટ થાય છે. તેવી જ રીતે પરમાત્મા પણ જગતમાં જે વસ્તુને આવિર્ભૂત કરવી હોય તેનું સૂક્ષ્મ રૂપ પોતાની આંતર ચેતનામાં પહેલાં ઊભું કરે છે અને પછી એને બહાર અભિવ્યક્ત કરે છે. માનવમાં અથવા પ્રાણીમાં રહેલી સર્જનશક્તિ પરમાત્માની સર્જનશક્તિમાંથી જ આવેલી છે એટલે જે પ્રમાણે પરમાત્મા કાર્ય કરે છે તે જ પ્રમાણે બરાબર માનવનું-અને પ્રાણીનું પણ સર્જનકાર્ય થાય છે.

દરેક પદાર્થનું જો આપણે પૃથક્કરણ કરીશું તો આપણને એની

અંદર અને એના મૂળમાં રહેલાં માત્ર આ ત્રણ તત્ત્વો જ દષ્ટિગોચર થશે. એક છે એનું અસ્તિત્વ, બીજું એ અસ્તિત્વને ભૂતભાવમાં રૂપાંતરિત કરનારું જ્ઞાન અથવા ચેતના અને ત્રીજું એ ભૂતભાવને ટકાવી રાખનારો તેમજ એનું પ્રયોજન બનેલો આનંદ. અને આ છે એનો વેદ. દરેક વસ્તુ તેમ જ વ્યક્તિની પાછળ તેનો એક પોતાનો જ વેદ છે અને એ વેદ જ એ વસ્તુ કે વ્યક્તિનાં નામ, રૂપ, કર્મ તેમજ સ્થાનને નક્કી કરે છે. આ વેદને જ બાઈબલમાં 'વર્ડ' અથવા શબ્દ તરીકે બતાવવામાં આવ્યો છે. બાઈબલ કહે છે :

"In the beginning was the Word, and the Word was with God, and the Word was God." (Gospel of St. John.) "આરંભમાં શબ્દ હતો અને એ શબ્દ પ્રભુ પાસે હતો અને એ શબ્દ પ્રભુ હતો." આ વાત ગ્રીસ દેશના પ્રાચીન તત્ત્વજ્ઞાની પ્લેટોએ પણ 'શાશ્વત ખ્યાલ અથવા આકૃતિ' ('Eternal Nous,' or 'Idea,' or 'Form')ની કલ્પના દ્વારા બતાવી છે. દરેક પદાર્થનું બહાર અભિવ્યક્ત થયેલું સ્વરૂપ કાળના પ્રવાહમાં પડેલું હોઈ ફેરફારોને ગ્રહણ કરે છે પણ તેની પાછળ રહેલો જે મૂળ ખ્યાલ અથવા આકૃતિ છે તે શાશ્વત છે અને એ પરમાત્માના 'મનમાં ઊઠેલી કલ્પના' હોઈ ત્યાં સનાતનપણે રહે છે. બરાબર આ જ વાત, 'વેદ નિત્ય છે' એવા પ્રાચીનોના વાક્ય દ્વારા આપણી સમક્ષ રજૂ કરવામાં આવી છે. એનો ગૂઢ અર્થ એ છે કે, સ્થૂલ ભૂમિકા ઉપર પ્રગટ થયેલી આકૃતિમાં ભલે ફેરફારો થાય, પણ એ દરેક પદાર્થ કે વ્યક્તિની પાછળ જે વેદ છે,— જે એનું મૂળ સ્વરૂપ છે,—તે પરમાત્માના 'મન'નું દર્શન અથવા ચિન્તન હોઈ નિત્ય છે.

આ વેદ કંઈ માત્ર એ વ્યક્તિ કે પદાર્થનું કારણ કે મૂળ જ નથી, પણ એનો આધાર પણ છે. જેમ પદાર્થોને ઉત્પન્ન કરનારો વેદ છે તેમ તે તે પદાર્થની એ જ્યાં સુધી હયાત હોય ત્યાં સુધી સ્થિતિ

ટકાવી રાખનારો પણ એ વેદ જ છે. જો કોઈ પણ વ્યક્તિ કે પદાર્થની પાછળ રહેલો એનો વેદ વિનાશ પામે તો તેનું બાહ્ય રૂપ એક ક્ષણ પણ ટકી શકે નહિ. આધાર આપનારું અથવા તો ધારણ કરનારું જે તત્ત્વ હોય તેને સંસ્કૃતમાં 'ધર્મ' કહેવામાં આવે છે, धारणात् धर्ममित्याहुः। જેના વિના કોઈ પણ પદાર્થ કે વ્યક્તિનું અસ્તિત્વ એક ક્ષણ પણ ટકી જ ન શકે એ છે તેનો ધર્મ અથવા આધાર. અને એ વેદ છે. એટલા માટે તો આપણાં શાસ્ત્રો કહે છે : 'वेदोऽखिलो धर्ममूलम्।' "આખોયે વેદ ધર્મને આધાર આપનારું મૂળ છે"; "वेदाद् धर्मो हि निर्बभौ। "વેદમાંથી જ ધર્મતત્ત્વ બહાર આવ્યું છે."

'વેદ' શબ્દના આપણે જે ત્રણ અર્થો જોયા: (૧) અસ્તિત્વ, (૨) જ્ઞાન અથવા ચેતના અને (૩) આનંદ,—તેમાંથી મોટે ભાગે તો આપણે માત્ર બીજો એટલે કે જ્ઞાન રૂપનો અર્થ જ સ્વીકારતાં હોઈએ છીએ. પરંતુ આ જ્ઞાન કંઈ આપણી બુદ્ધિએ મેળવેલું જ્ઞાન નથી. એ તો છે સ્વયંસિદ્ધ સનાતન જ્ઞાન. આ જ્ઞાન જ બધી વસ્તુના મૂળમાં રહેલું છે અને એ મૂળ જ્ઞાન છે પરમાત્માની ચેતનામાં રહેલું જ્ઞાન. પરંતુ પરમાત્મા જ્યારે એ જ્ઞાનને સક્રિય બનાવે છે ત્યારે એને દરેક વ્યક્તિ કે પદાર્થના કેન્દ્રસ્થ સ્વરૂપમાં સ્થાપે છે. એ એના અંદરના ઊંડાણમાં રહી બહારના સ્વરૂપનું નિયમન કરે છે, બહારના સ્વરૂપનું ઘડતર કરીને એની અંદર ક્ષણેક્ષણ જરૂરી ફેરફારો કરે છે. ઉદાહરણ તરીકે, એક વડના વૃક્ષનું નાનું બીજ છે. એ બીજના કેન્દ્રમાં પરમાત્માએ તે બીજને લગતું જ્ઞાન સ્થાપેલું છે. જ્યાં સુધી એ બીજ રોપાયા વિનાનું અને અનુકૂળ સંજોગો વિનાનું રહે છે ત્યાં સુધી એ જ્ઞાન એમનું એમ એટલે કે, સક્રિય બન્યા વિનાનું પડી રહે છે. પણ જેવું એ રોપાય અને જેવી એને અનુકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત થાય કે તરત જ એ જ્ઞાન સક્રિય બનીને પોતાનું કાર્ય શરૂ કરે છે અને વૃક્ષની ઉત્પત્તિને માટે જરૂરી એવી અનેક અત્યન્ત રહસ્યમય તેમ જ સંકુલ ક્રિયાઓ એ બીજની અંદર આરંભાય છે. એ બીજનું અંકુર

બનવાથી માંડીને તે છેક એનું મોટું વૃક્ષ થઈ પાન, ફૂલ, ફળ ઉત્પન્ન થવાં, એનું આખું જીવન જિવાવું અને અંતે એનો તિરોભાવ થવા સુધીનું બધું જ કાર્ય આ એની પાછળ રહેલું જ્ઞાન અથવા ચેતના જ કરે છે, અને કોઈ પણ જાતની ચૂક વિના કરે છે. આ છે તેનો વેદ.

માનવના મન અને બુદ્ધિ કોઈ પણ પદાર્થ કે વ્યક્તિનું જે જ્ઞાન પ્રાપ્ત કરે છે તે આ ઊંડાણમાં રહેલું મૂળ જ્ઞાન નથી પણ બહારની સપાટી પરની પ્રક્રિયાઓનું જ્ઞાન છે. આ જે અંદરનું ખરું જ્ઞાન છે તે તો તે તે વસ્તુની અંદર રહેલા એના આત્મા અથવા ખરું જોતાં તો પરમાત્માનું જ્ઞાન છે. અને વેદ એટલે જ પરમાત્માનું જ્ઞાન; એ બે અર્થમાં પરમાત્માનું જ્ઞાન છે. એક, પરમાત્મા વિષે આપણે મેળવેલું જ્ઞાન, અને બીજું, પરમાત્માએ પોતે પોતાની અંદર ધારણ કરેલું જ્ઞાન. એ જ્ઞાન પણ પરમાત્માનું છે અને એને જાણનારો પણ પરમાત્મા જ છે અર્થાત્ એવી કોઈ ચેતના છે જે આપણી માનવની મનોમય ચેતના કરતાં તદ્દન જુદી જ અને ખૂબ જ ઊંચી તેમ જ ઊંડી ચેતના છે. વિશ્વનાં રહસ્યોનો પાર હજી સુધી આટઆટલો બુદ્ધિનો વિકાસ થયો છે છતાં માનવ પામી શક્યો નથી. એનું કારણ આ જ છે કે કોઈ પણ પદાર્થનો કે વ્યક્તિનો જે વેદ છે, એટલે કે એનું જે ખરું જ્ઞાન છે, તે અંદર છુપાઈને રહેલું છે. એને જાણવા માટે આપણે આપણાં બાહ્ય મન-બુદ્ધિને ઓળંગી જવાં પડે અને પરમાત્મા જે દૃષ્ટિથી અને જે ચેતનાથી જગતના તે તે પદાર્થ કે વ્યક્તિને જુએ છે, ઘડે છે અને તે તે રૂપ બને છે તે દૃષ્ટિ અને ચેતના આપણી અંદર પ્રગટાવવી પડે, એટલે કે, આપણે પરમાત્મારૂપ બનવું પડે. દરેક વસ્તુનો ઘડનારો જેમ પરમાત્મા છે તેમ તેનો વેદ પણ એ જ છે અને એ વેદને જાણનારો પણ એ જ છે. જેમ શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે તેમ 'वेदान्तकृद् वेदविदेव चाहम् ।'—" વેદ અથવા જ્ઞાનને એના અંત અથવા છેડા સુધી લઈ જનારો અને વેદને જાણનારો અને માણનારો પણ હું જ છું." તેમ જ 'वेदैश्च सर्वैरहमेव

વેદ્યઃ । " બધા ય વેદોવડે મારું જ જ્ઞાન પ્રાપ્ત થાય છે. "

અસ્તિત્વ, ચેતના અને આનન્દનાં ત્રિવિધરૂપનો આ વેદ અણુએ અણુની પાછળ છુપાયેલો છે,–' निहितो गुहायाम् '–ગુફામાં પડેલો છે,. અને ત્યાં આપણાવડે શોધાવાની વાટ જુએ છે. એ વેદ છે દરેકની પાછળ ઢંકાઈ રહેલો સચ્ચિદાનંદ, વ્યક્તિની પાછળ વ્યક્તિગત વેદ અથવા સચ્ચિદાનંદ, જાતિની પાછળ જાતિગત વેદ અથવા સચ્ચિદાનંદ અને વિશ્વની પાછળ વિશ્વાત્મક વેદ અથવા સચ્ચિદાનંદ. આમ વેદ એટલે સચ્ચિદાનંદરૂપ પરમાત્માનું જ્ઞાન. પરંતુ એ જ્ઞાન કંઈ માત્ર એના વિશ્વાતીત સ્વરૂપનું જ નહિ, પણ જે જે સ્વરૂપનો એ હોય કે જે જે સ્વરૂપને એ ધારણ કરતો હોય તે દરેક સ્વરૂપનું જ્ઞાન છે. અને એ જ્ઞાન કંઈ માત્ર એનું નિષ્ક્રિય જ્ઞાન નથી પણ સક્રિય જ્ઞાન છે, ક્રિયાપ્રચુર જ્ઞાન છે. એ અસ્તિત્વનું જ્ઞાન છે અને એ શક્તિ-પ્રચુર હોઈ આનંદની પ્રાપ્તિ પ્રત્યે લઈ જવાને સમર્થ જ્ઞાન છે.

જે કંઈ એ વેદમાં હોય–એટલે કે પરમાત્માની સચ્ચિદાનંદાત્મક મૂળ ચેતનામાં હોય તે જ આ કે બીજા કોઈ પણ જગતમાં હોઈ શકે, અને જે કંઈ આ કે બીજા કોઈ પણ જગતમાં હોય તે એ વેદમાં હોવું જ જોઈએ. એનાથી ઊલટું, જે વેદમાં નથી તે જગતમાં હોઈ જ શકે નહિ, પરંતુ વેદમાં એવું ઘણું હોઈ શકે જે આ જગતમાં કે બીજાં કોઈ પણ જગતમાં હજી સુધી આવિર્ભાવ ન પામ્યું હોય કે હવે પછી પણ આવિર્ભાવ ન પામવાનું હોય. આ વેદ છે પરમાત્માનો મહાભંડાર, વિશ્વના બધા આકારોના મૂળ રૂપો( Archetypes, આર્કિટાઇપ્સ )નો ખજાનો; એ છે કાલાતીત અને છતાં કાળના આખા સ્વરૂપને પોતામાં ધારણ કરી રાખનારો. એ છે અનંત અને શાશ્વત. જગતના આકારોનો–બાહ્ય આવિર્ભૂત રૂપોનો–લોપ થાય કે એમાં ફેરફારો થાય પણ એમના વેદમાં કશો પણ ફેરફાર થતો નથી તેમ જ એનો લોપ પણ થતો નથી. એ કાલાતીત રૂપે પણ અનંત છે અને કાલાત્મક રૂપે પણ અનંત છે.

આપણને કહેવામાં આવે છે કે વેદ એ પરમાત્માની વાણી છે. એ વાત સાચી છે પણ આપણે સમજીએ છીએ તેનાથી જુદા જ અર્થમાં. વાણી એટલે અભિવ્યક્તિનું સાધન. અને સાચે જ વેદ પરમાત્માની અભિવ્યક્તિ કે પ્રાકટ્યનું—એના વિશ્વરૂપી પ્રાકટ્યનું સાધન છે.

---

## વિપ્ર

**જ્યારે** જ્યારે આપણા હૃદયમાં કોઈ પણ લાગણીનો ઉત્કટ ઊભરો આવે છે ત્યારે આપણું આખું શરીર કંપવા માંડે છે અને આવેશ ખૂબ વધારે તીવ્ર હોય તો એ ડોલવા પણ માંડે છે. પછી એ ઊભરો ક્રોધ કે ભય જેવી અનિષ્ટ લાગણીનો હો કે પ્રેમ કે હર્ષ જેવી ઇષ્ટ લાગણીનો હો, પણ પરિણામ તો એનું એ જ આવે છે.

જ્યારે માનવની બહિર્મુખ ચેતના અંતર્મુખ કે ઊર્ધ્વમુખ બનીને કોઈ અંદરનો કે ઉપરનો તીવ્ર અનુભવ કરતી હોય છે ત્યારે પણ આના જેવું જ કંઈક બને છે અને શરીરમાં કંપ ઉત્પન્ન થાય છે. આ કંપ અથવા ધ્રુજારીને સંસ્કૃતમાં 'વેપથુ:' કહે છે.* विप्– (કંપવું) ધાતુ પરથી આ શબ્દ આવ્યો છે. જે વ્યક્તિમાં આવા અનુભવથી કંપ ઉત્પન્ન થતો હોય તે વ્યક્તિને 'વિપ્ર' કહેવાતી હતી. સાધારણ રીતે વિપ્ર શબ્દ બ્રાહ્મણનો પર્યાય ગણાય છે, પણ એનો વ્યુત્પત્તિસિદ્ધ મૂળ અર્થ આ છે.

માનવના સામાન્ય મન અને બુદ્ધિના તેમ જ હૃદયના બાહ્ય વ્યાપારો ઉપરાંત પણ અનુભવના તેમ જ ચેતનાના બીજા કેટલાયે આંતર અને ઊર્ધ્વ પ્રદેશો છે અને તેમની અંદર સાધારણ રીતે માનવની બાહ્ય ચેતનાનો પ્રવેશ થઈ શકતો નથી. અમુક વિશિષ્ટ પ્રકારની પ્રક્રિયાઓનું અનુસરણ કરાય તો એવો પ્રવેશ શક્ય બને છે

* સરખાવો, ગીતા ૧.૨૯માં वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते। .

અને તેમ થતાં આપણા સામાન્ય અનુભવો કરતાં તદ્દન જુદા અને અતિશય ઉત્કટ પ્રકારના અનુભવો પ્રત્યે આપણી ચેતના અભિમુખ બને છે.

આવી અવસ્થામાં ઇંદ્રિયગ્રાહ્ય અને મનોગ્રાહ્ય બાહ્ય જગત કરતાં તદ્દન ભિન્ન એવાં કોઈ જગતો કે ચેતનાની ભૂમિકાઓ સાથે આપણો સંપર્ક થાય છે. જ્યારે એવો સંપર્ક થાય છે ત્યારે આપણને જણાય છે કે આપણે આપણાં વ્યક્તિગત શરીર, પ્રાણ અને મનમાં પુરાઈ ગયેલી ચેતનાના રૂપનાં નથી, પરંતુ એનાથી અતિશય વધારે વિશાળ છીએ. આપણી અલ્પ, સીમિત ચેતના એવી અવસ્થામાં વિશ્વચેતના કે વિશ્વાતીત સાથે પણ સંપર્કમાં આવે છે.

આને જ ચેતનાનો બીજો અથવા નવો જન્મ કહેવામાં આવે છે. જેણે એ પ્રાપ્ત કર્યો હોય તેને દ્વિજ (બે વખત જન્મેલો) કહેવાય છે અને એ જ વિપ્ર છે, એ જ નવીન દૃષ્ટિને પ્રાપ્ત કરનારો દ્રષ્ટા છે.

આ નવા જન્મનું વર્ણન ઋગ્વેદની એક અત્યંત સુંદર ઋચા કરે છે:

'उप ह्वरे गिरीणां सङ्गथे च नदीनाम्। धिया विप्रो अजायत।' (ઋગ્વેદ ૮.૬.૨૮)–'પર્વતોની ગહન ગુફામાં અને નદીઓના સંગમ પર પ્રજ્ઞા-(ધી) વડે વિપ્ર (દ્રષ્ટા)નો જન્મ થયો.'

દરેક વ્યક્તિનું અસ્તિત્વ અનેક શિખરોવાળા પર્વત જેવું છે. પર્વત પર આરોહણ કરનારો માનવ જ્યારે એક શિખર પર ચઢે ત્યારે હજી સુધી અદૃષ્ટ એવું બીજું એનાથી ઊંચું શિખર એને દેખાય છે, અને બીજા પર ચઢે ત્યારે એને ત્રીજું દેખાય છે: તેના જેવું જ આંતર અને ઊર્ધ્વ ચેતનાની ભૂમિકાઓની બાબતમાં પણ બને છે.*

* સરખાવો ઋગ્વેદ, ૧.૧૦,૨. यत् सानो: सानुमारुहद् भूरि अस्पष्ट कर्त्वम्। 'જેમ એક શિખર પરથી બીજા શિખર પર એ આરોહણ કરતો ગયો તેમ એણે ઘણું વધારે કરવાનું જોયું.

આથી જ મંત્રદ્રષ્ટા આપણા અસ્તિત્વને પર્વતનું રૂપક આપે છે અને કહે છે કે એની ગુફામાં ઉપ હ્વરે, (સરખાવો, 'ગહ્વર' શબ્દ) અર્થાત્ ચેતનાનાં ગહન ઊંડાણોમાં વિપ્રનો જન્મ થયો.

જો અસ્તિત્વ અનેક શિખરોવાળો પર્વત છે, તો ચેતના અનેક પ્રવાહોવાળી નદી છે, અથવા તો અનેક નદીઓ છે. વેદમાં સાત નદીઓનો, સપ્તસિંધુનો ઉલ્લેખ આવે છે. તે ઉપરાંત પણ બીજી અનેક નદીઓ એમાં બતાવવામાં આવી છે. પ્રતીકરૂપે આ નદીઓ ચેતનાના વિવિધ પ્રવાહો છે. એ પ્રવાહો અથવા નદીઓ અમુક સમય સુધી છૂટી છૂટી વહીને વળી પાછી ભેગી મળે છે અને એના સંગમ-વડે વિવિધ ભૂમિકાઓના અનુભવોની સમૃદ્ધિઓ એક બીજા સાથે જોડાય છે. આમાંની એક નદી છે આપણી બાહ્ય ચેતનાની, બીજી છે આંતર અથવા પ્રચ્છન્ન ચેતનાની, ત્રીજી છે ઊર્ધ્વ અથવા પરચેત-નાની અને ચોથી છે નિમ્ન અથવા અવચેતનાની. વિવિધ ચેતનારૂપ આ બધી નદીઓનું સંગમસ્થાન છે, પ્રયાગક્ષેત્ર છે, આપણું આંતર હૃદય; સપાટી પરની લાગણીઓના ઉદ્‌ગમસ્થાનરૂપ બાહ્ય હૃદય નહિ, પણ અંતરાત્માના સ્થાનરૂપ આંતર હૃદય, ઉપનિષદમાં વર્ણિત '**हृदये गुहायाम्.**' આને માટે જ ઋગ્વેદનો મંત્ર કહે છે '**सङ्गथे च नदीनाम्.**' જ્યાં આંતર અને ઊર્ધ્વ ચેતનાનાં જળ સ્ફુરણા અને પ્રેરણારૂપે અવિરત વહેતાં હોય છે તેવો આ નદીઓનો સંગમ વિપ્રનું જન્મસ્થાન છે.

પર્વતની ગુફા અને નદીઓનો સંગમ,–અસ્તિત્વનાં ઊંડાણો અને ચેતનાના પ્રવાહોનું મિલન,–આ તો દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત કરનારા વિપ્રનું જન્મસ્થાન થયું. પરંતુ એનો જન્મ થાય છે કેવી રીતે? સામાન્ય માનવચેતનામાંથી આ અદ્‌ભુત ચેતના પર મનુષ્ય જાય છે કેવી રીતે? એ પ્રશ્નનો મંત્રદ્રષ્ટા જવાબ આપે છે–'**धिया**'–ધી અથવા પ્રજ્ઞા વડે, આ ધી માનવની મનોમય બુદ્ધિ નથી, પણ મનથી પર રહેલી ચેતનાની એક અવસ્થા છે. ધી, ધીતિ, ધિષણા, મતિ,

મેધા ઇત્યાદિમાંનો પ્રત્યેક શબ્દ વેદમાં ચેતનાના અમુક એક જ નિશ્ચિત સ્વરૂપનો વાચક છે અને એમાંનો એકે માનસિક બુદ્ધિનો પર્યાય નથી. ‘ધી ઊર્ધ્વ જગતોમાં અંતરાત્માને ધારણ કરી રાખનારું ચેતનાનું સ્વરૂપ છે. જેનામાં એ ‘ધી’નો આવિર્ભાવ થયો હોય અથવા જે એ ‘ધી’ને પહોંચ્યો હોય તેને ‘ધીર’ શબ્દવડે ઓળખવામાં આવે છે.* ધા, ધૃ અથવા ધ્યૈ ધારણ કરી રાખવું, એ ધાતુ પરથી આ શબ્દ સિદ્ધ થયો છે.

આમ જે વ્યક્તિએ ઊર્ધ્વ અને આંતર ચેતનામાં પ્રવેશીને એ ભૂમિકાઓની સ્ફુરણા પ્રેરણા, દૃષ્ટિ અને શ્રુતિને મેળવી હોય તેને વિપ્ર, કવિ, દ્રષ્ટા અથવા ઋષિ કહેવામાં આવે છે.

---

* સરખાવો: भूतेषु भूतेषु विचित्य **धीरा:** प्रेत्यास्माल्लोकादमृता भवन्ति । (કેન ઉપનિષદ); इति शुश्रुम **धीराणां** ये नस्तद् विचचक्षिरे । (ઇશ ઉપનિષદ); श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ संपरीत्य विविनक्ति **धीर:** । (કઠ ઉપનિષદ).

# માર્તણ્ડ

આપણા વિશ્વની ઉત્પત્તિ એક અગમ્ય રહસ્ય છે. પ્રાચીન કાળથી જ માનવ એના પ્રત્યે આશ્ચર્યની નજરે જોતા આવ્યો છે અને હજી પણ એ એક એટલું જ આશ્ચર્ય છે.

પરંતુ પ્રાચીન યુગમાં અને આજના યુગમાં ફેર એટલો છે કે જ્યાં પ્રાચીન કાળમાં સ્ફુરણાત્મક શક્તિવડે કેટલાક રહસ્યનો ઉકેલ માનવને પ્રાપ્ત થતો હતો, ત્યાં આજની બૌદ્ધિક શક્તિ આપણને એ અંતિમ રહસ્યો વિષે કંઈ પણ દર્શાવી શકતી નથી.

આથી જ પ્રાચીન કાળના ગ્રંથોમાં આપેલી વાતોનો સાચી રીતે થતો અભ્યાસ ખૂબ જ અગત્યનો બની જાય છે. એ ગ્રંથોમાં પ્રયોજાયેલી અત્યંત ગહન ગંભીર વાણી પ્રતીકરૂપે આપણને અનેક રહસ્યોનો ભેદ દર્શાવી જાય છે.

આવું એક પ્રતીક છે માર્તાણ્ડનું. માર્તાણ્ડ એટલે મૃતાંડ, મરેલું ઈંડું. પક્ષીનાં અથવા જીવજંતુનાં ઈંડાં પહેલાં જીવરહિત હોય છે, પણ જ્યારે માદાનો નર સાથે સંયોગ થાય છે ત્યારે એ ફલીભૂત (fertilised) બને છે. માનવ-બાળકનો જન્મ પણ આ નજરે તો ઈંડામાંથી જ છે; સ્ત્રીના ગર્ભાશયની અંદર ઋતુકાળે ઇંડાંની ઉત્પત્તિ થાય છે અને પુરુષના વીર્યના સંયોગથી એ ફલીભૂત બનીને માનવબાળકની ઉત્પત્તિ થાય છે. વનસ્પતિસૃષ્ટિમાં પણ જે બીજ છે તે ઇંડું છે. આમ જ્યાં જ્યાં જીવન છે ત્યાં ત્યાં એનો આવિર્ભાવ ઇંડાંમાંથી જ છે એમ આપણે જરૂર કહી શકીએ.

જ્યાં સુધી નર અને માદાનો સંયોગ થયેલો હોતો નથી ત્યાં સુધી માદાનાં ઈંડાં જીવને જન્મ આપવા માટે નકામાં છે.

બ્રહ્માંડ પણ એક ઈંડું જ છે, કોઈ પણ જીવજાતિનાં ઈંડાં કરતાં અત્યંત વધારે મોટું અને એ ઈંડું મૂકનારી પંખિણી છે અદિતિ, દેવોની–આદિત્યોની માતા. જેમ પંખિણી પોતાનાં ઈંડાંનું સેવન કરે અને પોતાના શરીરની હૂંફવડે એને ગરમાટો આપે તેમ અદિતિ પણ પોતાના મૃત અંડનું–માર્તાણ્ડનું–સેવન કરે છે અને એને હૂંફ આપીને એમાંથી જીવનનો આવિર્ભાવ કરે છે. અદિતિ એટલે અ + દિતિ. દિતિ એટલે વિભાગ, ખંડિતતા, વિભક્તતા. અદિતિ વિભક્ત, નિ:સીમ ચેતના છે, આદ્યા ચિત્શક્તિ છે અને એનાં સંતાનો આદિત્યો છે, દેવો છે.

> 'अष्टौ पुत्रासो अदितेः
> ये जाताः तन्वस्परि।
> देवाँ उप प्रैत् सप्तभिः
> परा मार्ताण्डमास्यत्॥'
>
> (ઋગ્વેદ ૧૦.૭૨.૮)

—"અદિતિના જે આઠ પુત્રો એના તનમાંથી ચારે બાજુ જન્મ્યા તેમનામાંથી સાતને સાથે લઈ ને એ દેવો પ્રત્યે આગળ વધી, પણ (આઠમા) માર્તાણ્ડને એણે દૂર ફેંકી દીધો."

આમાં તન અથવા તનુ શબ્દનો વાચ્યાર્થ છે શરીર, પણ વ્યુત્પત્તિ અનુસાર એ શબ્દ તન્–તાણવું, ખેંચવું, વિસ્તાર કરવો, એ ધાતુ પરથી આવ્યો છે. 'અદિતિનું તન' સૃષ્ટિ ઉત્પન્ન કરવા પ્રત્યેની નિ:સીમ ચેતનાની અભિમુખતાનું સૂચન કરે છે; પરમાત્માની જે ચિત્શક્તિ પરાત્પર વિશ્વાતીત અવસ્થામાં અવ્યક્ત રૂપે રહેલી હતી તે વ્યક્ત બનવાનો વ્યાપાર જ્યારે શરૂ કરે છે ત્યારે એ પોતાના સ્વરૂપને તાણે છે, વિશ્વરૂપને તાણે છે, વિશ્વરૂપે વિસ્તારે છે. આ તાણેલી અવસ્થા-માંથી,–અદિતિ માતાના ગર્ભાશયની વિશાલ બનેલી અવસ્થામાંથી,–

આઠ સંતાનોનો જન્મ થયો. તેમાંનાં સાત અનુક્રમે સત્, ચિત્, આનંદ, વિજ્ઞાન, મન, પ્રાણ અને સૂક્ષ્મ–ભૌતિક દ્રવ્ય છે; આ સાત દ્રવ્યમાંના દરેકની અંદરથી એક–એક લોક અથવા ભૂમિકા ઊતરતા ક્રમમાં, અવક્રાંતિ અથવા Involutionના ક્રમમાં પ્રગટ થાય છે. આ સાત લોકો અથવા ભૂમિકાઓ પુરાણોની પરિભાષા અનુસાર અનુક્રમે સત્ય, તપ, જન, મહર્, સ્વર્, ભુવ: અને ભૂર્લોક છે.

પોતાનાં સાત સંતાનોને સાથે રાખીને અદિતિ અવક્રાંત્યાત્મક (Involutionary) જગતોને ઉત્પન્ન કરવા તરફ આગળ વધી. આ જગતો આપણાં જેવાં ઉત્ક્રાંત્યાત્મક (Evolutionary) સત્ત્વોને માટે અતીંદ્રિય છે; કેમકે તેમને ઘડનારું દ્રવ્ય સ્થૂલ જડતત્ત્વ નથી અને તેમાં આવિર્ભાવ પામેલાં સત્ત્વો આપણા જેવાં સ્થૂલ–ભૌતિક શરીરોને ધારણ કરતાં નથી. એ જગતોમાં રહેનારાં સત્ત્વોને સામાન્યપણે 'દેવ' કહેવામાં આવે છે કેમકે તેમનાં સ્વરૂપો સૂક્ષ્મ દ્રવ્યનાં બનેલાં હોઈ પ્રકાશમય છે. પરંતુ એમાં દેવો, ગંધર્વો, અપ્સરાઓ, કિંનરો, અસુરો, રાક્ષસો, ભૂતો વગેરે સૌ કોઈ અમર રહેનારાં અવક્રાંત્યાત્મક સત્ત્વોનો સમાવેશ થઈ જાય છે. આ બધી અવક્રાંત્યાત્મક ભૂમિકાઓ ઉપરનાં સત્ત્વો typal,–પોતપોતાનાં સ્વરૂપમાં હંમેશને માટે રહેનારાં અને ફેરફાર વિનાનાં સત્ત્વો છે; તેઓ પોતપોતાના type અથવા પ્રકારને સદાને માટે વળગી રહે છે; તેમનામાં વિકાસ કે પ્રગતિ જેવું કશું છે જ નહિ.

એનાથી ઊલટું જડતત્ત્વનું બનેલું આપણું બ્રહ્માંડ ઉત્ક્રાંત્યાત્મક વિશ્વ છે અને એમાં પ્રગટેલાં બધાં જ સત્ત્વો કાળના વહનમાં આગળ વિકાસ કરતાં જાય છે.

અદિતિ પોતાનાં સાત સંતાનો સાથે, જેમને આપણે પરલોકો કહીએ છીએ તે અવક્રાંત્યાત્મક જગતો અને તેમાં પ્રગટનારાં સત્ત્વોના નિર્માણને માટે આગળ વધી. પણ એનો આઠમો ગર્ભ મરેલું ગર્ભ ઈંડું અથવા માર્તણ્ડ નીકળ્યો. આમ તો એ મરેલું ઈંડું હતું. અને

તેથી તો અદિતિએ એને દૂર દૂર ફેંકી દીધું, કેમકે અમર યોનિઓના અને જગતોના નિર્માણને માટે એ નકામું હતું. પરંતુ એ છેક જ નકામું નહોતું. જો એનું બીજ કોઈ રીતે ફલીકરણ કરવામાં આવે તો એમાંથી પણ સૃષ્ટિ ઉત્પન્ન થઈ શકે એમ હતું.

આથી તો અદિતિએ એને પોતાથી, પોતાની નિઃસીમ ચેતનાથી દૂર, અતિ દૂર અચેતનામાં ફેંકી દીધું. વસ્તુતઃ એ માર્તાણ્ડ જ અચેતનારૂપ બની ગયું. પરમાત્મસ્વરૂપમાંથી ક્રમિક રીતે નિર્મિત થયેલા સાત અવક્રાંત્યાત્મક લોકો અથવા જગતો પછી છેક નીચે આ માર્તાણ્ડરૂપ અચેતનાનો આવિર્ભાવ થયો. વેદમાં આ વાત એક બીજા પ્રતીકરૂપે પણ દર્શાવવામાં આવી છે. માર્તાણ્ડને જ 'सूर्यं तमसि क्षियन्तम्'–અંધકારમાં વસનારો સૂર્ય કહ્યો છે અને માર્તાણ્ડ મર્ત્ય સૂર્ય છે, અચેતનાના અંધકારમાં ડૂબેલો પરચેતનાનો પ્રકાશ છે. આ અચેતના જ સકળ ઉત્ક્રાંત્યાત્મક જગતોની ઉત્પત્તિનું મૂળ સ્થાન છે.

પ્રથમના સાત આદિત્યોવડે અમર સત્ત્વોની ઉત્પત્તિ થઈ. આ આઠમા 'મરેલા' ઈંડારૂપ માર્તાણ્ડવડે મર્ત્ય જીવોની સૃષ્ટિ થઈ. અમર સત્ત્વોનાં અતિભૌતિક જગતો અવક્રાંત્યાત્મક છે, મર્ત્ય સત્ત્વોનું ભૌતિક જગત ઉત્ક્રાંત્યાત્મક છે.

મરેલું ઈંડું ફલીભૂત બને છે અવક્રાંત્યાત્મક જગતોને પ્રતાપે. અચેતનામાંથી જડ–ચેતન સૃષ્ટિનો આવિર્ભાવ એ સૂક્ષ્મ જગતો અને તેમાં વસનારાં સત્ત્વોને આભારી છે. તેઓ જ અચેતનારૂપ ગર્ભને પ્રાણવાન અને ચેતનાવાન બનાવે છે. એ જગતોમાંથી પ્રત્યેક ક્ષણે તે તે જગતના વિશિષ્ટ તત્ત્વના પ્રવાહો માર્તાણ્ડ પર ઊતરી આવે છે અને મૃત ઈંડાને સજીવન બનાવે છે. આજ વાત ઉપર આપેલા મંત્ર પછીનો જ ઋગ્વેદનો બીજો મંત્ર આપણને કહે છે :

'सप्तभिः पुत्रैरदितिः
उप प्रैत् पूर्व्यं युगम्।

प्रजायै मृत्यवे त्वत्
पुनर्मार्ताण्डमाभरत् ॥'

(ઋગ્વેદ ૧૦. ૭૨. ૯)

—'(ભૌતિક સૃષ્ટિની ઉત્પત્તિની) પહેલાંના યુગ પ્રત્યે અદિતિ પોતાના સાત પુત્રો સાથે ગઈ; પણ બીજી બાજુ, જન્મને માટે, મૃત્યુને માટે એણે ફરી પાછો માર્તાણ્ડને ગ્રહણ કર્યો અને (જીવનથી) ભરપૂર કર્યો.'

ભૌતિક જગતની ઉત્પત્તિની પહેલાંનો યુગ અવક્રાંતિનો યુગ છે અને એને જ વૈદિક સૂક્તના આરંભના મંત્રોમાં 'દેવોનો પૂર્વ યુગ' કહેવામાં આવ્યો છે. પણ અવક્રાંત્યાત્મક જગતોના નિર્માણથી કંઈ સૃષ્ટિનું કાર્ય સમાપ્ત થતું નથી. એ તો આગળ વધે જ છે અને અચેતનારૂપના તળિયાનું નિર્માણ કરીને એ મરેલા ઈંડામાંથી અદિતિ જન્મમરણને આધીન એવી પ્રજાની ઉત્પત્તિ કરે છે.

આ માર્તાણ્ડ જ પુરાણો અને સ્મૃતિગ્રંથોનું સોનાનું ઈંડું છે; જેમ મનુસ્મૃતિ કહે છે તેમ:

'तदण्डं अभवद् हैमं सहस्रांशुसमप्रभम् ।'

—'એ ઈંડું સોનાનું બન્યું અને હજાર કિરણોવાળા સૂર્યના જેવું પ્રભામય થયું.' સોનું એક એવી ધાતુ છે કે જે પથ્થર–માટીના બનેલા પૃથ્વીના અંધકારમય પેટાળમાં ઉત્પન્ન થયેલી અને રહેલી હોવા છતાં ચમકે છે. આથી સોનું અચેતનાના ઊંડાણમાં પડેલી જ્યોતિર્મય ચેતનાનું પ્રતીક બને છે. આ સોનાના ઈંડારૂપ માર્તાણ્ડને જ 'હિરણ્ય-ગર્ભ' (જેનો ગર્ભ હિરણ્યમય છે તે) કહેવામાં આવે છે. આખી સજીવ–નિર્જીવ સૃષ્ટિ એના પ્રાકટ્ય પહેલાં અચેતનાના ગર્ભમાં હિરણ્ય રૂપે પડેલી હતી અને તેથી સૃષ્ટિની એ પૂર્વાવસ્થાને માટે હિરણ્યગર્ભ નામ યથાર્થ છે.

આ છે માર્તાણ્ડનું–મરેલા ઈંડાનું રહસ્ય. વનસ્પતિ, અનાજ, વૃક્ષો વગેરેનું દરેક દરેક બીજ એક 'મરેલું' ઈંડું જ છે. જીવનનું

પ્રત્યેક બીજ કાં તો ગોળ અથવા તો અંડાકાર (લંબગોળ) અથવા તો ચપટું ગોળ હોય છે. પૃથ્વીમાં રહેલી અદિતિ—શક્તિ ઔષધિ—વનસ્પતિનાં બીજોને ઉત્પન્ન કરે છે અને પછી જ્યારે એ બીજો પરિપક્વ થાય ત્યારે પોતપોતાના છોડ અથવા ઝાડ પરથી એમને ખેરવી નાખે છે. આ ખરી ગયેલાં બધાં જ બીજ માર્તાણ્ડ છે: તેમનામાં જીવન અથવા પ્રાણ નથી એ કારણે નહિ, પણ જીવન અથવા પ્રાણ મૂર્ચ્છિત (potential) અવસ્થામાં રહેલો છે એ કારણે. એ બીજોનો આપણે સંગ્રહ કરી રાખીએ અને લાંબો વખત રહેવા દઈએ તો પણ એમાંથી પોતાની મેળે છોડ કે વૃક્ષ થશે નહિ. માત્ર એને અનુકૂળ પરિસ્થિતિ—માટી, પાણી, સૂર્યપ્રકાશ, હવા—પૂરાં પાડીએ તો જ અને ત્યારે જ એ બીજમાં ફૂલીને અને મૂર્ચ્છિત બનીને પડેલી પ્રાણશક્તિ સળવળે છે અને અંકુર ઉત્પન્ન થાય છે. આ જ વાતને વેદ માત્ર એક જ નાના વાક્યવડે આપણને બતાવે છે:

'शुष्काद् यद् देव जीवो जनिष्ठाः।'

(ઋગ્વેદ ૧. ૬૮. ૨)

—'હે દેવ, સૂકા (જડ દ્રવ્ય)માંથી તું જીવનરૂપે જન્મ્યો છે.'

માત્ર વનસ્પતિનાં જ બીજ નહિ, પણ જીવજંતુઓનાં અને પ્રાણીઓનાં અને મનુષ્યોનાં બીજ પણ ઈંડાં જ છે અને માર્તાણ્ડ જ છે. જ્યાં સુધી તેમને પણ અનુકૂળ પરિસ્થિતિ નથી મળતી ત્યાં સુધી તેઓ પણ અફળ (un-fertilised) રહે છે. પણ જેવી એને એ પરિસ્થિતિ મળે છે કે જીવનની સૂક્ષ્મ પ્રક્રિયા શરૂ થાય છે. અને આખરે (હિરણ્ય—) ગર્ભ પરિપક્વ બનતાં એ મરેલાં ઈંડાંમાંથી જીવ ઉત્પન્ન થાય છે.

---

# ઉત્ક્રાન્તિ

ઉત્ક્રાંતિ એટલે ઊંચે પગલાં ભરવાં, વિકાસ કરવો, પ્રગતિ સાધવી. જગતની અંદર આવિર્ભાવ પામેલી બધી વસ્તુઓ અને બધાં પ્રાણીઓની અંદર કુદરતનાં બળો દ્વારા ક્ષણેક્ષણ ફેરફારો થયા જ કરતા હોય છે. કોઈ પણ પદાર્થ પોતાના નિશ્ચિત સ્વરૂપની અંદર સદાકાળ સ્થિર રહી શકતો નથી. જેને આપણે સ્થાવર ગણીએ છીએ તેવા પથ્થર, પર્વત વગેરે પદાર્થોમાં પણ લાંબા કાળે આપણને દેખાનારા, પણ એ આખાય કાળ દરમિયાન અવિરત ચાલુ રહેનારા ફેરફારો થયા જ કરે છે. સજીવ પ્રાણીઓમાં તો દેખીતી રીતે જ અવસ્થાપલટા એકસરખા ચાલુ હોય છે; જન્મ, શૈશવ, બાલ્ય, યૌવન, પ્રૌઢત્વ, વૃદ્ધત્વ અને મૃત્યુ એ છે પ્રત્યેક સજીવ સત્ત્વનો જીવનક્રમ. આમ નિર્જીવ તેમ જ સજીવ બંનેની અંદર, તે તે વ્યક્તિગત પદાર્થ અથવા સત્ત્વને ભાન હોય કે ન હોય, એની ઇચ્છા હોય કે ન હોય, તો પણ તેની આકૃતિમાં અને જીવનમાં એકધારું પરિવર્તન અનિવાર્યપણે થતું રહે છે. આ અનિવાર્યતાનું કારણ છે પ્રકૃતિમાં રહેલી કોઈ ગહન શક્તિ. એ શક્તિ-કણને પણ સ્થિર બનીને બેસી રહેવા દેતી નથી અને આપણી સ્થૂલ બુદ્ધિને ન સમજાય એવી અગમ્ય રીતે બધાંને અંદરથી ધકેલ્યા કરે છે.

જો આપણે બારીકાઈથી જોઈશું તો જણાશે કે આ જાતના ફેરફાર કંઈ માત્ર વ્યક્તિગત પદાર્થ કે પ્રાણીમાં જ થાય છે એવું નથી. પ્રકૃતિ તો વ્યક્તિમાં તેમ જ સમષ્ટિમાં એકસરખી જ પ્રવર્તે છે. જગતની અંદર એણે ઉત્પન્ન કરેલી સજીવ યોનિઓ અથવા જાતિઓની

અંદર પણ ફેરફારો કરવાનું કામ તો એ કર્યા જ કરતી હોય છે. જો કે વ્યક્તિનું જીવન ટૂંકું છે એટલે એની અંદર થનારા અવસ્થાપલટાઓ સરખામણીમાં વધારે ઝડપથી થાય છે, જ્યારે યોનિ કે જાતિનું જીવન સૈકા કે સહસ્રાબ્દીઓ કે તેથી પણ વધુ લાંબું હોઈ તેમાં થનારા આકૃતિના કે જીવનના ફેરફારો આપણી નજરે બહુ જ ધીમા લાગે; પરંતુ યોનિ અથવા જાતિ પણ વ્યક્તિની જેમ જ જન્મે છે વૃદ્ધિ પામે છે, પ્રૌઢ બને છે અને આખરે પૃથ્વી પરથી વિલુપ્ત થઈ જાય છે. જો કે વનસ્પતિઓ અને પ્રાણીઓની કેટલીક યોનિઓ લાખો વર્ષોથી પૃથ્વી ઉપર ટકેલી જોવામાં આવે છે. વળી બધી જ યોનિઓમાં ફેરફાર થયા જ કરતા હોય છે એવું પણ નથી. જેમ વ્યક્તિના જીવનની અંદર અમુક વર્ષો સુધી શરીરનો વિકાસ થયા પછી એની વૃદ્ધિ રોકાઈ જાય છે અને છેક મરતાં સુધી શરીરમાં બહારથી જણાઈ આવે એવા ખાસ કોઈ ફેરફાર થતા નથી, તેમ યોનિ અથવા જાતિના સ્વરૂપમાં પણ એની આકૃતિનો વિકાસ અમુક ભૂમિકા પર પહોંચે ત્યાર પછી ઝાઝા ફેરફાર એમાં થતા નથી: ઉદાહરણ તરીકે કીડીની કે મધમાખીની આકૃતિ જે કેટલાક હજાર વર્ષો પહેલાં હતી તેના જેવી જ આજે પણ છે. પરંતુ બધી યોનિઓ કંઈ આ પ્રમાણે સ્થિર બની ગયેલી નથી. કેટલીક યોનિઓ જે હજી નવી રચાયેલી છે તેમની અંદર ફેરફારો થતા જણાય છે. બીજી કેટલીક ડાયનોસોર, મેમથ વગેરેના જેવી યોનિઓ જે પૂર્વકાળમાં હતી તેમની હયાતી પૃથ્વી પરથી લુપ્ત થઈ ગઈ છે. અને ભવિષ્યની અંદર પ્રકૃતિ કઈ નવી યોનિઓને અહીં જન્મ આપશે તે આપણે કહી શકતા નથી.

વ્યક્તિમાં કે જાતિમાં અથવા યોનિમાં થનારા આ ફેરફારોની પાછળ કોઈ ક્રમ કે યોજના છે કે પછી એ ફેરફારો ગમે તેમ, અવ્યવસ્થિત રીતે જ થયા કરે છે એવો વિચાર ચિંતનશીલ માનવને આવ્યા વિના રહે જ નહિ. પ્રાચીન કાળથી જ માનવ એવો ખ્યાલ સેવતો આવ્યો છે કે વિશ્વ એટલે વ્યવસ્થિત રીતે અને પ્રયોજનપૂર્વક

આવિર્ભાવ પામનારો ક્રમ. અરાજકતા અથવા અંધાધૂંધી કે અધેરને આપણી સૃષ્ટિરચનામાં સ્થાન નથી. જો આ વાત સાચી હોય તો વ્યક્તિમાં અથવા યોનિમાં થનારા શારીરિક આકૃતિના ફેરફારો કોઈ અમુક ક્રમમાં થનારા અને આપણે માટે અજ્ઞાત એવા કોઈ હેતુ કે પ્રયોજન અનુસાર થનારા હોવા જોઈએ. જેવી રીતે વ્યક્તિના શરીરની વૃદ્ધિ અને વિકાસ વ્યવસ્થિત રીતે અને કોઈ અજ્ઞાત યોજનાની સિદ્ધિને અનુલક્ષીને થાય છે તેવી જ રીતે યોનિના દેહની અંદર પણ કોઈક ક્રમિક સ્વરૂપની વૃદ્ધિ અને વિકાસ થતાં હોવાં જોઈએ એમ જણાયે છે. આ છે શરીરની ઉત્ક્રાંતિ અથવા રૂપોત્ક્રાંતિ ( ફોર્મ–ઈવોલ્યુશન ). જેને માટે ડાર્વિન અને લામાર્ક જેવા વિચારકો અને વૈજ્ઞાનિકોએ ઘણી ઝીણવટભરી અને વિસ્તૃત માહિતી પૂરી પાડી છે.

વળી આપણે જાણીએ છીએ કે શરીર અથવા આકૃતિમાં જ માત્ર ફેરફારો થાય છે એવું કંઈ નથી. શરીરની અંદર રહેનારું અથવા પ્રગટ થનારું જીવન પણ એના જેવા જ ફેરફારોને અધીન છે. વસ્તુતઃ સૂક્ષ્મ નજરે જોતાં તો, જીવનના ફેરફારો પહેલા આવે છે અને શરીર કે આકૃતિના ફેરફારો તો માત્ર જીવનના ફેરફારોને બહાર મૂર્તિમંત રૂપ આપવાને માટે જ અને તેમના અનુગામી તરીકે જ થતા હોય છે. દરેક યોનિની તેમ જ દરેક વ્યક્તિની દેહાકૃતિ અમુક જ રીતે અને અમુક જ રૂપે ઘડાઈ છે કેમકે તેની અંદર વસનારું જીવન તેને એ રીતે ઘડે છે. અંદર રહેલું જીવન પોતાની અભિવ્યક્તિ કરવાને માટે બહારના સ્થૂલ દ્રવ્યને પોતાના ઉપાદાન તરીકે સ્વીકારીને તેનો ઘાટ પોતાને અનુકૂળ હોય એ રીતે ઘડે છે, પરંતુ એ જીવનનું સ્વરૂપ પણ, જેમ આપણે જાણીએ છીએ તેમ, જન્મથી માંડીને મૃત્યુ સુધી એક-સરખું રહેતું નથી. એ જીવન એનાં શારીરિક અને માનસિક બંને સ્વરૂપોમાં પરિવર્તનશીલ અને પ્રગતિશીલ છે. તેમ જ શરીર અથવા આકૃતિના ફેરફારની જેમ જ એના ફેરફારો પણ કોઈ નિશ્ચિત રેખાને અનુસરીને અને દેહાકૃતિની ઉત્ક્રાંતિના હેતુ કે પ્રયોજન કરતાં પણ કોઈ

વધારે અજ્ઞાત અને ગહન હેતુ કે પ્રયોજનને અનુલક્ષીને થાય છે. આ છે જીવનની ઉત્ક્રાંતિ અથવા પ્રાણોત્ક્રાંતિ (લાઇફ-ઇવોલ્યૂશન) જેને માટે આજનું વિજ્ઞાન અથવા ચિંતન રૂપોત્ક્રાંતિ (ફોર્મ-ઇવોલ્યૂશન) કરતાં ઘણું ઓછું જાણે છે. આકૃતિની ઉત્ક્રાંતિની જેમ જ જીવનની ઉત્ક્રાંતિ પણ વ્યક્તિગત અને યોનિગત એમ બેવડી છે. આપણા જગતની અંદર આ બને ઉત્ક્રાંતિઓ એક બીજા સાથે હળીમળીને આગળ વધે છે.

પરંતુ, જેમ દેહ અથવા આકૃતિ જીવનનું કરણ અને ઉપાદાન છે તેમ એ દેહની સાથે જીવન પણ એ બંને કરતાં પણ વિશેષ સૂક્ષ્મ અને ગહન એવા અંતરાત્માનું કરણ અને ઉપાદાન છે. જેવા પ્રકારનો અંતરાત્મા તેવા પ્રકારની આકૃતિ અને તેવા પ્રકારનો પ્રાણ. આકૃતિ અને પ્રાણ અંતરાત્માની અભિવ્યક્તિનાં સાધનો છે: જો અંતરાત્મા સ્થાવર યોનિનો હોય તો એની આકૃતિ અને પ્રાણ સ્થાવર ભૂમિકાનાં હોય છે; જો એ અંતરાત્મા વનસ્પતિયોનિ જેટલો આગળ વધેલો હોય તો એ વનસ્પતિયોનિની આકૃતિ અને જીવનને ધારણ કરે; જો એ જીવજંતુ કે પ્રાણીયોનિ ગ્રહણ કરવા જેટલો વિકસિત હોય તો એ એવી પ્રાણીયોનિનાં રૂપ અને જીવનને અભિવ્યક્ત કરે; અને જો એ માનવભૂમિકા સુધી ઊંચે ચઢેલો હોય તો એ માનવયોનિનાં આકાર અને જીવનને પોતાના પ્રાકટ્યને માટે સ્વીકારે. આમ દેહની ઉત્ક્રાંતિ તેમ જ જીવનની ઉત્ક્રાંતિ એ બંનેનો આધાર છે અંતરાત્માની ઉત્ક્રાંતિ અથવા તો ચેતનાની ઉત્ક્રાંતિ. એ છે ત્રીજી અને સૌથી વધુ અગત્યની ઉત્ક્રાંતિ. પ્રથમની બે ઉત્ક્રાંતિઓ તો માત્ર આ ત્રીજી ઉત્ક્રાંતિનું પ્રતિબિંબ છે અને આ મુખ્ય ઉત્ક્રાંતિને ભૌતિક રૂપ આપવા માટે અંતરાત્માએ અથવા તો ઉત્ક્રાંત થતી ચેતનાએ ઊભી કરેલી બાહ્ય પ્રક્રિયાઓ છે.

આ અંતરાત્માની ઉત્ક્રાંતિ (Soul-evolution) પણ બીજી બે ઉત્ક્રાંતિઓની જેમ જ વ્યક્તિગત અને યોનિગત કે જાતિગત એમ બે પ્રકારની છે. જેવી રીતે વ્યક્તિનો અંતરાત્મા છે તેવી જ રીત

## ગીતામાં ઉત્ક્રાન્તિ

ઉત્ક્રાન્તિનો સિદ્ધાંત—પછી તે ભૌતિક ઉત્ક્રાંતિનો હો કે આધ્યાત્મિક ઉત્ક્રાંતિનો—આપણને બતાવે છે કે જગતનો આરંભ જડતત્ત્વના પ્રાકટ્યથી થાય છે અને પછી જડતત્ત્વમાં અનુક્રમે પ્રાણ, મન તેમ જ મનથી પર રહેલાં તત્ત્વોને પ્રગટાવવા દ્વારા એનો વિકાસ આગળ વધે છે.

ગીતામાં અને ખાસ કરીને એના પંદરમા અધ્યાયમાં આનો સ્પષ્ટ ઉલ્લેખ છે. છઠ્ઠા શ્લોકમાં કૃષ્ણ કહે છે : 'મારો જ અંશ જીવલોકમાં સનાતન જીવરૂપ બનેલો છે અને એ જ પ્રકૃતિમાં રહેલી પાંચ ઇંદ્રિયોને છઠ્ઠા મન સાથે ખેંચે છે.' **ममैवांशो जीवलोके जीवभूतः सनातनः । मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥** પ્રકૃતિમાંથી અર્થાત્ જડતત્ત્વમાંથી ઇંદ્રિયાત્મક અને મનોમય ચેતનાના પ્રાકટ્યનો આમાં નિર્દેશ છે.

પરંતુ ઉત્ક્રાંતિ વિષે ખુલ્લેખુલ્લો ઈશારો તો તેરમાથી પંદરમા શ્લોકોમાં છે.

તેરમા શ્લોકમાં કૃષ્ણ જણાવે છે : 'પૃથ્વીમાં (જડતત્ત્વમાં) પ્રવેશીને હું મારા ઓજસ્‌વડે (પાંચ) ભૂતોને ધારણ કરું છું અને રસરૂપ સોમ બનીને બધી ઔષધિઓને પોષું છું.' **गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा। पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः॥** ઓજસ્ એ અગ્નિનું સ્વરૂપ છે; અને અગ્નિ વૈદિક પ્રતીકવિદ્યા અનુસાર પરમાત્માના સંકલ્પનું પ્રતીક છે. પરમાત્મા પોતાના

અને અસંખ્ય સ્વરૂપો અને પેટા સ્વરૂપો થઈ જાય છે.

જેમ વૃક્ષ એક જ હોય છે અને પૃથ્વીમાંથી રસરૂપ પોષણ પણ એક જ જાતનું મેળવતું હોય છે, છતાં એનાં થડ, ડાળીઓ, પાંદડાં, ફૂલ અને ફળ જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરે છે અને જુદાં જુદાં અને કાર્યો કરતાં હોય છે, તેમ જ એ બધાં અવયવોની ચેતના અને અનુભવ પણ એકબીજાથી ભિન્ન હોય છે. તેના જેવું જ કંઈક આ વિશ્વની અંદર પણ ઉત્ક્રાંતિમાં આગળ વધનારા સર્વ અંતરાત્માઓની બાબતમાં છે. પ્રત્યેક અંતરાત્મા આવિર્ભાવમાં પોતપોતાની જ સ્વતંત્ર ઉત્ક્રાંતિરેખાને અનુસરે છે પણ તાત્ત્વિક સ્વરૂપમાં સર્વાન્તરાત્માનો જ એક અંશ છે અને એ સર્વાન્તરાત્માના જ વિશાળ અને સર્વાત્મક ઉત્ક્રાંતિપંથ પર આગળ વધે છે.



રૂપના, જડતત્ત્વને હું પરિપક્વ બનાવું છું.'पचाम्यन्नं चतुर्विधम् .'

પરિપક્વ બનાવવું એટલે કોઈ વધારે ઊંચા પ્રકારની ઉત્ક્રાંતિને માટે તૈયાર કરવું. જડતત્ત્વમાં પ્રગટતી પ્રાણશક્તિ જ એને આવી ઊર્ધ્વ ઉત્ક્રાંતિને માટે તૈયાર કરે છે. આકાશ તો ખાલી જગા હોઈ એને તૈયાર કરવા જેવું કશું હોતું જ નથી. આથી જડતત્ત્વનાં એ સિવાયનાં બીજાં ચાર સ્વરૂપોને વૈશ્વાનર પોતાના હાથમાં લે છે અને પરિપક્વ બનાવે છે

અહીં આપણે એ નોંધવાનું છે કે સામાન્ય રીતે 'ચતુર્વિધ અન્ન'નો અર્થ ચાવવા, ચાટવા, ચૂસવા વગેરે પ્રકારનો ખોરાક એમ કરવામાં આવે છે. વળી વૈશ્વાનરને જઠરાગ્નિ ગણવામાં આવે છે. પણ કૃષ્ણ કંઈ જઠર અથવા પેટમાં રહેલા અગ્નિનો ઉલ્લેખ કરતા નથી. એ તો કહે છે 'देहमाश्रितः।' વળી, 'વૈશ્વાનર' શબ્દ જ વિશ્વાત્મક અગ્નિનો વાચક છે તો પછી જઠરાગ્નિ કેવી રીતે થઈ શકે? આથી આવો દીનહીન પરંપરાગત અર્થ આપણે સ્વીકારી શકતાં નથી. કૃષ્ણનું કથન એના કરતાં ઘણું વધારે ગહન છે.

વનસ્પતિના અને પ્રાણીના રૂપના જીવનના બે પ્રકારોનો આવિર્ભાવ ઉત્ક્રાંતિનું બીજું પગથિયું છે. ત્યાર પછી ત્રીજું પગથિયું મનોમય તત્ત્વના આવિર્ભાવના રૂપનું છે. એ પગથિયું બતાવતાં કૃષ્ણ પંદરમા શ્લોકમાં પૂર્વાર્ધમાં કહે છેઃ સૌ કોઈના હૃદયમાં હું સારી પેઠે નીચે ઊતરી આવેલો છું અને સ્મૃતિ, જ્ઞાન તેમ જ (એ બંનેનો) વિલોપ પણ મારા વડે જ છે.'×

સ્મૃતિ, જ્ઞાન અને એ બંનેનો લોપ મનોમય તત્ત્વનાં વિશિષ્ટ લક્ષણો છે. મન જ્ઞાન મેળવે છે અને સ્મરણશક્તિ દ્વારા તેને જાળવવાનો પ્રયત્ન કરે છે. પણ ગમે તેટલા પ્રયત્નો છતાં, મન ચારણી જેવું હોઈ કોઈ પણ જ્ઞાનને કે કોઈ પણ સ્મૃતિને સારી રીતે જાળવી શકતું

---

× सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च।

સંકલ્પવડે પંચમહાભૂતરૂપ જડતત્ત્વને પહેલાં પ્રગટાવીને ધારણ કરી રાખે છે અને પછી સોમરૂપે એ જડતત્ત્વમાંથી અનેક પ્રકારની વનસ્પતિયોનિઓને પ્રગટાવીને પોષે છે. વનસ્પતિ જડતત્ત્વમાં પ્રાણનું પહેલું પ્રાકટ્ય છે. પ્રાણની ઉત્ક્રાંતિનું આ પહેલું પગલું આ શ્લોકમાં બતાવ્યું છે.

ત્યાર પછી પ્રાણની ઉત્ક્રાંતિનો બીજો તબક્કો ચૌદમા શ્લોકમાં દર્શાવતાં કૃષ્ણ કહે છે: 'હું વૈશ્વાનર બનીને પ્રાણીઓના દેહમાં આશરો લઉં છું અને પ્રાણ-અપાનને સમાન બનાવીને ચાર પ્રકારનાં અન્નને (જડતત્ત્વને) પરિપક્વ બનાવું છું.' अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः। प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ વૈશ્વાનર અગ્નિ પરમાત્માનો ઉત્ક્રાંત્યાત્મક સંકલ્પ છે. વ્યુત્પત્તિ અનુસાર, એ વિશ્વમાં વ્યાપી રહેલો અનલ છે, અથવા તો વિશ્વમાં પ્રગટ થયેલાં નરો(અંતરાત્માઓ)ને દોરનારો એટલે કે ઉત્ક્રાંતિમાં આગળ લઈ જનારો છે. એ બધાં પ્રાણીઓનાં શરીરમાં નિવાસ કરે છે અને ચાર પ્રકારના અન્નને (જડતત્ત્વને) તૈયાર કરે છે.

આ બે શ્લોકો પરથી આપણને એમ જણાય છે કે ગીતામાં જડતત્ત્વના વાચક બે શબ્દો છે: ભૂત અને અન્ન. અને તેમની વચ્ચે ફરક પાડવામાં આવ્યો છે. અંગ્રેજીમાં જેને Inorganic અને Organic Matter,–નિરિંદ્રિય અને સેંદ્રિય જડતત્ત્વ–કહેવાય છે તેના જેવો જ કંઈક આ ભેદ છે, જેમાં ભૂત નિરિંદ્રિય ભૌતિકદ્રવ્ય છે અને અન્ન એ જ પરંતુ સેંદ્રિય બનેલું અર્થાત્ સપ્રાણ સત્ત્વોનાં શરીરમાં પ્રવેશેલું જડતત્ત્વ છે.

આ જડતત્ત્વની પાંચ અવસ્થાઓ છે: પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ. પરંતુ આમાંનું આકાશ તો બાકીનાં ચાર મહાભૂતોના આધાર અથવા આલંબન રૂપ ખાલી જગાના રૂપનું જ છે. આથી વસ્તુતઃ તો માત્ર ચાર જ મહાભૂતોવડે સૌ કોઈનાં શરીર ઘડાય છે. અને કૃષ્ણ કહે છે કે આ ચાર પ્રકારના,–પૃથ્વી, જળ, તેજ અને વાયુ

# વેદમાં ઉત્ક્રાંતિ

સાધારણ રીતે એમ મનાય છે કે ઉત્ક્રાંતિવાદનો આદ્ય દ્રષ્ટા ચાર્લ્સ ડાર્વિન છે અને એણે જ સૌથી પહેલો ક્રમિક વિકાસનો સિદ્ધાંત પોતાનાં પુસ્તકો 'Origin of Species' અને 'The Descent of Man' દ્વારા જગતને આપ્યો છે. કદાચ ભૌતિક વિજ્ઞાનની નજરે આ સાચું પણ હશે. કંઈ નહિ તો જીવયોનિઓની આકૃતિઓની ઉત્ક્રાંતિને એણે પહેલી જ વખત ખૂબ ઝીણવટથી અને સ્પષ્ટતાથી માનવ સમક્ષ મૂકી છે એનો ઇનકાર થઈ શકે તેમ નથી.

પરંતુ આપણે એમ નથી કહી શકતાં કે જગતમાં ચાલી રહેલી ઉત્ક્રાંતિની સૂક્ષ્મ પ્રક્રિયા પ્રત્યે ડાર્વિન પૂર્વે કોઈનું પણ લક્ષ ખેંચાયું જ નહોતું. કદાચ યુરોપના તત્ત્વચિંતકો અને જીવનવૈજ્ઞાનિકોનું નહિ ખેંચાયું હોય એ સંભવિત છે, પણ ભારતમાં તો અનેક પ્રાચીન દ્રષ્ટાઓને ઉત્ક્રાંતિનું સ્વરૂપ પરિચિત હતું એમ વેદો અને ઉપનિષદોના અધ્યયન પરથી સ્પષ્ટ જણાય છે.

માત્ર ફરક એટલો હતો કે જ્યાં ડાર્વિન, વોલેસ, લાર્ડ મૉર્ગન વગેરે પાશ્ચાત્ય ઉત્ક્રાંતિવાદીઓ યોનિની આકૃતિની અને જીવનની ઉત્ક્રાંતિની બાહ્ય પ્રક્રિયા પર વિશેષ ભાર મૂકે છે, ત્યાં પ્રાચીન ભારતીય ઋષિઓ ઉત્ક્રાંતિના મૂળ સ્વરૂપ ઉપર વિશેષ ભાર મૂકતા હતા. તેઓ જાણતા હતા કે મૂળમાં તો પુરુષ અથવા અંતરાત્માની જ ઉત્ક્રાંતિ છે અને એની ઉત્ક્રાંતિ અનુસાર જ પ્રકૃતિની ઉત્ક્રાંતિ રચાય છે. પુરુષની ઉત્ક્રાંતિ ચેતનાની ઉત્ક્રાંતિ છે અને પ્રકૃતિની ઉત્ક્રાંતિ એ ચેતનાને અર્થે નિવાસસ્થાનરૂપ બનેલા શરીર અથવા આકૃતિની તેમ જ ક્રિયાક્ષેત્ર

નથી અને જેમ જેમ વખત વીતતો જાય તેમ તેમ એ જ્ઞાન અને સ્મૃતિ ઝાંખાં ને ઝાંખાં જ બનતાં જાય છે. પ્રાણ કરતાં મન અલબત્ત ઊંચું તત્ત્વ છે, પણ મનનું જ્ઞાન કંઈ સાચું જ્ઞાન નથી, તેમ જ મનની સ્મૃતિ પણ કંઈ સાચી સ્મૃતિ નથી. આથી તો તેમનો લોપ થઈ જાય છે.

એ ગમે તે હો, પણ મનોમય ચેતના ઉત્ક્રાંતિમાં પ્રાણ પછીનું આવશ્યક ત્રીજું પગથિયું તો છે જ. અને તેથી તો કૃષ્ણે એનો ક્રમપ્રાપ્ત ઉલ્લેખ આ શ્લોકાર્ધમાં કર્યો છે.

ત્યાર પછી ઉત્ક્રાંતિનું છેલ્લું પગથિયું દર્શાવતાં કૃષ્ણ એ જ શ્લોકના ઉત્તરાર્ધમાં કહે છે: 'બધાં જ્ઞાનવડે મારું જ જ્ઞાન મેળવવાનું છે અને જ્ઞાનના અંતને સિદ્ધ કરનારો તેમ જ જ્ઞાનને જાણનારો પણ હું જ છું.'+

જો 'જ્ઞાન' શબ્દ માનસિક જ્ઞાનનો વાચક છે, તો 'વેદ' શબ્દ મનથી પર રહેલા જ્ઞાનનો વાચક છે.* મનનું જ્ઞાન તો એ ઊંચા જ્ઞાન પર જવામાટે આપણું પાયટેકણું જ છે.

આમ આ ત્રણ શ્લોકોમાં કૃષ્ણે ઉત્ક્રાંતિનાં ચાર પગથિયાંનો ક્રમપૂર્વક ઉલ્લેખ કર્યો છે.

આની પછીના શ્લોકો પણ બારીકાઈથી તપાસતાં આ જ ઉત્ક્રાંતિનું સ્વરૂપ દર્શાવનારા જણાઈ આવે છે. ક્ષર, અક્ષર અને ઉત્તમ એ ત્રણ પુરુષો પણ ક્રમિક રૂપે વિકસનારા અંતરાત્માની જ અવસ્થાઓના વાચક છે એમ ચિંતનશીલ માનવને જણાયા વિના રહેતું નથી.

---

+ वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ।

* આ બાબતની વિશેષ માહિતી 'વેદનો અર્થ' નામના લેખમાં છે

અને,

'यो योनिं योनिमधितिष्ठत्येको
विश्वानि रूपाणि योनीश्च सर्वाः ।
यच्च स्वभावं पचति विश्वयोनिः
पाच्यांश्च सर्वान्परिणामयेद् यः ॥' (૫. ૫)

—'એક જ (આત્મા) યોનિએ યોનિનો તેમ જ બધી યોનિઓનો અધિષ્ઠાતા છે...સર્વ યોનિઓરૂપ બનેલો એ પોતાના સ્વરૂપને (સ્વભાવને) પરિપક્વ બનાવે છે અને પરિપક્વ બનેલાં સૌ કોઈને ઘડે છે.'

આ તો બધા ઉપનિષદોના મુખ્ય મુખ્ય ઉલ્લેખો થયા. પરંતુ વેદોમાં પણ ઉત્ક્રાંતિના એટલા જ ઉલ્લેખો છે. જો કે ઉપનિષદો કરતાં વેદોમાં તેઓ કંઈક જુદા પ્રકારના છે. ઉપનિષદો જ્યાં સીધી ભાષામાં આત્માની ઉત્ક્રાંતિનું સ્વરૂપ દર્શાવે છે ત્યાં વેદો પ્રતીકોનો આશ્રરો લે છે. જો કે ઉપનિષદોની જેમ વેદો પણ બાહ્ય ઉત્ક્રાંતિની નહિ પણ અંતરાત્માની ઉત્ક્રાંતિની જ વાત વિશેષતઃ કરે છે.

ઋષિ પરાશર શાક્ત્યના અગ્નિસૂક્તમાં એક મંત્ર આ પ્રમાણે છેઃ

'आदिते विश्वे क्रतुं जुषन्त शुष्काद्यद् देव जीवो जनिष्ठाः ।'

भजन्त विश्वे देवत्वं नाम ऋतं सपन्तो अमृतमेवैः ॥
(ઋગ્વેદ ૧-૬૮-૨)

વૈદિક પ્રતીકવિદ્યા અનુસાર અગ્નિ પરમાત્માનો સંકલ્પ છે. એને સંબોધીને ઋષિ કહે છે, 'હે દેવ, જયારે શુષ્ક (જડતત્ત્વ)માંથી જીવરૂપે (જીવનરૂપે) તું જન્મે છે ત્યારે સૌ કોઈ તારા ક્રિયાત્મક સંકલ્પ સાથે જોડાય છે. સૌ કોઈ દેવત્વને પ્રાપ્તિ કરે છે; તારી ગતિઓવડે તેઓ ઋતને અને અમૃતત્વને સ્પર્શે છે.' આ મંત્રમાં બાહ્ય નજરે તો શુષ્ક લાકડાં વગેરેમાંથી જીવંત અગ્નિના પ્રાકટ્યનો જ નિર્દેશ હોય એમ લાગે છે, પરંતુ ઊંડી નજરે જોતાં શુષ્ક જડતત્ત્વમાંથી જીવનના આવિર્ભાવનો ઉલ્લેખ સ્પષ્ટ થાય છે. જડતત્ત્વમાંથી જીવનનો આવિર્ભાવ

જીવનની ઉત્ક્રાંતિ છે.

ઉપનિષદોમાં તો આ બંને પ્રકારની ઉત્ક્રાંતિનો સ્પષ્ટ ઉલ્લેખ ઠેરઠેર પ્રાપ્ત થાય છે. દાખલા તરીકે, તૈત્તિરીય ઉપનિષદમાં અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એવાં ઉત્ક્રાંતિનાં પાંચ પગથિયાં આપવામાં આવ્યાં છે અને તે ઉપરાંત અન્ન અથવા જડ-તત્ત્વ અને પ્રાણ અથવા જીવન એ બેની પારસ્પરિક ક્રિયા–પ્રતિક્રિયાઓનું વર્ણન પણ ભૃગુવલ્લીમાં પ્રતીકરૂપે બહુ સુંદર રીતે કરવામાં આવ્યું છે.

વળી, જડતત્ત્વમાંથી પ્રાણ અને મનની અભિવ્યક્તિનો સ્પષ્ટ ઉલ્લેખ મુંડક ઉપનિષદમાં આવે છે:

'तपसा चीयते ब्रह्म ततोऽन्नमभिजायते ।
अन्नात्प्राणो मनः सत्यं लोकाः कर्मसु चामृतम् ॥' (૧.૮)

આ શ્લોક માત્ર એટલું જ નથી કહેતો કે અન્ન અથવા જડતત્ત્વ-માંથી પ્રાણ અને મન પ્રગટ્યાં, પણ ઉત્ક્રાંતિના એની પહેલાંના પગથિયાનો તેમ જ એની પછીનાં પગથિયાંનો પણ ઉલ્લેખ કરે છે. એ કહે છે કે બ્રહ્મ અથવા આદ્ય વાસ્તવિકના તપસ્ (સર્જનાત્મક ગરમી, creative અથવા incubative heat)વડે મોટું થાય છે કે ફૂલે છે અને પછી તેમાંથી જડતત્ત્વ જન્મે છે; જડતત્ત્વમાંથી પ્રાણ, મન અને સત્ય પ્રગટે છે. આ સત્ય મનથી પર રહેલા અતિમનસ્ તેમ જ સચ્ચિદાનંદમય તત્ત્વોનો નિર્દેશ કરે છે. 'લોકો' પરલોકો છે, અવ-ક્રાંત્યાત્મક (involutionary) જગતો છે અને 'કર્મમાં અમૃત' કર્મભૂમિરૂપ ઉત્ક્રાંત્યાત્મક ભૌતિક મર્ત્ય જગતમાં અમૃતરૂપ પરમતત્ત્વના ભાવિ પ્રાકટ્યનો ઉલ્લેખ છે.

શ્વેતાશ્વતર ઉપનિષદમાં પણ ડાર્વિનને ખૂબ જ ગમી જાય એવા યોનિઓની ઉત્ક્રાંતિના સ્પષ્ટ ઉલ્લેખો છે, પણ તે પણ આત્માની ઉત્ક્રાંતિ સાથે સંકળાયેલા સ્વરૂપમાં જ છે:

'यो योनिं योनिमधितिष्ठत्येको
यस्मिन्निदं सं च विचैति सर्वम् ॥' (૪–૧૧)

અતિમનસની ભૂમિકા છે. ઉત્ક્રાંતિના ક્રમમાં હજી સુધી નિમ્ન પ્રકૃતિની ત્રણ ભૂમિકાઓ પ્રગટી છે પણ ચોથી હજી અભિવ્યક્ત બની નથી. પરંતુ માનવ સાધના દ્વારા વ્યકિતગત રીતે એ ચોથી ભૂમિકાનું દર્શન પ્રાપ્ત કરવા અને એના પર આરોહણ કરવા સમર્થ બની શકે છે અને વેદકાળના ઋષિઓ સમર્થ બન્યા પણ હતા. એવા જ ઋષિઓમાંના એક હતા યજુર્વેદના આ મંત્રના દ્રષ્ટા:

पृथिव्या अहमुदन्तरिक्षमारुहम्, अन्तरिक्षाद् दिवमारुहम्।
दिवो नाकस्य पृष्ठात्स्वर्ज्योतिरहमगाम्॥

(યજુર્વેદ ૧૭-૬૭)

—'પૃથ્વીમાંથી (ભૌતિક ચેતનામાંથી) મેં અંતરિક્ષમાં (પ્રાણમય ચેતનામાં) આરોહણ કર્યું છે, અંતરિક્ષમાંથી દ્યૌમાં (મનોમય ચેતનામાં) આરોહણ કર્યું છે અને દ્યૌના શિખર પરથી સ્વઃ અને અતિમાનસ જ્યોતિમાં મેં આરોહણ કર્યું છે.'

વિશ્વામિત્રના પુત્ર મધુચ્છન્દા ઋષિ પણ આવા જ આરોહણની વાત કરે છે:

यत्सानोः सानुमारुहत् भूरि अस्पष्ट कर्त्वम्।
तदिन्द्रो अर्थं चेतति यूथेन वृष्णिरेजति॥

(ઋગ્વેદ ૧-૧૦-૨)

—'જ્યારે એણે એક શિખર પરથી બીજા શિખર પર આરોહણ કર્યું અને હજી ઘણું કરવાનું બાકી હતું એમ એણે જોયું, ત્યારે ઈંદ્ર પોતાના લક્ષ્ય પ્રત્યે સભાન બને છે અને (પોતાના) જૂથ સાથે એ વીર્યવાન (ઈંદ્ર) આગળ ધસે છે.' આ મંત્રમાં ઉત્ક્રાંતિને પર્વતનાં શિખરો પરના આરોહણ સાથે સરખાવવામાં આવી છે. આપણે જેમ જેમ એક પછી એક ટોચ પર ચઢતાં જઈએ તેમ તેમ એના કરતાં પણ વધુ ઊંચે રહેલી બીજી ટોચો આપણને દેખાતી જાય અને આપણને જણાતું જાય કે હજી તો ઘણું આગળ વધવાનું બાકી છે. નિમ્ન પ્રકૃતિમાં રહેલી ઉત્ક્રાંતિની બધી ભૂમિકાઓ પર આરોહણ કર્યા

થયા બાદ પરમાત્માના સંકલ્પરૂપ અગ્નિની પ્રવૃત્તિઓ દ્વારા માનવ દેવત્વ પ્રત્યે અને અમૃતત્વ પ્રત્યે ઊંચે આરોહણ કરે છે. ભૌતિક ઉત્ક્રાંતિવાદ જ્યાં મનના પ્રાકટ્ય પર આવીને અટકે છે ત્યાં આધ્યાત્મિક ઉત્ક્રાંતિવાદ મનથી પર રહેલા દિવ્યત્વને માનવના ભાવિ લક્ષ્ય તરીકે આપણી સમક્ષ ધરે છે.

ઋષિ વવ્રિ આત્રેયના અગ્નિસૂક્તનો પણ એક મંત્ર એક પછી એક પ્રગટ થનારી ચેતનાની ઊંચી ને ઊંચી ભૂમિકાઓનો ઉલ્લેખ કરે છે:

अभ्यवस्था प्र जायन्ते प्र वव्रेर्वव्रिश्चिकेत ।
उपस्थे मातुर्विचष्टे ॥
(ઋ. ૫.૧૯.૧)

—'એક પછી એક ઉચ્ચ અવસ્થા જન્મે છે, એક પછી એક આવરણ સચેતન અને સજ્ઞાન બને છે; માતાના ખોળામાં એ દૃષ્ટિયુક્ત બને છે.'

વેદની પરિભાષામાં જડતત્ત્વ, પ્રાણ અને મનને અનુક્રમે પ્રતીકરૂપે પૃથ્વી, અંતરિક્ષ અને દ્યૌ (દ્યુલોક) કહેવામાં આવતાં હતાં. નિમ્ન પ્રકૃતિનાં આ ત્રણ ઘટક તત્ત્વો છે, જે ઉત્ક્રાંતિમાં એક પછી એક પ્રગટ થાય છે. પરંતુ તેમનું પ્રાકટ્ય યાંત્રિક રીતે નથી થતું: એ દરેકની પાછળ એને અનુરૂપ એવી કોઈ ચેતના રહેલી છે. અને એ ચેતના જ પોતાની શક્તિને તે તે તત્ત્વના સ્વરૂપમાં ઢાળે છે અને બહાર પ્રક્ષિપ્ત કરે છે. આમ જડતત્ત્વ (Matter)નું પ્રાકટ્ય એની પાછળ રહેલી ભૌતિક અથવા પાર્થિવ ચેતનાને પ્રતાપે છે, પ્રાણતત્ત્વની અભિવ્યક્તિ એની પાછળ રહેલી પ્રાણમય ચેતનાને આભારી છે અને મનરૂપ તત્ત્વનો આવિર્ભાવ એની પાછળ રહેલી મનોમય ચેતનાને કારણે થાય છે. પૃથ્વી, અંતરિક્ષ અને દ્યૌ શબ્દો ત્રણ બાહ્ય તત્ત્વો કરતાં તેમની પાછળ કામ કરી રહેલી આ ત્રિવિધ ચેતનાના વિશેષ વાચક છે. વળી આ ત્રણ પ્રકારની ચેતનાથી પર એક ચોથી પણ ચેતનાની ભૂમિકા છે જેને વેદમાં **स्वः** અને પુરાણોમાં **महः** કહેવામાં આવે છે. એ જ

અંતિમ લક્ષ્ય કે પ્રયોજન નથી બનાવી શકતો ત્યાં આ પ્રાચીન આધ્યાત્મિક ઉત્ક્રાંતિવાદ આપણને એનું આરંભબિંદુ, મધ્યાવસ્થા અને અંતિમ લક્ષ્ય ત્રણે સ્પષ્ટ બતાવે છે.

---

બાદ જ્યારે આપણે ઇંદ્ર અથવા જ્યોતિર્મય મનની ભૂમિકા પર ચઢીએ છીએ ત્યારે જ આપણને અતિમનસ્ અને સચ્ચિદાનંદનાં અંતિમ શિખરોરૂપ આપણા આખરી લક્ષ્યનું ભાન થાય છે અને જ્યોતિર્મય મનનો સ્વામી ઇંદ્ર પોતાના અનેક સાથીઓના (શક્તિઓના) જૂથની સાથે એ અંતિમ લક્ષ્ય પર પોતે પહોંચવા અને આપણને પહોંચાડવા આગળ ધસે છે.

જો ઇંદ્ર માનવથી પર રહેલી ભૂમિકાઓ પર આપણને લઈ જવામાં સહાયક દેવ છે, તો અગ્નિ (અથવા પરમાત્માનો સંકલ્પ) પણ આપણને એના તરફ જ દોરનારો દેવ છે, ઉત્ક્રાંતિગત ચેતનાને માટે ઊર્ધ્વ ભૂમિકાઓના સંદેશા લઈ આવનારો દૂત છે, એ ભૂમિકાઓનાં વિવિધ જ્ઞાનોનો સમ્રાટ છે. ઋષિ પ્રજાપતિ વૈશ્વામિત્ર આ વાત આપણને બતાવે છે :

'द्विमाता होता विदथेषु सम्राड्
अन्वग्रं चरति क्षेति बुध्नः ।'

(ઋગ્વેદ ૩.૫૫.૭)

—('પૃથ્વી અને દ્યૌરૂપ) બે માતાઓનો પુત્ર અને (માનવ ચેતનાને) સાદ કરનારો (અથવા, માનવ ચેતનાનું સમર્પણ સિદ્ધ કરનારો, હોતા) જ્ઞાનોનાં અન્વેષણોનો સમ્રાટ છે; એ ટોચ પ્રત્યે આગળ વધે છે અને પોતાના (ઉપર રહેલા) તળિયામાં નિવાસ કરે છે.' પરમાત્માના સંકલ્પરૂપ અગ્નિનું મૂળ ધામ તો છેક ઉપર સચ્ચિદાનંદમાં છે અને એ જ એનો પાયો અથવા તળિયું છે, ऊर्ध्वमूलम् છે, उच्चाबुध्नम् છે. એ જ્યારે અચેતનામાં ઊતરી આવીને ઉત્ક્રાંતિમાં પ્રગટ થાય છે ત્યારે પણ એની ગતિ તો સ્થૂલ અગ્નિની જ્વાળાઓની જેમ જ ઊંચે જવા માટે જ છે.

આમ ઇંદ્ર અને અગ્નિ બંને ઉત્ક્રાંતિની ગતિમાં સહાયક દેવો છે. પરંતુ ઉત્ક્રાંતિનો ખરો અધિષ્ઠાતા તો વિષ્ણુ છે, એમ કહો કે વિષ્ણુ પોતે જ ઉત્ક્રાંતિશક્તિ છે. પુરાણોમાં બ્રહ્મા ઉત્પત્તિનો, વિષ્ણુ સ્થિતિનો

અંતિમ લક્ષ્ય કે પ્રયોજન નથી બનાવી શકતો ત્યાં આ પ્રાચીન આધ્યાત્મિક ઉત્ક્રાંતિવાદ આપણને એનું આરંભબિંદુ, મધ્યાવસ્થા અને અંતિમ લક્ષ્ય ત્રણે સ્પષ્ટ બનાવે છે.

---

ત્રણ પગલાં ચાલે છે અને એ રીતે (બધા) નિયમોને ધારણ કરે છે.' આ ત્રણ પગલાં કયાં છે તે દર્શાવતાં ઋષિ દીર્ઘતમા કહે છે:

'यस्योरुषु त्रिषु विक्रमणेषु अधिक्षियन्ति भुवनानि विश्वा ॥
यस्य त्री पूर्णा मधुना पदानि.........................
य उ त्रिधातु पृथिवीमुत द्यामेको दाधार भुवनानि विश्वा ॥'

(ઋગ્વેદ ૧. ૧૫૪. ૨, ૩)

—'એનાં ત્રણ વિશાળ પગલાંમાં બધાં જ જગતો સમાઈ જાય છે. એનાં ત્રણ પગલાં મધુ(આનંદ)થી પૂર્ણ છે અને એ એકલો જ (એ પગલાંની અંદર) પૃથિવી, દ્યૌ અને ત્રિધાતુ (સચ્ચિદાનંદરૂપ ત્રિવિધ તત્ત્વ)ને તેમ જ સકળ પ્રાણીઓને (અથવા, જગતોને) ધારણ કરે છે.'

આ આપણને બતાવે છે કે વિષ્ણુનું પહેલું પગલું જડતત્ત્વરૂપ પૃથ્વી અથવા ભૌતિક ચેતનાને, બીજું પગલું દ્યૌ અથવા મનોમય ચેતનાને અને ત્રીજું પગલું ત્રિધાતુ અથવા સચ્ચિદાનંદરૂપ પરમ તત્ત્વને પ્રગટાવે છે અને ધારણ કરે છે.

પરંતુ ઉત્ક્રાંતિનું અંતિમ લક્ષ્ય તો વિષ્ણુનું ત્રીજું પગલું જ છે, જેને માટે ઋષિ દીર્ઘતમા કહે છે:

'विष्णोः पदे परमे मध्व उत्सः ।'

(ઋગ્વેદ ૧. ૧૫૪. ૫)

—'વિષ્ણુના ઊંચામાં ઊંચા પગલામાં મધનો ઝરો છે,' આનંદનો મૂળ સ્રોત છે; અને ઋષિ મેધાતિથિ કહે છે:

'तद्विष्णो परमं पदं सदा पश्यन्ति सूरयः ।

કરણો અને તેમની શક્તિઓ હોય તો તેમને પણ ફેંકી દેવામાં તેઓ જરા યે પાછી પાની કરતા નથી.

પ્રાચીન ઉપનિષદોનું વેદાંત આના કરતાં તદ્દન જુદું જ હતું અને તેની દૃષ્ટિ અતિશય વિશાળ તેમ જ ઉદાર હતી. તેઓ કશું જ છોડી દેવાની તરફેણમાં ન હતા, સિવાય કે આપણી સંકુચિતતા અને જ્ઞાનની અલ્પતા. તેઓ જાણતા હતા કે આપણું આંતર મનોમય જગત તેમ જ બાહ્ય ભૌતિક જગત બંને પરમાત્માની જ કૃતિઓ છે, એટલું જ નહિ પણ એ બંને રૂપે પરમાત્મા પોતે જ આપણી સમક્ષ આવીને ઊભો રહે છે. એમની સર્વસમાવેશક દૃષ્ટિએ આપણા પોતાના અવિકસિત સ્વરૂપ સિવાય બીજું કશું જ આપણને નડતરરૂપ લાગતું નહોતું. આથી તેઓ એમ કદી નહોતા કહેતા કે પરમાત્માની પ્રાપ્તિ કરવા આપણે જગત, જીવન તેમ જ ઇંદ્રિય-મન-બુદ્ધિ બધાંને છોડી દેવાં જરૂરી છે.

આ નાના લેખમાં આપણે આવડો મોટો વિષય એનાં અનેક પાસાંમાં તપાસવો નથી, પણ એમાંનું એક ઇંદ્રિયાત્મક પાસું જ ઊંડાણથી જોવું છે. એમાં પહેલો પ્રશ્ન એ છે કે સંન્યાસવાદ કહે છે તેમ જો ઇંદ્રિયો માત્ર અનિષ્ટરૂપની હોય અને આપણા વિકાસમાં માત્ર અંતરાય ઊભો કરનારી જ હોય તો પરમાત્માએ તેમને રચી શા માટે અને આખી યે જીવંત સૃષ્ટિમાં આટલી બધી સર્વવ્યાપક બનાવી શા માટે? કોઈ પણ જીવજંતુ, પ્રાણી કે માનવમાં એવું નહિ મળે જેને આંખ, કાન વગેરે નહિ હોય. અને હવે તો એમ માનવાને પણ સબળ માહિતી અને પુરાવા છે કે વનસ્પતિમાં પણ ઇંદ્રિયની અમુક પ્રમાણની અભિવ્યક્તિ છે; તેઓ પણ, આપણા કરતાં જુદી રીતે, છતાં જુએ છે, સાંભળે છે અને બીજાં પણ ઇંદ્રિયકાર્યો કરે છે.

વળી જેઓ ઇંદ્રિયના વિષયોને વિદાની જેમ ત્યજી દેવાની હિમાયત કરે છે તેઓ પણ ઇંદ્રિયોનો વિનાશ કરવાનું સ્વીકારવા તૈયાર નથી. જો આપણે તેમને એમ કહીએ કે આંખ તેમને પરમાત્માની પ્રાપ્તિમાં

ત્રણ પગલાં ચાલે છે અને એ રીતે (બધા) નિયમોને ધારણ કરે છે.'
આ ત્રણ પગલાં કર્યા છે તે દર્શાવતાં ઋષિ દીર્ઘતમા કહે છે:

'यस्योरुषु त्रिषु विक्रमणेषु अधिक्षियन्ति भुवनानि विश्वा ॥
यस्य त्री पूर्णा मधुना पदानि.............................
य उ त्रिधातु पृथिवीमुत द्यामेको दाधार भुवनानि विश्वा ॥'

(ઋગ્વેદ ૧. ૧૫૪. ૨, ૩)

—'એનાં ત્રણ વિશાળ પગલાંમાં બધાં જ જગતો સમાઈ જાય છે. એનાં ત્રણ પગલાં મધુ(આનંદ)થી પૂર્ણ છે અને એ એકલો જ (એ પગલાંની અંદર) પૃથિવી, દ્યૌ અને ત્રિધાતુ (સચ્ચિદાનંદરૂપ ત્રિવિધ તત્ત્વ)ને તેમ જ સકળ પ્રાણીઓને (અથવા, જગતોને) ધારણ કરે છે.'

આ આપણને બતાવે છે કે વિષ્ણુનું પહેલું પગલું જડતત્ત્વરૂપ પૃથ્વી અથવા ભૌતિક ચેતનાને, બીજું પગલું દ્યૌ અથવા મનોમય ચેતનાને અને ત્રીજું પગલું ત્રિધાતુ અથવા સચ્ચિદાનંદરૂપ પરમ તત્ત્વને પ્રગટાવે છે અને ધારણ કરે છે.

પરંતુ ઉત્ક્રાંતિનું અંતિમ લક્ષ્ય તો વિષ્ણુનું ત્રીજું પગલું જ છે, જેને માટે ઋષિ દીર્ઘતમા કહે છે:

'विष्णोः पदे परमे मध्व उत्सः ।'

(ઋગ્વેદ ૧. ૧૫૪. ૫)

—'વિષ્ણુના ઊંચામાં ઊંચા પગલામાં મધનો ઝરો છે,' આનંદનો મૂળ સ્રોત છે; અને ઋષિ મેધાતિથિ કહે છે:

'तद्विष्णो परमं पदं सदा पश्यन्ति सूरयः ।
दिवीव चक्षुराततम् ॥'

(ઋગ્વેદ ૧ ૨૨. ૨૦)

—'વિષ્ણુનું એ પરમ પદ (ઊંચામાં ઊંચું પગલું) દ્યુલોકમાં ચક્ષુની જેમ ફેલાયેલું દ્રષ્ટાઓ નિત્ય જુએ છે.'

આમ આધુનિક ભૌતિક ઉત્ક્રાંતિવાદ જ્યાં આપણને એનું

તેમને નવી અને ઉચ્ચતર સમતુલામાં ઊંચે ખેંચી જઈને જ આગળ વધે છે. દા. ત. ઝાડપાનમાં રહેલી જ્ઞાનતંત્વાત્મક ચેતનાને જીવજંતુના સ્વરૂપમાં ચેતનાનો આવિર્ભાવ થતાં પડતી મૂકવામાં આવી નથી, પણ તેને જાળવી રાખીને અને તેની સતત વૃદ્ધિ તેમ જ ઉત્કર્ષ કરીને જ જીવજંતુની ચેતનામાં તેને સ્થાન આપવામાં આવ્યું છે. તે જ રીતે જીવજંતુઓની ઓછી વિકસિત ઇંદ્રિયાત્મક ચેતના તથા ઇંદ્રિયગોલકોને પણ પ્રકૃતિ વધુ વિકસિત પ્રાણીઓની ચેતનાને પ્રગટાવતી વખતે તેમાં સ્થાન આપે છે અને એનો વિલોપ કરવાને બદલે એને વધારે વિકાસવાન બનાવે છે. અને આખરે માનવચેતનાને પ્રગટ કરવામાં પણ પ્રકૃતિ બધાં યે નિમ્ન ચેતનાનાં સ્વરૂપોને—જ્ઞાનતંત્વાત્મક, ઇંદ્રિયાત્મક, લાગણીપ્રધાન અને ચિંતનાત્મક સ્વરૂપોને—જાળવી રાખે છે અને વધુ ઉન્નત એવી માનવમનની ચેતનામાં તેમનાં વધુ વિકસિત રૂપો સમર્પિત કરે છે.

કદાચ કોઈ આ છેલ્લા વિધાન સામે એમ વાંધો ઉઠાવે કે પ્રાણીઓની ઇંદ્રિયશક્તિ,—જોવાની, સાંભળવાની, સૂંઘવાની, કે સ્પર્શવાની શક્તિ,—તો માનવ કરતાં વધારે તીવ્ર છે, તો પછી આપણે એમ કેમ કહી શકીએ કે માનવમાં એ શક્તિનો વિકાસ પ્રાણીઓ કરતાં વધારે ઊંચા તબક્કાનો છે. આનો જવાબ નિષ્પક્ષપણે જોવો હોય તો એ વિષયમાં જરા વધારે બારીકાઈથી તપાસ કરવી પડશે.

આપણે પહેલો પ્રશ્ન એ પૂછવાનો છે કે પ્રાણીની ઇંદ્રિયશક્તિઓ શું ખરેખર માનવ કરતાં વધારે વિકસિત છે ખરી કે? વધારે તીવ્ર હશે પણ વધારે વિકસિત હોવી એ વધારે તીવ્ર હોવા કરતાં તદ્દન જુદી જ વસ્તુ છે. એ સાચું છે કે પ્રાણીઓ મનુષ્યો કરતાં અંધારામાં વધારે સારી રીતે જોઈ શકે છે. પણ જેટલા રંગો અને રંગની આભાઓ માનવ અલગ અલગ જોઈ અને પારખી શકે છે. તેટલાં કોઈ પણ પ્રાણી જોઈ કે પારખી શકે છે ખરું? જેટલા સંગીતના કે બીજા કોઈ સ્વરો માનવ સમજી અને પારખી શકે છે તેટલા કોઈ પ્રાણી

# ઇંદ્રિયશક્તિ અને ઉત્ક્રાંતિ

'સ્વયંભૂ એવા પરમાત્માએ ઇંદ્રિયોને બહારની બાજુ ભેદી છે. તેથી તો માનવ બહારની બાજુએ જુએ છે. કોઈક જ શાણો અને ધીરજવાળો માણસ ઇંદ્રિયોને ઉલટાવી નાખીને તેમ જ અમૃતત્વને ઇચ્છીને અંતરાત્માને જુએ છે.'—કઠ ઉપનિષદ્.

'ઇંદ્રિયોને પર (અથવા, ઊંચી) કહેવામાં આવી છે.'—ગીતા.

'જો તું મુક્તિ ઇચ્છતો હોય તો (ઇંદ્રિયોના) વિષયોને વિષની જેમ ત્યજી દે.'—અષ્ટાવક્રગીતા.

**મા**યાવાદી વેદાંત તેમ જ બીજા પણ કેટલાક આધ્યાત્મિક માર્ગો આપણને જણાવે છે કે આપણા ઊર્ધ્વગમનમાં અથવા તો પરમાત્માની પ્રાપ્તિમાં ઇંદ્રિયના વિષયોમાં થતી આપણી આસક્તિ નડતરરૂપ થાય છે. અને તેથી જેમ બને તેમ જલદી આપણે દૂર કરી દેવા જોઈએ. પણ આ તો એક અંતિમવાદી દૃષ્ટિબિંદુ છે. સંન્યાસવાદ અથવા તો એના જેવા બીજા મતો એક ઘા ને બે કટકા કરવામાં કુશળ છે. તેમને તો માત્ર પરાત્પર બ્રહ્મની પ્રાપ્તિ કરવી છે અને તેમાં જે કંઈ આડે આવે તેને કાપી નાખવું છે. પછી એ જગત હોય તો જગતને, જીવન હોય તો જીવનને અને ઇંદ્રિય–મન –બુદ્ધિ વગેરે

કદી આપણે ઉષા–સંધ્યાના રંગોની શોભામાં તલ્લીન બનતાં જોયાં છે? કે નદીસાગરના તટનાં દશ્યોમાં અહોભાવપૂર્વક નિમગ્ન થતાં જોયાં છે? તેમનામાં સૌંદર્યદર્શન હશે તો ખરું જ, કેમકે તેઓ પોતાના નર અથવા માદાના દેહસૌંદર્યને સમજતાં હોવાં જ જોઈએ. પણ તેમનું સુંદરતાનું એ ભાન માત્ર અંધપ્રેરણાત્મક અને તેમનાં સંવનન તથા પ્રજનનના હેતુઓ સિદ્ધ કરવા પૂરતું જ મર્યાદિત હોવું જોઈએ. જેવો એ બે પ્રવૃત્તિઓનો કાળ પૂરો થઈ જાય કે પછી તેમનું અંધપ્રેરણાત્મક સૌંદર્યભાન જતું રહેતું હોવું જોઈએ. આ બતાવે છે કે તેમનું સૌંદર્યભાન પણ તેમના જીવનમાં એ ઉપયોગી થાય એટલા પૂરતું જ છે. પણ માનવનું સૌંદર્યભાન ઉપયોગિતાથી તદ્દન અલગ થઈ જઈ શકે છે અને પોતાના જ સ્વતંત્ર હક્કપૂર્વક રહી શકે છે. વળી જ્યાં પ્રાણીપંખીઓ માત્ર પોતાના નર કે માદાના સૌંદર્ય પૂરતું જ એ ભાન ધરાવે છે ત્યાં માનવનું સૌંદર્યભાન તો આખા વિશ્વને પોતાનું ક્ષેત્ર બનાવી શકે છે.

સુંદર દશ્યોના જેવી જ પરિસ્થિતિ સંગીતમય સ્વરોની પણ છે. પ્રાણી–પંખીઓમાં સંગીત છે, પણ તે તો ખૂબ જ મર્યાદિત સ્વરૂપનું અને પોતાના જીવનની સંવનન રૂપની પ્રાથમિક જરૂરિયાત પૂરતું જ છે. તેમને કંઈ સંગીતની સ્વરાવલિનું ભાન નથી, પણ માત્ર એક અંધ-પ્રેરણા રૂપે તેઓ કંટાળો આવી જાય એટલી હદ સુધી એકના એક જ ચાર-પાંચ સૂરોનું પુનરાવર્તન કર્યા કરે છે.

પણ પ્રાણી અને માનવ વચ્ચે દષ્ટિ તથા શ્રુતિ કરતાં પણ વિશેષ તફાવત તો રસ અને ગંધની બાબતમાં સ્પષ્ટ દેખાઈ આવે છે. ખોરાક ખાવાની ક્રિયા જીવજંતુ તથા પ્રાણીઓમાં મુખ્યત્વે જીવનધારણ અર્થેની ક્રિયા છે અને ગૌણ રૂપે જ સ્વાદને ખાતરની ક્રિયા છે. માનવ બધી વસ્તુઓ સ્વાદપૂર્વક ખાય છે, પોતાનો ખોરાક રાંધે છે, પોતાની જીભને ભાવે અને અનુકૂળ લાગે તેમ ખોરાકનો સ્વાદ બદલે છે, ખારા ખાટા કડવા મીઠા ઠંડા ગરમ વગેરેની ચટ રાખે છે: આવું બધું

બાધા ઊભી કરતી હોય તો તેઓ પોતાની આંખો ફોડાવી નાખવા અને કાન બાધારૂપ થતા હોય તો કાનના ગોલકોનો નાશ કરાવવા તૈયાર છે કે, તો હું નથી માનતો કે તેમનામાંનું કોઈ પણ હા કહે.

ત્યારે એ તો સ્પષ્ટ થાય છે કે કેવળ કોઈ બૌદ્ધિક તર્કના આધાર પર જ તેઓ ઇંદ્રિયના વિષયોને ત્યજવાની વાત કરતા હોય છે અને નહિ કે કોઈ સાચી આંતર પ્રતીતિથી.

તો પછી આપણે જોવું જોઈએ કે પરમાત્માએ શા માટે સૌ કોઈ જીવંત સત્ત્વમાં ઇંદ્રિયગોલકો અને ઇંદ્રિયશક્તિઓ મૂકયાં. અને તેમ કરવા માટે, જેમ પ્રાચીન ઉપનિષદો કહે છે તેમ, આપણે ' ધીર ' અથવા સમજુ, શાણા અને ધીરજવાળા બનવું જોઈએ અને કોઈ પણ ઉતાવળિયા અને વિચારહીન નિર્ણય પર ન આવવું જોઈએ. જો આપણે આ રીત સ્વીકારીશું તો જણાશે કે જીવંત સત્ત્વોમાં ઇંદ્રિયશક્તિ એક ખૂબ જ મહત્ત્વનો અને અપરિહાર્ય ભાગ ભજવે છે. અલબત્ત, આપણે એમ નથી કહેતાં કે ઇંદ્રિયશક્તિ વિનાનું જીવન શકય જ નથી. કદાચ એવું શકય હોય પણ ખરું, જો કે આપણી જાણમાં તો નથી જ. બધાંમાં સારી રીતે વિકસિત કે પૂર્ણ વિકસિત ઇંદ્રિયશક્તિ ન પણ હોય, પરંતુ એનો સંપૂર્ણપણે અભાવ હોય એવો સંભવ જણાતો નથી. જડતત્ત્વમાં જીવનનો આવિર્ભાવ ચેતનાના પ્રાકટ્યને માટે જ પહેલું પગથિયું છે અને ચેતનાનું પ્રાકટ્ય તો સૌથી પહેલાં જ્ઞાનતંતાત્મક પ્રત્યુત્તરો રૂપે, અને પછી ક્રમશઃ ઇંદ્રિયાત્મક મન, લાગણીરૂપના મન અને ચિંતનાત્મક બૌદ્ધિક મનના સ્વરૂપમાં જ અત્યાર સુધી થયું છે અને ભવિષ્યમાં બીજાં એનાથી યે ઉચ્ચતર રૂપોમાં પણ થશે એ સ્પષ્ટ જણાય છે.

પણ આવા ક્રમિક ઉત્ક્રાંત્યાત્મક પ્રાકટ્યમાં વધારે ઊંચા દરજ્જાના તત્ત્વના પ્રાકટ્ય સાથે નીચા દરજ્જાનાં તત્ત્વો પ્રકૃતિ કયાંય પણ છોડી દઈને આગળ વધતી હોય એવું જણાતું નથી. ઊલટું, એ જેમ જેમ ઊંચે જાય છે તેમ તેમ નીચેનાં તત્ત્વોને પોતાની સાથે લઈને અને

એની ખોરાકની શોધમાં એક સાધન તરીકે કામ લાગવા માટે છે અને મધમાખી માઇલો દૂરથી ફૂલની જે સુગંધ અનુભવે છે તે પણ માત્ર પોતાના ખોરાક તેમ જ ગૃહનિર્માણ અને સંતાનઉછેરમાં ઉપયોગી થાય છે એટલા માટે જ છે. બાકી કોઈ પણ દિવસ આપણે મધમાખીને શોખને ખાતર ફૂલ સૂંઘતી જોઈ નથી, કોઈ પણ જીવજંતુ કે પ્રાણીને શોખને ખાતર અથવા ગંધના આનંદને ખાતર કશું પણ સૂંઘતાં જાણ્યાં નથી. શોખ અને ગંધના આનંદ તો માત્ર ચિંતનાત્મક મનનો જેમાં સ્વતંત્રપણે વિકાસ થયો છે તેવા માનવમાં જ અભિવ્યક્ત બને છે. જ્યાં જીવન માટેની જરૂરિયાત કે ઉપયોગિતા જ પ્રાણીયોનિઓમાં બધી જ ઇંદ્રિયોના વિષયોની પાછળ એક માત્ર પ્રયોજન છે, ત્યાં જીવનનો કેવળ આનંદ પણ તે ઉપરાંત માનવની વિષયાસક્તિનું એક ખૂબ જ અગત્યનું અને મહત્ત્વનું પ્રયોજન બની રહે છે. અને આ જ વસ્તુ માનવને બીજાં બધાં જીવંત પ્રાણીઓ કરતાં તદ્દન જુદી જ કક્ષામાં મૂકી દે છે.

અને જો આને જ સંન્યાસવાદીઓ અને વેદાંતવાદીઓ વિષયાસક્તિ તરીકે વગોવે અને એનાથી યુક્ત માનવને તિરસ્કાર અને ધૃણાની નજરે જુએ અને પશુ જેવા ગણે તો તેઓ પ્રકૃતિના અને પરમાત્માના અદ્‌ભુત પ્રયોજનને બિલકુલ સમજ્યા નથી એમ જ આપણે કહેવું પડે.

અલબત્ત, જો આપણે માનવની ભૂમિકાથી પર જવું હોય તો આસક્તિ તો છોડવી જ પડે, પણ એનો અર્થ એમ નથી કે વિષયો એટલે કે બાહ્ય ઇંદ્રિયગ્રાહ્ય પદાર્થોને જ એણે છોડી દેવા અને તેમનો ઉપભોગ જ ન કરવો. પરમાત્માએ આપણને સુંદર દૃશ્યો જોવા માટે તો આટલી અદ્‌ભુત આંખો આપી છે, સુંદર સ્વરો સાંભળવા માટે તો આટલા સંવેદનશીલ કાન આપ્યા છે, સુંદર ગંધો સૂંઘવા માટે તો આટલી ગ્રહણશીલ નાસિકા આપી છે, વિવિધ સ્વાદોનો આનંદ માણવા માટે તો આટલી અજબ જીભ આપી છે અને અનેક આહ્‌લાદજનક સ્પર્શોનો ઉપભોગ કરવા માટે તો આટલી બધી આશ્ચર્યમય

સમજી કે પારખી શકે છે ખરું ? માનવ જેટલી ગંધો જાણી શકે છે તેટલી કોઈ પણ પ્રાણી જાણે છે ખરું ? આ બતાવે છે કે શરીર-વિજ્ઞાનની નજરે માનવે બધી જ ઇંદ્રિયોની બાબતમાં પ્રાણીને ક્યાંય પાછળ મૂકી દીધું છે.

પરંતુ આ વાત તો છેક ગૌણ છે. ઉત્ક્રાંત્યાત્મક ઇંદ્રિયોનો હેતુ અને તેમનું કાર્ય પણ પ્રાણીમાં અને માનવમાં તદ્દન જુદા જ પ્રકારનાં બની જાય છે. આપણે વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે સાધારણ રીતે એમ કહીએ છીએ કે ઇંદ્રિયોના વિષયોની લોલુપતા અને મોહિની આપણે છોડી દેવાની છે. પ્રાણીઓમાં પણ અમુક અંશની લોલુપતા તો છે જ. પણ માનવમાં તો એ અતિશય વધી જાય છે અને એ જ એને મુક્તિ પ્રત્યે જતાં અટકાવે છે. આમ તો પ્રાણીઓ અને માનવ બંને બહિર્મુખ ચેતનવાળાં જ છે. પણ બંનેની બહિર્મુખતામાં આસમાન-જમીનનો તફાવત છે. પ્રાણીઓને પ્રકૃતિએ જે ઇંદ્રિયશક્તિની તીવ્રતા આપી છે તેનો એકમાત્ર હેતુ તેમનું જીવન ટકાવી રાખવાનો છે. જો પ્રાણીઓની ચક્ષુરિંદ્રિય કે શ્રવણેંદ્રિય કે ઘ્રાણેંદ્રિય અતિશય તીવ્ર ન હોય તો તેઓ જીવનને ટકાવી રાખી શકે નહિ: તેમના પર આક્રમણ કરનારાં અને તેમને ખાઈ જવા ચાહનારાં બીજાં પ્રબળતર પ્રાણીઓના તેઓ શિકાર બની જાય. અથવા તો, જો તેમનામાં ઇંદ્રિયો તીવ્ર ન હોય તો તેઓ પોતાના જીવનને ટકાવી રાખવા માટે જોઈતું પોષણ અને ખોરાક સારી રીતે પ્રાપ્ત કરી શકે નહિ. આમ તેમની તીવ્ર ઇંદ્રિયશક્તિ માત્ર તેમનું જીવન ટકાવી રાખવા માટે જ, તેમને આપવામાં આવી છે. માનવમાં પણ એના વિકાસના શરૂઆતના તબક્કા પર ઇંદ્રિયશક્તિ આ જ કાર્ય કરે છે. પણ જેમ જેમ માનવની ચેતના વધુ વિકસિત બનતી જાય છે તેમ તેમ ઇંદ્રિયશક્તિના કાર્યનાં પ્રયોજન અને સ્વરૂપ બદલાતાં જાય છે.

પ્રાણીની આંખો રસાત્મક વિવેકશક્તિ વડે સુંદરતા કે અસુંદરતા નથી જોતી, પણ માનવની આંખો એ કાર્ય કરે છે. પ્રાણી કે પંખીને

# ત્રણ ગુણો અને ઉત્ક્રાંતિ

સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે ઉત્ક્રાંતિવાદનો સિદ્ધાંત ડાર્વિને જગત સમક્ષ પ્રથમ વાર જ રજૂ કર્યો. પરંતુ ઉત્ક્રાંતિનું સત્ય તો ડાર્વિન પૂર્વે શતાબ્દીઓ સહસ્રાબ્દીઓ પહેલાં પણ એના સામાન્ય સ્વરૂપમાં સુવિદિત હતું અને આપણા પ્રાચીન વેદો તેમ જ ઉપનિષદોએ તો એને એના વિશાલ સ્વરૂપમાં આપણને દર્શાવ્યું જ છે.

ઉપરાંત, સાંખ્યશાસ્ત્રે અને ભગવદ્‌ગીતાએ દર્શાવેલા પ્રકૃતિના ત્રણ ગુણોના સત્યની પાછળ પણ ઉત્ક્રાંતિનો જ ખ્યાલ રહેલો છે એ આપણા લક્ષ બહાર અત્યાર સુધી કેમ રહી ગયું છે તે એક આશ્ચર્યની વાત છે.

ડાર્વિને બતાવેલો ભૌતિક ઉત્ક્રાંતિનો ખ્યાલ મુખ્યત્વે વનસ્પતિ અને પ્રાણીયોનિઓના ક્રમિક આવિર્ભાવને લગતો છે અને તે પણ માત્ર તે તે યોનિઓની આકૃતિઓમાં યુગોના વહન દરમ્યાન થતા ફેરફારોને અંગે છે. પરંતુ ઉત્ક્રાંતિ કંઈ કેવળ વનસ્પતિ અને પ્રાણીયોનિઓ પૂરતી જ મર્યાદિત નથી, પણ આખા વિશ્વના પ્રાકટ્યને આવરી લેનારી છે. આપણા પ્રાચીન ગ્રંથો આ આખી વિશ્વવ્યાપી ઉત્ક્રાંતિને જ આપણી સમક્ષ મૂકે છે.

ઋગ્વેદ જ્યારે આપણને કહે છે કે 'तम आसीत् तमसा गूळ-हमग्रे,' એટલે કે સૌથી પહેલાં અંધકારથી ઢંકાયેલો અંધકાર હતો, ત્યારે એ વિશ્વ પૂર્વેની અવસ્થાને આપણી સમક્ષ રજૂ કરે છે,

આપણે કોઈ પણ પ્રાણી કે જીવ-જંતુને કરતાં જોતાં નથી. અને આ બધી બાબતોને જ વેદાંતીઓ સ્વાદેંદ્રિયની આસક્તિ કહીને વગોવે છે અને એને ત્યજી દેવાનું કહે છે. પણ તેઓ ભૂલી જાય છે કે ઇંદ્રિયચેતનાની ઉત્ક્રાંતિમાં પ્રાણીની ભૂમિકા કરતાં માનવની ભૂમિકા પર સ્વાદેંદ્રિય વધારે રસગ્રહણશીલ, સૂક્ષ્મ અને વિશાલ ક્ષેત્રવાળી બને છે અને એ જ કારણે માનવમાં આવી બધી ચેષ્ટા આવિર્ભાવ પામે છે. એ કંઈ માનવને પશુની ભૂમિકા પ્રત્યે લઈ જતી નથી, પણ પશુમાંથી માનવની ભૂમિકા પર થતી ઇંદ્રિયશક્તિની ઉત્ક્રાંતિનું એક સ્વાભાવિક પરિણામ છે. અલબત્ત, આપણે એમ નથી કહેવા માગતાં કે આવી સ્વાદની આસક્તિ અને લોલુપતામાં માનવે પડી રહેવું જોઈએ. પરંતુ પ્રાણીની જેમ માનવે પણ માત્ર પેટ ભરવા માટે જ ખોરાક ખાવો એ તો ફરી પાછા પ્રાણીની ભૂમિકા પર નીચે ઊતરી પડવા જેવું જ થાય. ખરી રીત તો એ છે કે સ્વાદેંદ્રિયને હજી વધારે ઊંચે લઈ જઈને હજી પણ વધારે વિવેકપૂર્વક સ્વાદોના ભેદો પારખતાં થવું જોઈએ અને બધા ય વિવિધ સ્વાદોમાં રહેલા તેમ જ તેમના દ્વારા અભિવ્યક્ત બનતા પરમાત્માના જ અનેકવિધ રસરૂપ આનંદને સમતથી મેળવતાં અને ભોગવતાં શીખવું જોઈએ.

ઘ્રાણેંદ્રિયની બાબતમાં પણ આવી જ પરિસ્થિતિ પ્રવર્તે છે. પ્રાણીઓ ગંધ પારખે છે અને કૂતરાં, કીડી, મધમાખી વગેરે સત્ત્વોમાં તો માનવ કરતાં અતિશય વધારે તીવ્ર ગંધગ્રહણશક્તિ છે. પણ માનવ જેમ સેન્ટ, અત્તર, ગુલાબનાં ફૂલ વગેરેની સુગંધનો ભાનપૂર્વક ઉપભોગ કરે છે તેવું કદી આપણે કોઈ પણ પ્રાણીને કરતું જોયું છે? ગંધનો ઉપયોગ તો આ નિમ્ન યોનિઓના જીવો પોતાની ખોરાક, મૈથુન, ગૃહનિર્માણ વગેરે મૂળભૂત પ્રાથમિક જરૂરિયાતો મેળવવામાં જ કરે છે: દાખલા તરીકે કસ્તૂરીમૃગને માટે પોતાની નાભિમાં રહેલી સૌરભ માત્ર પોતાના મૈથુનને માટે છે, કૂતરાની તીવ્ર ઘ્રાણેંદ્રિય માત્ર પોતાના શત્રુથી એને સાવચેત કરવા માટે છે, કીડીની ગંધગ્રહણશક્તિ માત્ર

માંથી ઉત્ક્રાંતિમાં સૌથી પહેલું પ્રાકટ્ય તમોગુણમય જડતત્ત્વનું થાય છે. જેને અંગ્રેજીમાં inertia કહેવામાં આવે છે તે જડતા અથવા મંદતા જડતત્ત્વનું મુખ્ય લક્ષણ છે.

જડતત્ત્વના પ્રાકટ્યને માનવની કાળગણતરી અનુસાર પરાર્ધોના પરાર્ધો વર્ષો થાય છે. જેને એક બાજુએ આજની ખગોળવિદ્યા નિહારિકાઓ, આકાશગંગાઓ વગેરે કહે છે તે આ જડતત્ત્વના જ **महतो महीयान्** અથવા મોટામાં મોટા સ્વરૂપના આવિર્ભાવો છે. અને જેને બીજી બાજુએ આજનું અણ્વાત્મક પદાર્થવિજ્ઞાન ( Nuclear Physics ) ઇલેક્ટ્રોન, પ્રોટોન પોઝિટ્રોન, ન્યૂટ્રોન, મીસોન વગેરે જાતજાતના પરમાણુઓ કહે છે, તે પણ આ જ જડતત્ત્વના **अणोरणीयान्** અથવા નાનામાં નાના સ્વરૂપના આવિર્ભાવો છે. એ બેની વચમાં દરેક દરેક માપ અને કદના પદાર્થો આપણને જોવા મળે છે. અને એ સર્વ પદાર્થોનો એક સામાન્ય ગુણ છે તમસ અથવા અપ્રકાશ અને અપ્રવૃત્તિ.

જડતત્ત્વના પ્રાકટ્ય પછી પરાર્ધો વર્ષો વીત્યાં બાદ એ જડતત્ત્વની અંદર અને એની અંદરથી જ મહામુશ્કેલીએ અને અતિશય અલ્પ પ્રમાણમાં પ્રાણનું અથવા જીવનનું પ્રાકટ્ય થવાની શરૂઆત થાય છે. આ પ્રાણ અથવા જીવન જડતત્ત્વના તમોગુણની અંદર પ્રવૃત્તિને ( જડતત્ત્વની અનિચ્છાધીન કરતાં જુદી જ એવી ઇચ્છાધીન પ્રવૃત્તિને ) પ્રગટાવે છે અને ધીમે ધીમે વિકસાવે છે. જડતત્ત્વમાં અલબત્ત ક્રિયા તો હતી જ અને તે પણ કોઈ પ્રચંડ ગતિના સ્વરૂપની ક્રિયા હતી, પણ જીવનના પ્રાકટ્યની સાથે જે પ્રવૃત્તિ જડતત્ત્વમાં અભિવ્યક્ત બને છે તે એના કરતાં તદ્દન જ જુદા પ્રકારની છે. જીવન સાથે જોડાયેલી પ્રવૃત્તિઓ જીવનના પોષણ, સંવર્ધન, પ્રજનન વગેરેની છે, જેમાંની એક પણ પ્રવૃત્તિ નિષ્પ્રાણ અથવા નિર્જીવ જડતત્ત્વમાં આપણને નજરે પડતી નથી. આ પ્રકારની પ્રવૃત્તિ જ જડતત્ત્વને પ્રાણ અથવા જીવનથી જુદું પાડી નાખનારી છે. અને આ પ્રકારની પ્રવૃત્તિને જ ગીતાની તથા સાંખ્યદર્શનની પરિભાષામાં રજસ્ અથવા રજોગુણ કહેવામાં આવી છે.

ત્વચા આપી છે. તો એ બધી ઇંદ્રિયોનો જો આપણે ઉપયોગ ન કરીએ તો પરમાત્મા પ્રત્યે આપણે કૃતઘ્નતા દાખવીએ છીએ એમ જ ગણાય.

પરમાત્માએ વિશ્વ આપણા સૌ કોઈના આનંદને માટે જ રચ્યું છે, પણ એ આનંદ આપણે અનાસક્તપણે અને સમત્વપૂર્વક મેળવવાનો છે, કેમકે પરમાત્માનો આનંદ પરમાત્માની જેમ જ બધી જ વસ્તુઓમાં એકસરખા પ્રમાણનો રહેલો છે. જો કે એ આનંદ કંઈ એકરંગી આનંદ નથી, પણ અસંખ્ય રૂપરંગોમાં અને વિવિધતાભર્યાં સંચરણોમાં પ્રગટ થતો આનંદ છે. અને તેથી જ આપણે એ આનંદનાં કોઈ પણ અમુક જ સ્વરૂપોમાં બંધાઈ જવાનું નથી અને આસક્ત બનવાનું નથી, પણ પરમાત્મા જેમ બધાંમાં એકસરખો આનંદ લે છે અને ભોગવે છે તેમ આપણે પણ સમત્વથી બધી વસ્તુઓમાં અને ઘટનાઓમાં રહેલા એકસરખા અને છતાં વૈવિધ્યમય આનંદને અનુભવવાનો અને ભોગવવાનો છે.

આ દૃષ્ટિએ અનાસક્તિનો અર્થ જ બદલાઈ જાય છે, અનાસક્તિ એટલે ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ પણ નથી અને કેવળ આપણા જીવનની પ્રાથમિક જરૂરિયાતોને સંતોષવા માટે થતો તેમનો નીરસતાપૂર્વકનો ઉપયોગ પણ નથી, પરંતુ એ જ ઇંદ્રિયવિષયોનો સમત્વયુક્ત અને આનંદપૂર્વક કરાતો ઉપભોગ છે. અને એવા ઉપભોગવડે જ આપણે આપણી ઇંદ્રિયાત્મક ચેતનાને એના પરમ અને સંપૂર્ણ અને સર્વાંગી સાફલ્ય તથા કૃતકૃત્યતા પ્રત્યે લઈ જઈ શકીએ છીએ. આમ કરવા માટે જ પરમાત્માએ સૌ કોઈમાં ઇંદ્રિયાત્મક ચેતના મૂકી છે. એ ઇંદ્રિયો ભલે હમણાં અનેક ખામીઓ અને અપૂર્ણતાઓથી ભરપૂર હોય, પણ ઉત્ક્રાંતિમાં બીજાં બધાં તત્ત્વોની જેમ તેમનો પણ ભવિષ્યમાં પૂર્ણ વિકાસ થશે અને અત્યારે તેઓ આપણને અદિવ્ય જેવી લાગે છે તેને બદલે તેઓ અંદર છુપાઈ રહેલી પોતાની દિવ્યતાને બહાર પ્રગટ કરશે.

સાથે ચિંતનાત્મક મન અને બુદ્ધિનો આવિર્ભાવ સિદ્ધ થાય છે.

મન-બુદ્ધિનો આવિર્ભાવ ઉત્ક્રાંતિમાં જડતત્ત્વ અને પ્રાણ પછીનો ત્રીજો આવિર્ભાવ છે. અને એનું લક્ષણ છે જ્ઞાન, ચેતના, સમજશક્તિ. મન-બુદ્ધિ જે વસ્તુઓને પોતાનો વિષય બનાવે છે અને ગ્રહણ કરે છે તેમના પર પોતાનો પ્રકાશ નાંખે છે. અને તેથી પ્રાણ અથવા જીવનને મન-બુદ્ધિ વિના પોતાની આસપાસના જડતત્ત્વને ગ્રહણ કરવામાં અને એની સાથે કામ લેવામાં જે મુશ્કેલી, અશાંતિ અને ત્રાસના અનુભવ થતા હતા તેમાંથી મન-બુદ્ધિ ધીમે ધીમે મુક્ત બનતાં જાય છે. અને તેથી મન-બુદ્ધિના વિકાસની સાથે જગત તથા જીવન સાથેના સંબંધ તથા વ્યવહારમાં સુખ અને શાંતિ વધારે ને વધારે સ્થાપિત થતાં જાય છે, અને આ પ્રકાશ, સમજ, સુખ અને શાંતિ સત્ત્વગુણનાં લક્ષણો છે. મન તેમ બુદ્ધિ સત્ત્વગુણના જ આવિર્ભાવો છે. રજોગુણની ધાંધલ-ધમાલ, આસક્તિ, દુઃખ વગેરેને સ્થાને સત્ત્વગુણ પોતાનાં સુખ, શાંતિ અને પ્રકાશને લઈ આવે છે.

અને તેથી જ સત્ત્વગુણ ઉત્ક્રાંતિમાં તમોગુણ અને રજોગુણ પછીનું ત્રીજું પ્રાકટ્ય છે, ત્રીજું પગથિયું છે. જેમ વિશ્વમાં પથ્થર, માટી, ખનિજો, ધાતુઓ વગેરે ભૌતિક દ્રવ્યના નિર્જીવ આકારો તમોગુણી છે અને જેમ વનસ્પતિ, જીવજંતુ અને પ્રાણીઓ વગેરે સજીવ સત્ત્વો રજોગુણી છે, તેમ પોતામાં મનને બીજી કોઈ પણ યોનિ કરતાં વધારે પ્રમાણમાં ધારણ કરતો માનવ સત્ત્વગુણી છે.

જો કે સૃષ્ટિમાં એવું કંઈ પણ નથી જે અમિશ્રપણે કોઈ પણ એક જ ગુણનું બનેલું હોય. અર્થાત્ દરેકમાં જુદા જુદા પ્રમાણમાં ત્રણે ગુણોનું મિશ્રણ તો હોય જ છે કેમકે નિમ્ન પ્રકૃતિગત ભૌતિક વિશ્વમાં તો સર્વત્ર જડતત્ત્વ, પ્રાણ અને મન ત્રણે સાથે અને એક-બીજામાં ઓતપ્રોત બનીને રહેલાં છે અને દરેક જીવંત સત્ત્વમાં પણ શરીર, પ્રાણ અને મન ત્રણે હોય છે. પરંતુ એકંદર નજરે અને તુલનાત્મક સ્વરૂપે જોતાં ભૌતિક પદાર્થો તમોગુણી, પ્રાણમય સત્ત્વો રજોગુણી અને

'તમસ્‌થી ઢંકાયેલું તમસ્‌' એ શબ્દપ્રયોગ જ આપણા મનની સમક્ષ એક કોયડો ઊભો કરે છે. અને એનો અર્થ સહેલાઈથી સમજી શકાતો નથી. પણ જો આપણી પાસે એના ઉકેલની ચાવી હોય તો એ કોયડો જ રહેતો નથી. અને એ ચાવી છે ઉત્ક્રાંતિ.

આપણે જાણીએ છીએ કે ઉત્ક્રાંતિમાં સૌથી પહેલું જડતત્ત્વ અથવા ભૌતિક દ્રવ્ય ( Matter ) પ્રગટ થાય છે. પણ જડતત્ત્વ શામાંથી પ્રગટ થાય છે ? જડતત્ત્વની જે પૂર્વાવસ્થા હતી અને હજી પણ છે તેને આપણે કહીએ છીએ અચિત્‌ અથવા અચેતના ( Inconscience ). એ અવસ્થા પહેલી નજરે તો લાગે છે સાવ ખાલીખમ અથવા તો શૂન્ય. એને જ ઋગ્વેદના મંત્રમાં તમસ શબ્દ વડે દર્શાવવામાં આવી છે. આ પહેલું અથવા આદ્ય તમસ્‌ કે અંધારું છે.

પણ એની અંદરથી બીજું તમસ્‌ પ્રગટ થાય છે અને એ છે ઉત્ક્રાંતિમાં પ્રગટનારું પહેલું તત્ત્વ અથવા જડતત્ત્વ: આ જડતત્ત્વ જડ છે એટલે તો એને જડતત્ત્વ કહેવામાં આવે છે. અને જડ એટલે જેનામાં એક બાજુએ ચેતનાનો અભાવ અને બીજી બાજુએ પ્રવૃત્તિ અથવા ઇચ્છાધીન ક્રિયાનો અભાવ હોય તે. આપણી ગુજરાતી ભાષામાં પણ જડ શબ્દના આવા જ અર્થો થાય છે. જડ એટલે ભારે અથવા વજનદાર, જેનામાં સહેલાઈથી ગતિ પ્રગટાવી ન શકાય તેવો પદાર્થ, જેનામાં ચેતના અથવા ભાન ન હોય તેવી વસ્તુ, જેનામાં અક્કલ અથવા સમજશક્તિ ઓછી હોય તેવો માણસ, વગેરે, વગેરે. આ જડતત્ત્વને જ વેદમાં અને ગીતા વગેરેમાં પણ તમસ્‌ અથવા તમોગુણ કહેવામાં આવે છે. આ તમસ્‌ અથવા તમોગુણ જેનામાં હોય તેમાં એક બાજુ ચેતનાનું પ્રાકટ્ય ન હોય અને બીજી બાજુ ઇચ્છાધીન ક્રિયાનું પણ પ્રાકટ્ય ન હોય. ગીતાની પરિભાષામાં કહીએ તો તમોગુણનાં બે લક્ષણો છેઃ એક અપ્રકાશ અને બીજું અપ્રવૃત્તિ. અને આ બન્ને લક્ષણો તેમના સંપૂર્ણ સ્વરૂપમાં આપણને જોવા મળે છે ભૌતિક દ્રવ્યમાં.

ના ઉપરથી આપણને જણાય છે કે અચિત્‌ અથવા અચેતના-

ગુણાતીત અવસ્થા ઉત્ક્રાંતિનું ચોથું પગથિયું છે જેની અંદર મન કરતાં પણ અતિશય વધુ ઊંચા એવા અતિમનસરૂપ તત્ત્વની જ્યોતિ અને આનંદ અને પૂર્ણતા રહેલાં છે.

અને એ ચોથું પગલું ઉત્ક્રાંતિમાં ભરાવું અનિવાર્ય છે. જ્યારે પ્રકૃતિ વિશ્વની ઉત્ક્રાંતિમાં આ ચોથું પગલું નિશ્ચયપૂર્વક ભરશે ત્યારે ગુણાતીતતાને પોતામાં ધારણ કરનારી અતિમાનવ યોનિ ભૌતિક વિશ્વમાં પ્રગટ થશે, અને જેમ અત્યારે મન–બુદ્ધિરૂપ સત્ત્વગુણને ધારણ કરનારી માનવયોનિ આ પૃથ્વી પર સ્થિરપણે દેહ ધારણ કરીને રહેલી આપણને દેખાય છે તેમ ગુણાતીતતાને પણ પોતાના સ્થૂલ દેહમાં મૂર્તિમંત બનાવનારી એવી અતિમાનવની યોનિ આ પૃથ્વી પર આપણને દેખાશે. તેમ જ અત્યારે જેમ સત્ત્વગુણથી આગળ વધીને ગુણાતીતમાં જનારી એકાદ માનવવ્યક્તિને આ પૃથ્વી છોડીને જ ચાલ્યા જવું પડે છે, કેમકે પૃથ્વી પર હજી એવી વ્યક્તિને માટે યોગ્ય સ્થૂલ આકૃતિ ઘડાઈ નથી, તેવું એ અતિમાનવયોનિના અવિર્ભાવ પછી નહિ રહે. એવી ગુણાતીત બનેલી વ્યક્તિને બધી જ રીતે અનુરૂપ થાય એવા દેહને અને એવા જીવનને પણ પ્રકૃતિએ આપણી પૃથ્વી પર અતિમાનવયોનિના સ્વરૂપમાં પ્રગટાવ્યાં હશે.

જેમ પ્રાણનો આવિર્ભાવ થતાં જડતત્ત્વનો વિલોપ કરવાની અને મનનો આવિર્ભાવ થતાં પ્રાણ અને જડતત્ત્વ બંનેનો વિલોપ કરવાની જરૂર પડી નથી તેમ આ અતિમનસનો આવિર્ભાવ કરવા માટે જડતત્ત્વ, પ્રાણ અને મનને પણ બાજુએ મૂકી દેવાની કશી જરૂર પડવાની નથી. ઊલટું, જેમ ઉચ્ચતર તત્ત્વ પ્રગટ થઈને પોતાથી નિમ્ન તત્ત્વને ઉપર ઊંચકે છે અને વધુ સુંદર બનાવે છે તેમ એ અતિમનસ પણ ત્રણે નિમ્ન તત્ત્વોને ઉપર ઊંચકશે અને તેમને તેમની મર્યાદાઓમાંથી મુક્ત કરીને કોઈ સર્વાંગસુંદર સંવાદિતામાં વણી લેશે.

આ જ દૃષ્ટિ જો આપણે ગુણોને પણ લાગુ પાડીએ તો તેમાં પણ ઉચ્ચતર ગુણના પ્રાકટ્યને માટે નીચેના ગુણને ફેંકી દેવો જરૂરનો

ગીતામાં રજોગુણનાં લક્ષણો આ મુજબ આપવામાં આવ્યાં છે.

'रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।
तन्निबध्नाति कौन्तेय कर्मसंगेन देहिनम् ॥

અને

'लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥

ટૂંકમાં, રાગ, લોભ, તૃષ્ણા, સ્પૃહા, આસક્તિ, પ્રવૃત્તિ, કર્મ, અશાંતિ: આ બધાં જ પ્રાણ અથવા જીવનનાં લક્ષણો છે. જડતત્ત્વરૂપ તમોગુણમાં અથવા તો તમોગુણાંકિત જડતત્ત્વમાં આમાંનું એક પણ લક્ષણ નથી.

આમ, ઉત્ક્રાંતિમાં પહેલો આવિર્ભાવ જડતત્ત્વનો અને તમોગુણનો છે અને બીજો આવિર્ભાવ જીવનનો અને રજોગુણનો છે. પણ જડતત્ત્વમાં જીવનના આવિર્ભાવથી કંઈ ઉત્ક્રાંતિનું છેવટ આવી જતું નથી. કેમકે ઉત્ક્રાંતિનું લક્ષ્ય તો અચેતનામાંથી જીવન ઉપરાંત ચેતનાને પણ પ્રગટ કરવાનું છે. શરૂઆતમાં જીવન અવચેતન રૂપનું હોય છે. પણ જેમ જેમ જડતત્ત્વમાં એ જીવન વધારે ને વધારે સારી રીતે સ્થિર બનતું જાય છે તેમ તેમ એ પોતાના અવચેતન રૂપમાંથી સપાટી પર વધારે ને વધારે સભાન અને સચેતન બનતું જાય છે. અને આ સચેતનના મનરૂપે અભિવ્યક્ત બનતી જાય છે. જેને આપણે અવચેતન કહીએ છીએ તે છે વનસ્પતિઅવસ્થાનું જીવન: અને એ અવચેતનતા ગ્રાનતંત્વાત્મક પ્રત્યુત્તરોના રૂપની છે, મનુસ્મૃતિની પરિભાષામાં કહીએ તો અંતઃસંજ્ઞ રૂપની છે; એટલે કે વનસ્પતિવડે પોતાની આસપાસની ઉત્તેજનાને અપાતા પ્રત્યુત્તરો બહાર સપાટી પર જણાઈ આવે તેવા નથી, પણ અંદર ને અંદર જ ઉદ્ભવ પામનારા છે.

પણ જીવન જ્યારે વનસ્પતિઅવસ્થામાંથી આગળ વધીને જીવજંતુ તેમ જ પ્રાણીઓના રૂપમાં પ્રગટ થાય છે ત્યારે ગ્રાનતંત્વાત્મક પ્રત્યુત્તરો બહાર સપાટી પર સભાન બનવા માંડે છે. અને ઇંદ્રિયાત્મક મનનાં પ્રત્યુત્તરોનું રૂપ ધારણ કરે છે. અને આખરે માનવના પ્રાકટ્યની

# મુક્તિ અને ઉત્ક્રાંતિ

જેમ કોઈને હાથે-પગે સાંકળ બાંધી હોય અથવા એને કેદખાનામાં પૂરવામાં આવ્યો હોય ત્યારે એની હિલચાલ પર પ્રતિબંધ આવી જાય છે અને એને કંઈ પણ કરવાની છૂટ રહેતી નથી, તેમ ચેતના પણ સૃષ્ટિની શરૂઆતમાં અચેતનાનાં ઊંડાણોની અંદર કારાવાસમાં અથવા તો ભોંયરામાં પુરાઈ ગયેલી હોય છે. એ માત્ર કારાવાસમાં પુરાયેલી જ નહિ, પણ ઊંઘમાં પણ પડેલી હોય છે.

આથી એને પોતાના બંધનનું, પોતાની ઉપર રહેલા પ્રતિબંધોનું ભાન પણ હોતું નથી. પણ જેમ જેમ એ જાગવાની શરૂઆત કરે છે તેમ તેમ એના ભાનહીન અને ગતિહીન સ્વરૂપમાં ભાન અને ગતિ બંનેનો સ્પંદ ઉત્પન્ન થવાનો આરંભ થાય છે. આ ભાન અને ગતિ મૂળ ચિત્-શક્તિના જ બે રૂપના આવિર્ભાવો છે; ચિત્ ભાનરૂપે પ્રગટ થાય છે અને શક્તિ ગતિરૂપે અભિવ્યક્ત બને છે.

આરંભમાં આ ભાન અને ગતિ બંને ભૌતિક ભૂમિકાનાં હોય છે. તેઓ અચેતનામાંથી જડતત્ત્વ અથવા ભૌતિક દ્રવ્યને ઘડે છે. એ છે અચેતનામાંથી થતી પહેલી સૃષ્ટિ. એને આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં સ્થાવર સૃષ્ટિ કહેવામાં આવી છે. સ્થાવરનો અર્થ છે એક જ સ્થાન પર સ્થિર પડી રહેવું. પથ્થર, માટી, વગેરે આનાં ઉદાહરણો છે. તેમનામાં દેખીતી રીતે કંઈ પણ ભાન અથવા ગતિ હોય એમ બહારથી લાગતું નથી.

મનોમય માનવ સત્ત્વગુણી છે. આ સામાન્ય યોજનામાં દરેક ગુણમાં અને એ ગુણને ધારણ કરનારાં સત્ત્વોમાં પેટાવિભાગો તો હોઈ જ શકે છે, જેમ કે યોનિ તરીકે માનવ મનોમય તત્ત્વને ધારણ કરતો હોઈ સામાન્યપણે સત્ત્વગુણી સર્જન છે, પણ દરેક વ્યક્તિગત માનવમાં તમોગુણ કે રજોગુણ કે સત્ત્વગુણ પ્રધાનપણે હોઈ શકે છે. આથી તો આપણે આપણા વ્યવહારમાં એમ જરૂર કહી શકીએ છીએ કે અમુક માનવ તમોગુણી છે કે રજોગુણી છે કે સત્ત્વગુણી છે. આમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે આપણી તુલનાત્મક દૃષ્ટિ કેવળ માનવ–માનવ વચ્ચે જ સરખામણી કરતી હોય છે. પણ જ્યારે આપણે આખા ભૌતિક વિશ્વને આપણી તુલનાત્મક દૃષ્ટિનું ક્ષેત્ર બનાવીએ છીએ ત્યારે આપણે એટલા જ સત્યપૂર્વક કહી શકીએ છીએ કે આખી માનવજાતિ સત્ત્વગુણી છે, બધાં પ્રાણીઓ રજોગુણી છે. સર્વે વનસ્પતિઓ રજોગુણ-તમોગુણના મિશ્રણ રૂપ છે અને સૌ કોઈ ભૌતિક પદાર્થો તમોગુણી છે.

એક બીજી દૃષ્ટિએ જોતાં, સૌથી નીચે તમોગુણ છે, વચમાં રજોગુણ છે અને ઉપર સત્ત્વગુણ છે. વ્યક્તિમાં તેમ જ સમષ્ટિ અને વિશ્વમાં પણ જેમ જેમ ઉત્ક્રાંતિ આગળ વધતી જાય છે તેમ તેમ તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણ એક પછી એક વધુ પ્રબળ બનતા જાય છે.

પરંતુ સત્ત્વગુણ બીજા ગુણોની સરખામણીમાં સૌથી ઊંચો હોવા છતાં, એના કરતાં બીજું કંઈ વધુ ઊંચું છે જ નહિ એવું નથી. ઉત્ક્રાંતિ જડતત્ત્વ, પ્રાણ અને મનરૂપ અથવા તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણરૂપ ત્રણ પગથિયાં પ્રગટ કરીને અટકી જઈ શકે તેમ નથી. કેમકે સત્ત્વગુણ ભલે જ્ઞાન, પ્રકાશ, સુખ વગેરે લક્ષણવાળો હોય તો પણ એણે પ્રગટાવેલી પૂર્ણતા મર્યાદિત છે; કેમકે મનોમય તત્ત્વ કંઈ ઊંચામાં ઊંચી જ્યોતિ નથી. આથી તો શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કે આપણે આપણી પ્રગતિમાં સત્ત્વગુણને પણ ઓળંગી જવાનો છે અને જેને એ ગુણાતીત અવસ્થા કહે છે તેને પહોંચવાનું છે. આ

જેમ હવા–ઉજાસ વિનાના અંધિયાર ઓરડામાં આપણે પુરાયાં હોઈએ તો આપણને ગૂંગળામણ થાય છે, તેમ પથ્થર–માટી વગેરે આકારોમાં પુરાઈ ગયેલી ચિત્–શક્તિને પણ ગૂંગળામણ થાય છે, અને જેમ આપણે એ ગૂંગળામણમાંથી છૂટવા માટે બારીબારણાં ખોલી નાખીએ છીએ તેમ ત્યાં પણ એ ચિત્–શક્તિ બારીબારણાં ખોલવાની શરૂઆત કરે છે, હવા–ઉજાસ મેળવવા માટે પ્રયત્ન આરંભે છે. પ્રાણના આવિર્ભાવની સાથે જ પૃથ્વીનું–માટીનું–પડ ભેદીને ચિત્–શક્તિ બહારનાં ખુલ્લાં હવા–ઉજાસ તરફ આગળ વધે છે.

આ છે વનસ્પતિનું પ્રાકટ્ય અને એ જ છે ચિત્–શક્તિની પહેલી મુક્તિ, પહેલો છુટકારો. જીવન જેવું પ્રગટે છે તેવું લાગલું જ હવા–ઉજાસ પ્રત્યે અભિમુખ બને છે. જમીનમાં પડેલાં વનસ્પતિનાં બીજ પોતાને અનુકૂળ સંજોગો પ્રાપ્ત થાય એટલે માટીનું પડ ભેદી બહાર આવે છે. આ ઘટનાનો વાચક સંસ્કૃત શબ્દ છે ઉદ્ભિદ્ અથવા ઉદ્ભિજ્જ; 'ઉત્' એટલે ઊંચે, 'ભિદ્' એટલે ભેદવું અને 'જ' એટલે જન-મવું. જમીન (અથવા, બીજનું બહારનું કઠણ પડ) તોડીને ઊંચે આવવું અને પોતાનું સ્વરૂપ પ્રગટ કરવું. માટીના અને બીજના પડના કેદખાનામાંથી પ્રાણ બહાર આવવાનો પ્રયત્ન કરે છે, એને મુક્ત થવું છે એટલા માટે.

પરંતુ આ તો હજી પહેલી જ મુક્તિ છે. વનસ્પતિની આકૃતિમાં રહેલો પ્રાણ માત્ર એક જ દિશામાં, ઊંચે જ, પોતાના દેહને વિકસાવી શકે છે. એને માત્ર એટલી જ છૂટ મળી છે. બીજી રીતે બીજી દિશામાં, એ પોતાનાં મૂળિયાં ફેલાવીને એને જમીન સાથે મજબૂત જકડી રાખે છે. એને આકાશ ભણી ઊંચે વૃદ્ધિ પામવાની છૂટ છે, પણ એક સ્થળ પરથી બીજા સ્થળ પર ખસવાની કે હરવા ફરવાની છૂટ નથી. એટલે તો આપણે એને પહેલી અથવા આરંભદશાની મુક્તિ કહીએ છીએ. એ પોતાનાં ડાળપાંદડાં ભલે આકાશ પ્રત્યે પ્રસારે અને આકાશમાં રહેલા હવા–ઉજાસમાંથી પોતાનું અમુક અંશનું પોષણ મેળવે, .

નથી, પણ માત્ર એની અંદર રહેલી અપૂર્ણતાઓ અને મર્યાદાઓને બાજુએ મૂકીને એ ગુણનો વધારે ઊંચી સંવાદિતામાં સમાવેશ અને સમન્વય કરવાનો છે. બીજા શબ્દોમાં કહીએ તો નિમ્ન ગુણોનું રૂપાંતર કરવાનું તમોગુણનું રૂપાંતર શમમાં, રજોગુણનું દિવ્ય પ્રવૃત્તિમાં અને સત્ત્વગુણનું દિવ્ય જ્ઞાન અને જ્યોતિમાં કરવાનું છે. આ રૂપાંતર ગુણાતીતતામાં ગયા પછી જ થઈ શકે છે. ગુણાતીતતા કંઈ ત્રણ ગુણોને દૂર ફેંકી દઈને પ્રાપ્ત થયેલી અવસ્થા નથી, કેમકે ત્રણ ગુણોને તો કોઈ પણ સત્ત્વ ફેંકી દઈ શકે તેમ નથી; પરંતુ ગુણોથી પર જઈને પછી અત્યારસુધી પ્રાપ્ત થયેલી કોઈ પણ સંવાદિતા કરતાં વધારે ઊંચી સંવાદિતામાં એ ત્રણે ગુણોનું આરોહણ અને સમન્વય સિદ્ધ કરીને નિષ્પન્ન કરાયેલી અવસ્થા છે.

પ્રકૃતિ ઉત્ક્રાંતિમાં નિમ્નનો પરિત્યાગ નથી માગતી પણ નિમ્નનું ઊર્ધ્વમાં આરોહણ અને સમન્વય જ ચાહે છે. અને એ જ એની અત્યાર સુધીની પદ્ધતિ રહી છે. અને ઉત્ક્રાંતિના ચોથા પગથિયાના પ્રાકટ્યમાં પણ ગુણોને છોડીને ગુણાતીત પ્રત્યે એ જાય એવું લાગતું નથી, પણ ગુણોને ગુણાતીતમાં આરોહણ કરાવીને તેમ જ ગુણાતીતને ગુણોમાં નીચે ઉતારી લાવીને અને સ્થિર બનાવીને જ એ અતિમાનવનું પ્રાકટ્ય કરશે એમ નિશ્ચિત લાગે છે.

---

નહોતી કરી શકતી ત્યાં પ્રાણી સહેલાઈથી સ્થળાંતર કરી શકે છે. વળી, થડપાંદડાં વગેરેમાં રહેલા રેસાઓમાંથી જ પ્રાણીઓની જ્ઞાનતંતુ-જાળ ઊભી થઈ છે.

ઉત્ક્રાંતિ વનસ્પતિયોનિ પરથી પ્રાણીયોનિ પર જ્યારે આરોહણ કરે છે ત્યારે એનાવડે કંઈ માત્ર બાહ્ય શરીરની ભૂમિકા પરની જ વધારે છુટકારાના રૂપની મુક્તિ પ્રાપ્ત થાય છે એવું નથી; તે ઉપરાંત ચેતનાની પણ મુક્તિ પ્રાપ્ત થાય છે. વનસ્પતિમાં ચેતના અંતઃસંજ્ઞ હતી અને બાહ્ય પરિસ્થિતિ પ્રત્યે કેવળ સ્વાભાવિક, નિષ્ક્રિય (passive) અને સ્વયંપ્રવૃત્ત (automatic) પ્રતિક્રિયાઓ જન્માવતી હતી, તેને સ્થાને પ્રાણીઓમાં ચેતના બહારની ભૂમિકા ઉપર પણ સભાન બને છે અને આસપાસની પરિસ્થિતિ પ્રત્યે સક્રિય, ઐચ્છિક અને સ્વયંનિયંત્રિત (self-controlled) પ્રતિક્રિયાઓ જન્માવે છે. આમ પ્રાણીયોનિઓની મુક્તિ બાહ્ય તેમ જ આંતર બંને સ્વરૂપની છે: બાહ્ય મુક્તિવડે તેઓ પૃથ્વી સાથે જકડાઈ રહેવાના રૂપના બંધનમાંથી છૂટે છે અને આંતર મુક્તિવડે તેઓ ચેતનાની લાચારી તેમ જ નિષ્ક્રિયતાના રૂપના બંધનમાંથી છૂટે છે.

પરંતુ હજી મુક્તિ પોતાની પૂર્ણતાથી ઘણી દૂર છે. આથી અચેતનામાં ડૂબી ગયેલી ચેતના પ્રાણમય પ્રાણીયોનિ કરતાં પણ આગળ વધીને મનોમય માનવયોનિને પ્રગટાવવા પ્રત્યે અભિમુખ બને છે. પ્રાણી કરતાં મનુષ્ય બાહ્ય તેમ જ આંતર બંને સ્વરૂપોમાં અનેક રીતે ઘણો વધારે મુક્ત બન્યો છે. એ બધા મુક્તિના પ્રકારોને તો આપણે આ નાના લેખમાં સમાવી નહિ શકીએ. પણ તેમાંથી માત્ર મુખ્ય મુખ્ય પ્રકારોનો જ ઉલ્લેખ કરીશું.

પહેલાં આપણે બાહ્ય પ્રકારો લઈશું. તેમાં સૌથી પહેલો તો એ છે કે પ્રાણી જ્યાં ચાર પગે ચાલતું હતું ત્યાં મનુષ્ય બે પગે ચાલતો થયો છે; અને એને લીધે એના બે હાથ, જે પ્રાણીયોનિના આગલા બે પગોમાંથી જ ઉત્ક્રાંતિ દ્વારા વિકસ્યા છે તે છૂટા થયા. આ મુક્તિ

પણ જડતત્ત્વની આ સ્થાવર અવસ્થામાં પણ ઊંડાણમાં તો ભાન અને ગતિનો કોઈક સ્પંદ રહેલો જ હોય છે. ચિત્–શક્તિ એના અણુએ અણુમાં એટલી તો નિમગ્ન બનીને પડેલી હોય છે કે એણે ગ્રહણ કરેલા પથ્થર–માટી વગેરે રૂપના બાહ્ય સ્વરૂપ સુધી એ પોતાના આવેગો( Impulses )ને લઈ આવી શકતી નથી. અંદરની ચેતનાએ પોતાના આવેગોને બહારના સ્વરૂપ સુધી પહોંચાડવા માટે અનુરૂપ થાય એવા પટો અથવા ચીલા હજી ઘડયા નથી. જો કે છેક જ નથી ઘડયા એવું પણ નથી; ખડક–પથ્થર વગેરેમાં જે રેસાઓ છે તે એના ચીલા અથવા પટો જ છે અને ભાવિમાં પ્રાણની અભિવ્યક્તિ સાથે પ્રગટનારા જ્ઞાનતંતુઓનાં જ પૂર્વરૂપો છે, પરંતુ અંદર ડૂબીને પડેલી ચિત્શક્તિના સંદેશાઓ બાહ્ય સ્વરૂપને પહોંચાડવા માટે તેઓ બહુ જ મંદ સાધનો છે; તે પ્રમાણે જ, બહારની પરિસ્થિતિ અને સંજોગો, ટાઢ, તડકો, વરસાદ, વગેરેના સંદેશા અંદર પહોંચાડવા માટે પણ તેઓ એટલાં જ મંદ સાધનો છે.

આ જ્ઞાનવાહક અને ક્રિયાવાહક પટોની મંદતાને કારણે જ ખનિજ–ધાતુ–પથ્થર–માટી વગેરે સ્થાવર સ્વરૂપોમાં આપણને ભાન અથવા ગતિ દેખાતાં નથી. એ જ કારણે બાહ્ય વાતાવરણની ક્રિયાઓ પ્રત્યે થતી તેમની પ્રતિક્રિયાઓ આપણે જોઈ કે જાણી શકતાં નથી.

આ યોનિઓમાં ચેતના અને શક્તિ પોતે જ ઊભા કરેલા બાહ્ય આકારના કેદખાનામાં પુરાઈ ગયેલી છે. જો કે તેઓ એમાંથી છૂટવાનો પ્રયાસ તો કરે જ છે. તેમનું સ્વરૂપ રુંધાઈ ગયેલું છે અને તેમાંથી તેમને છૂટવું તો છે જ. તેમનાં અંદરનાં ઊંડાણોમાં રહેલી આ વૃત્તિ જ જડતત્ત્વમાં અને જડતત્ત્વમાંથી થતી પ્રાણની અભિવ્યક્તિનું મૂળ કારણ છે. જેવો એ પ્રાણ પ્રગટે છે કે તરત જ જડતત્ત્વના ઘડાયેલા ચાટમાં ભાન અને શક્તિ બન્ને સપાટી પર પણ સ્પંદિત થવાનો આરંભ થાય છે. જે ભાન અને ગતિ ઊંડાણમાં દબાયેલાં પડેલાં હતાં તે બહારની આકૃતિ સુધી હવે પહોંચી શકે છે.

એ થાકમાંથી ઊગરવા માટે અનેક પ્રકારના ઉપાયો યોજે છે. એ બધા ઉપાયો પાછળ મૂળમાં એક જ સિદ્ધાંત છે અને તે એ કે કોઈ પણ ક્રિયા કરતી વખતે શરીરનો અને શરીરના અવયવો તેમ જ સ્નાયુઓની શક્તિનો ઓછામાં ઓછો ઉપયોગ કરવો અથવા બિલકુલ જ ન કરવો, પણ એને બદલે બીજી કોઈ (અન્ય પ્રાણીઓની અથવા વીજળી, વરાળ, વગેરેના જેવી) શક્તિ વાપરવી. બાહ્ય ભૂમિકા ઉપરાંત અંદર બુદ્ધિનો પણ વિકાસ થયેલો હોવાને કારણે આ મુક્તિ માનવને માટે શક્ય બની છે.

બુદ્ધિને આભારી એવી આ મુક્તિઓ ઉપરાંત પણ પ્રકૃતિએ માનવને પ્રાણી કરતાં વિશેષ અનેક પ્રકારની મુક્તિઓ બક્ષી છે. પ્રાણીઓને તો ટાઢ-તડકા-વરસાદ વગેરે સામે કુદરતે આપેલા ચામડા, રુંવાડાં કે પીછાંના આવરણ પર જ આધાર રાખવો પડે છે અને કુદરતની પલટાતી ઋતુઓમાં પણ તેમને તો એકનું એક જ આવરણ ધારણ કરી રાખવું પડે છે. તેમાંથી તેઓ છૂટી શકતાં નથી. દાખલા તરીકે, ઠંડીમાં ખૂબ જ ઉપયોગી એવાં પીછાં ગમે તેટલી ગરમી હોય તો પણ પંખી પોતાના શરીર પરથી ઉતારી શકતું નથી પરંતુ માનવને પ્રકૃતિએ આવા ફરજિયાત બંધનમાંથી મુક્ત કર્યો છે. અને તેથી એ ઋતુએ ઋતુને અનુકૂળ પોશાક પહેરી શકે છે અને કાઢી પણ નાખી શકે છે.

તે ઉપરાંત પંખીઓ અને પ્રાણીઓ જવલ્લે જ પોતાને રહેવા માટે ઘર બાંધતાં જોવા મળે છે. ઘર કુદરતનાં બળો સામે પોશાકની જેમ જ સંરક્ષણ આપે છે. પરંતુ પ્રાણીઓને એ સગવડ કુદરતે આપી નથી. એનાથી ઊલટું, મનુષ્ય પોતાને માટે સ્થળ, કાળ અને આબોહવાને અનુકૂળ મકાન બાંધીને રહે છે અને એ રીતે પણ કુદરતનાં બળોમાંથી પોતાની ઈચ્છાનુસાર મુક્તિ મેળવે છે.

આ તો બાહ્ય પ્રકારની મુક્તિનાં કેટલાંક ઉદાહરણો થયાં. આંતર મુક્તિના પણ અનેક પ્રકારો માનવને પ્રાપ્ત થયા છે, જેમાંના પણ

ખરું પોષણ તો એને જમીનમાં ફેલાયેલાં મૂળિયાંમાંથી જ મેળવવાનું છે. અને એ કારણે જ એને ધરતી સાથે જકડાઈ રહેવાનું છે. એમાંથી એનો છુટકારો નથી.

આ બીજો છુટકારો અથવા મુક્તિ તો ચિત્-શક્તિ જ્યારે પ્રાણીયોનિઓને પ્રગટાવે છે ત્યારે જ પ્રાપ્ત થાય છે. વનસ્પતિઓમાં જે મૂળ હતાં તેમાંથી પ્રાણીયોનિઓના પગનું નિર્માણ છે. આથી જ સંસ્કૃત ભાષામાં મૂળ અને પગ બંનેને માટે એક જ શબ્દ છે–'પાદ'. અને એ 'પાદો'વડે ધરતીનો રસ પીનારા અને પોષનારા વૃક્ષને કહેવાય છે 'પાદપ.' (સરખાવો, ઝાડને માટેનો હિંદી 'શબ્દ 'પેડ.') આ ભૂમિકા ઉપર પણ ચિત્-શક્તિ હજી ઊંડાણમાં જ ડૂબેલી પડેલી છે, પણ પથ્થર-માટી કરતાં કંઈક વધુ સભાન બની છે અને બાહ્ય વાતાવરણ સાથે પ્રાણાત્મક સંબંધો બાંધવાની એણે શરૂઆત કરી છે. પથ્થર-ખડક વગેરેના અંદરના ભાગમાં જે રેસાઓ હતા તે વનસ્પતિમાં થડના અને ડાળીઓના અંદરના ભાગમાં તેમ જ પાંદડાં પર રહેલા રેસા બને છે અને એ જ બધા ચિત્-શક્તિના બાહ્ય જગત સાથેના વ્યવહારમાર્ગો છે. જો કે ચિત્-શક્તિ પૂરેપૂરી જાગી નથી, તેથી તો જ્યાં પથ્થર વગેરેને અસંજ્ઞ યોનિયો કહેવાય છે, ત્યાં વનસ્પતિઓને અંતઃસંજ્ઞ યોનિઓ કહેવાય છે.

વનસ્પતિઓના પ્રાકટ્ય બાદ ચિત્-શક્તિ પ્રાણીયોનિઓને પ્રગટાવે છે, એ યોનિઓના પ્રાકટ્ય સાથે જીવનનું પોષણ કરનારા અવયવો પણ બદલાય છે. વનસ્પતિઓમાં એ અવયવો મૂળિયાં હતાં; તેઓ પોષણના અવયવો તો હતા, પણ સાથે સાથે તેઓ વનસ્પતિને ધરતી સાથે જકડી રાખનારા અવયવો પણ હતા. આથી મૂળિયાંને સ્થાને હવે પ્રાણીઓમાં, જીવજંતુઓમાં મુખ ખોરાકનું અવયવ બને છે અને મૂળને સ્થાને રહેલા પગ હજી પણ પ્રાણીને પૃથ્વી પર સ્થિર ઊભા રાખવા માટેના જ અવયવો તરીકે કામ કરે છે. પણ મૂળની જેમ એ પ્રાણીને જમીન સાથે જકડી રાખતા નથી. જ્યાં વનસ્પતિ સ્થળાંતર

આવી અમૂર્ત ચિંતનના રૂપની આંતર મુક્તિનું ખૂબ જ તરી આવતું એક ઉદાહરણ છે મનુષ્યની વાણી અથવા ભાષા. એનાવડે માનવ બાહ્ય પદાર્થના બંધનમાંથી અથવા એની બળજબરીમાંથી સારો જેવો મુક્ત થયો છે. જ્યારે આપણને કશી પણ વસ્તુ વિષે બીજાને કંઈ પણ કહેવાનું હોય છે ત્યારે વાણીવડે એ દર્શાવી શકાતું હોઈ એ વસ્તુની સ્થૂલ હાજરીની આપણને જરૂર પડતી નથી. જો દરેકે દરેક વસ્તુને માટે કંઈ પણ ઉલ્લેખ કરતી વખતે એની પ્રત્યક્ષ હાજરી જરૂરી હોય તો કેટલી મુશ્કેલી થાત તેનો આપણને સહેલાઈથી ખ્યાલ આવી શકે તેમ છે. કોઈ પણ પ્રાણીમાં માનવ જેવી વાણીનો વિકાસ નથી અને તેથી એ વાણીવડે બાહ્ય વસ્તુઓના દબાણમાંથી માનવને મળેલી મુક્તિ એક અપ્રતિમ વસ્તુ બની ગઈ છે.

અમૂર્ત ચિંતનના રૂપની આંતર મુક્તિનું બીજું ઉદાહરણ છે લખાયેલી વાણી અથવા ભાષા. આનાવડે માનવ માત્ર બાહ્ય પદાર્થોની સ્થૂલ હાજરીની નહિ પણ વાણી કે ભાષા બોલનાર વ્યક્તિની પણ સ્થૂલ હાજરીની જરૂરિયાતમાંથી મુક્ત બન્યો છે. કોઈ પણ વ્યક્તિ કશી પણ બાબતમાં શું કહેવા માગે છે તે જાણવા માટે એ વ્યક્તિની હાજરી આને લીધે બિનજરૂરી બની ગઈ છે. તે ઉપરાંત, આ મુક્તિને કારણે ભૂતકાળના લાંબા યુગોમાં થઈ ગયેલા માનવોનો ઇતિહાસ પણ વર્તમાન માનવ પાસે જળવાઈ રહ્યો છે.

આવી આંતર મુક્તિનાં બીજાં અનેક ઉદાહરણો છે, જેવાં કે ચિત્રકલા, ગણિતશાસ્ત્ર, સાયન્સ, વૈદક, તત્ત્વજ્ઞાન વગેરે. આ બધાંને લીધે માનવનું આંતર સ્વરૂપ પ્રાણીઓ કરતાં કેટલું બધું વધારે સમૃદ્ધ બન્યું છે તે તો આપણે સૌ કોઈ જાણીએ છીએ. મનુષ્ય એને લઈ ને કેટલીયે વસ્તુઓ કરી શકે છે અને જાણી શકે છે, જેમાંની એક કોઈ પણ પ્રાણી કરી કે જાણી શકતું નથી.

પરંતુ હજી મુક્તિની આ પ્રક્રિયા પોતાની ચરમ સીમા પર પહોંચી નથી; એ અરધે રસ્તે જ છે એમ કહીએ તો વધુ સારું ગણાય.

મનુષ્યને માટે અનેક રીતના લાભ કરાવી આપનારી છે. એક તો પૃથ્વી સાથે જ્યાં પ્રાણી ચાર પગે જકડાયેલું રહેતું ત્યાં મનુષ્ય માત્ર બે પગે જ જકડાયેલો રહે છે. બીજું, જ્યાં પ્રાણીને પોતાનું માથું અને મોં જમીન ભણી નમેલાં જ રાખવા પડતાં હતાં ત્યાં મનુષ્ય પોતાની સામે અને ઊંચે આકાશ ભણી પોતાનું માથું અને ગરદન ઉન્નત રાખી શકે છે. ત્રીજું, જ્યાં પ્રાણીની પાસે કોઈ પણ વસ્તુ પકડવા માટે માત્ર મુખ જ એક અવયવ હતું ત્યાં મનુષ્ય મુખને બદલે પોતાના બે હાથને વસ્તુઓને પકડવાના કામમાં લે છે; પ્રાણીને તો ચાલતી વખતે પોતાની સમતુલા જાળવી રાખવા માટે ચાર પગોનો આધાર લેવો પડતો હોવાથી પગવડે કશું પણ પકડીને એ ચાલી શકતું નથી, પણ મનુષ્ય તો ચાલતી વખતે પોતાના બે પગો પર પણ સમતુલા જાળવી શકે છે અને તેથી એ હાથમાં કંઈ પણ વસ્તુઓ ઇચ્છાનુસાર પકડીને ચાલવાની ક્રિયા પણ કરી શકે છે. ચોથું, જ્યાં પ્રાણી પોતાના પગવડે કશું પણ પકડીને દૂર ફેંકી શકતું નહોતું ત્યાં મનુષ્ય પોતાના હાથવડે કંઈ પણ પકડીને દૂર ફેંકી શકે છે. આ એક ઘણી જ મહત્ત્વની બાબત છે: કેમકે પ્રાણીને તો શત્રુ સામે પોતાનાં સંરક્ષણને માટે પોતાના શરીરના જ દાંત, નહોર વગેરે અવયવોનો ઉપયોગ કરવો પડે છે અને તે પણ શત્રુ જ્યારે પોતાની ખૂબ જ પાસે આવી પહોંચે ત્યારે જ કરી શકાય છે, પરંતુ મનુષ્ય તો પથ્થર, લાકડી કે બીજું કોઈ હથિયાર હાથમાં પકડીને દૂર ફેંકી શકે છે અને તેથી શત્રુ દૂર હોય ત્યારથી જ એ એની સામે પોતાના સંરક્ષણના ઉપાયો ચાલુ કરી દઈ શકે છે.

બાહ્ય ભૂમિકા પરની આ મુક્તિ પ્રાપ્ત થયા બાદ બીજી પણ અનેક મુક્તિઓ માનવને માટે એ જ ભૂમિકા પર શક્ય બની છે. પ્રાણીઓની બધી જ ક્રિયાઓમાં તેમને પોતાના શરીરના સ્નાયુઓનો ઉપયોગ કરવો પડે છે. દાખલા તરીકે, ભાર વહન કરવો, ચાલવું, દાંત–નહોરથી પોતાના ખોરાકને તોડવો–ચીરવો વગેરે. આ બધી ક્રિયાઓમાં શરીરને શ્રમ પડે છે અને પ્રાણીઓને એ સહન કરવો પડે છે. પણ માનવ

જે ભૂમિકા ઉપરનું સત્ત્વ હોય તે ભૂમિકા ઉપરની મુક્તિ એને જન્મથી જ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થયેલી હોય છે; જેમ કે પ્રાણીઓમાં પ્રાણ જડતત્ત્વમાંથી છુટકારો પામીને તેમનામાં પોતાને માટે સ્વાભાવિક એવાં કાર્યો જન્મથી જ કરતો હોય છે, તેમ જ મનુષ્યોમાં મન જડતત્ત્વમાંથી છૂટું થઈને તેમનામાં જન્મથી જ સ્વાભાવિક રીતે રહ્યું હોય છે. બરાબર આ જ રીતે ચોથા તત્ત્વના એટલે કે અંતરાત્મા અથવા પુરુષના પ્રાકટ્યની સાથે એક તદ્દન જુદા જ પ્રકારની મુક્તિ પણ એ ઉચ્ચ ભૂમિકા પર પ્રગટ થયેલા સત્ત્વમાં સ્વાભાવિક બનશે.

જો કે અત્યારે તો એ અંતરાત્માની મુક્તિને ધારણ કરનારાં સત્ત્વોની કોઈ યોનિ અથવા જાતિ પ્રકૃતિમાં પ્રગટેલી નથી. પણ માનવ પોતાના લક્ષ્ય પ્રત્યે સભાન બનેલો હોઈ, જે જે માનવવ્યક્તિ પૂરતા પ્રમાણમાં પ્રયાસ કરે છે તે આવી મુક્તિને મેળવી શકે છે. પ્રાણીઓ પણ જો પોતાના લક્ષ્ય પ્રત્યે સભાન બન્યાં હોત તો માનવની મનોમય ભૂમિકા પર આવવાના રૂપની અને એમને જડતત્ત્વ તેમ જ પ્રાણમાંથી મુક્ત કરવાના રૂપની મુક્તિ મેળવી શકત. પરંતુ અત્યાર સુધી પ્રગટેલી બધી જ યોનિઓમાં કેવળ માનવયોનિ જ એવી છે કે જે પોતાના લક્ષ્ય પ્રત્યે સભાન બની છે અને ભાવિ પ્રત્યે નજર નાખવાનું સામર્થ્ય ધરાવે છે. આથી માત્ર માનવ જ પોતાના સ્વરૂપથી,–પોતાના મનોમય સ્વરૂપથી,–સ્વપ્રયત્નવડે પર જઈ શકે છે અને જે મુક્તિ ભાવિ યોનિનાં સત્ત્વોને માટે જન્મથી જ સહજ અને સ્વાભાવિક હશે તે મુક્તિનો પૂર્વાસ્વાદ લઈ શકે છે.

માનવજાતિના અત્યાર સુધીના ઇતિહાસમાં આવી ચોથા પ્રકારની અર્થાત્ અંતરાત્માની મુક્તિ પ્રાપ્ત કરનારાનાં ઘણાં ઉદાહરણો જોવા મળે છે. પરંતુ એ બધાં ઉદાહરણો પ્રયત્નલબ્ધ મુક્તિનાં જ છે. જો કે તેઓ ભાવિમાં જે બનવાનું છે તેનાં પૂર્વસૂચનો તો છે જ. આ ચોથા પ્રકારની મુક્તિમાં અંતરાત્મા નિમ્ન પ્રકૃતિનાં ત્રણ પૂર્વોત્પન્ન તત્ત્વોમાંથી છુટકારો મેળવે છે. જેમ આંતર મુક્તિમાં મન બાહ્ય પદાર્થોની બળ-

થોડાક,–અને માત્ર થોડાક જ આપણે અહીં જોઈએ. જેમ બાહ્ય મુક્તિ શરીરને લગતી છે તેમ આંતર મુક્તિ મન અને હૃદયને લગતી છે. પથ્થર–માટી તેમ જ વનસ્પતિને આવી આંતર અથવા મનોવૈજ્ઞાનિક મુક્તિ જરા પણ નથી. પરંતુ ઉત્ક્રાંતિમાં પ્રાણીયોનિઓના પ્રાકટ્યની સાથે, મન જડતત્ત્વ તેમ જ પ્રાણતત્ત્વમાંથી છૂટું થઈ પોતાનું સ્વતંત્ર સ્વરૂપ પ્રગટાવવાની શરૂઆત કરે છે. છતાં હજી પ્રાણીનું મન શરીરની સાથે લગભગ સંપૂર્ણપણે જકડાયેલું છે. એના વિચારો તેમ જ લાગણીઓ બંને શરીરની સાથે જોડાયેલાં હોય છે. માનવના પ્રાકટ્યની સાથે મન શરૂઆતમાં ધીમે ધીમે અને જેમ માનવનો વિકાસ આગળ વધે તેમ ઝડપથી શરીરથી છૂટું પડવા માંડે છે અને પોતાનું સ્વતંત્ર સ્વરૂપ વિકસાવવા માંડે છે. જેને આપણે abstract thought (અમૂર્ત ચિંતન) કહીએ છીએ તેની શક્યતા આપણને માનવના મનમાં સાંપડે છે. આવા અમૂર્ત ચિંતનના સામર્થ્યને લીધે જ મુખ્યત્વે માનવ પ્રાણીઓ કરતાં તદ્દન જુદો પડી ગયો છે. મનુષ્યની સંસ્કૃતિનાં બધાં જ અગત્યનાં અંગો–સંગીત, નૃત્ય, ચિત્રકલા, શિલ્પ, સ્થાપત્ય, અનેક પ્રકારનાં ગણિતશાસ્ત્રો, અનેક પ્રકારનાં સાયન્સો, તત્ત્વજ્ઞાન, માનસિક અધ્યાત્મજ્ઞાન, વગેરે–આ અમૂર્ત ચિંતનના સામર્થ્યને જ આભારી છે. કોઈ પણ સ્થૂલ ઈંદ્રિયગ્રાહ્ય પદાર્થનો આધાર લઈને અથવા તે પણ લીધા વિના સ્વતંત્રપણે ચિંતન કરવાનું સામર્થ્ય કદાચ પ્રાણીમાં છેક જ આરંભદશાનું હશે, પરંતુ માનવમાં જ એનો સારો જેવો વિકાસ થયો છે.

જેમ બધા પ્રકારની બાહ્ય મુક્તિની પાછળ મૂળમાં એક જ સિદ્ધાંત આપણે ઉપર જોયો હતો કે શરીરનો અને શારીરિક અવયવો તેમજ સ્નાયુઓની શક્તિનો ઓછામાં ઓછો ઉપયોગ કરવો અથવા બિલકુલ જ ન કરવો, તેમ બાહ્ય કે સ્થૂલ પદાર્થોનો જેટલો બને એટલો ઓછો માનસિક ઉપયોગ કરવો એ જ બધા પ્રકારની આંતર મુક્તિની પાછળ મૂળ એક જ સિદ્ધાંત છે, અને એ ઉપયોગ કેટલો ઓછો થાય છે તેના પ્રમાણ પર આંતર મુક્તિનું માપ નીકળે છે.

# પાંચ કોશની વિદ્યા

જગતમાં આવિર્ભાવને ગ્રહણ કરતી બધી જ વસ્તુઓની પાછળ તે તે વસ્તુની પોતાની જ કોઈ વિશિષ્ટ ચેતના રહેલી હોય છે. વસ્તુનું બહારનું સ્વરૂપ જે ઘડાય છે તે તો આ પાછળ રહેલી ચેતના જે રીતે અને જે પ્રયોજનને માટે ઘડે તે રીતે અને તે પ્રયોજન અનુસાર જ નિર્મિત થયેલું હોય છે. આપણે આપણા પોતાના વ્યવહારને માટે સપ્રાણ અને નિષ્પ્રાણ અથવા સજીવ અને નિર્જીવ એવા વિભાગો જગતની વસ્તુઓમાં પાડીએ છીએ, પણ એ બંને વિભાગોની અંદર ચેતના તો ખુલ્લી કે છુપાયેલી રહી જ હોય છે. આ દૃષ્ટિથી દરેક પદાર્થ તેમ જ વ્યક્તિના એકબીજાથી જુદા પડી જનારાં પણ તેમ છતાં એકબીજાની સાથે જોડાઈને રહેનારાં એવાં બે સ્વરૂપો થઈ જાય છે. એક એનું મૂળ અથવા તાત્ત્વિક સ્વરૂપ અને બીજું આવિર્ભાવાત્મક અથવા બહાર પ્રગટ થયેલું સ્વરૂપ. પહેલાને કહેવાય છે તે વસ્તુનો અન્તરાત્મા અથવા પુરુષ અથવા ચેતના, અને બીજાને કહેવાય છે તેની પ્રકૃતિ. પુરુષ અને પ્રકૃતિ, ઈશ્વર અને શક્તિ, બ્રહ્મ અને માયા એ ત્રણ મિથુન અથવા તો જોડકાં અનુક્રમે વ્યક્તિના, વિશ્વના અને વિશ્વાતીતના સ્વરૂપનાં યુગલ પાસાં છે. મૂળમાં જે એક અને અદ્વિતીય આત્મતત્ત્વ હતું તેણે જ, एकाकी न रमते स द्वितीयमैच्छत् । તેને એકલાં ગમતું ન હતું એટલે એણે બીજાની ઈચ્છા કરી, એ ઉપનિષદ્‌ના સિદ્ધાન્ત અનુસાર પોતાનાં બે સ્વરૂપો બનાવી દીધાં અને एकोऽहं बहु स्याम् । હું એક છું, તો અનેક પણ હોઉં, એ

કેમકે ઉત્ક્રાંતિમાં હજી અચેતનામાંથી માત્ર ત્રણ જ તત્ત્વો,—જડતત્ત્વ, પ્રાણ અને મન જ પ્રગટ થયાં છે. જે તત્ત્વ નવું પ્રગટે છે તે શરૂઆતમાં પોતાના જનક તત્ત્વને સંપૂર્ણપણે આધીન રહે છે, પણ જેમ જેમ એ વિકસતું જાય છે અને વધુ ને વધુ સ્થિર બનતું જાય છે તેમ તેમ પોતાના એ જનક તત્ત્વમાંથી વધુ ને વધુ મુક્ત થતું જાય છે. જેમ ઈંડામાંથી જન્મેલું બચ્ચું ઈંડાનું કોચલું તોડીને બહાર આવે છે ત્યારે પોતાની માતા પર આધાર રાખે છે પણ જેમ એ મોટું થતું જાય છે તેમ વધુ ને વધુ સ્વતંત્ર બનતું જાય છે, અથવા જેમ માનવનું બાળક પણ જન્મતી વખતે પૂરેપૂરું પોતાની માતાને આશ્રયે રહેલું હોય છે પણ વખત જતાં મોટું થઈ ને પોતાની સ્વતંત્રતા વધુ ને વધુ સ્થાપિત કરતું જાય છે તેના જેવું જ આ છે.

ઉત્ક્રાંતિની આખી પ્રક્રિયા અચેતનામાંથી ચેતનાની મુક્તિની જ એક લાંબી પ્રક્રિયા છે. જડતત્ત્વ, પ્રાણ અને મનના આવિર્ભાવની સાથે એ પ્રક્રિયાની અરધી મજલ પૂરી થઈ છે પણ બાકીની અરધીનો તો હજી માત્ર આરંભ જ છે. આ ત્રણ તત્ત્વ પછી ચોથા તત્ત્વની અભિવ્યક્તિ થાય છે, અને એ તત્ત્વ છે આંતર ચેતના અથવા પ્રચ્છન્ન ચેતના અને એના કેન્દ્રમાં રહેલો અંતરાત્મા અથવા પુરુષ. જેમ જન્મ પહેલાં લાંબા વખત સુધી, બહાર આવ્યા વિના બાળક માતાના ગર્ભમાં પોષાય છે અને વૃદ્ધિ પામે છે તેમ અંતરાત્મા પણ બહાર આવ્યા વિના લાંબા સમય સુધી, યુગોના યુગો સુધી, પ્રકૃતિમાતાના ગર્ભમાં પોષાય છે અને વૃદ્ધિ પામે છે, અને જ્યારે સમય પરિપક્વ થાય છે ત્યારે એ બહાર આવીને ખુલ્લો થાય છે. એ છે માનવનો બીજો જન્મ અથવા મનોમય કરતાં પણ વધુ ઊંચા પ્રકારની મુક્તિ; બલકે, એવી મુક્તિની શરૂઆત.

ઉત્ક્રાંતિમાં પ્રગટેલી પ્રકૃતિની શરૂઆતની ત્રણ અવસ્થાઓમાં અચેતનામાંથી અનુક્રમે પહેલાં જડતત્ત્વની મુક્તિ હતી, બીજી પ્રાણની હતી અને ત્રીજી મનની છે તેમ ચોથી આ અંતરાત્માની મુક્તિ છે.

પ્રકૃતિ પોતાના નિવાસને માટે જે અન્નકોશ રચે છે તેનું ઉપાદાન અર્થાત્ તેના ઘડતરને માટે જોઈતી સાધનસામગ્રી વિશ્વની અંદરના અન્નમય થરમાંથી મેળવે છે. આ વિશ્વાત્મક અન્નમય થરને કહેવામાં આવે છે અન્નમય લોક અથવા તો ભૌતિક જગત. ઉત્ક્રાન્તિની અંદર પહેલવહેલો આવિર્ભાવ આ અન્નમય પુરુષ અને અન્નમય પ્રકૃતિનો જ હતો. જડતત્ત્વના અણુ યે અણુ અને પરમાણુ યે પરમાણુ આ બેનાં નિવાસસ્થાનો છે. તેમ જ આપણાં, એટલે કે દરેકે દરેક સપ્રાણ સત્ત્વનાં, વનસ્પતિનાં, પ્રાણીનાં અને માનવનાં, સ્થૂલ શરીરો આ અણુ-પરમાણુ રૂપ ભૌતિક દ્રવ્યના જ ઉપાદાનવડે ઘડાયાં છે એટલે આપણું શરીર પણ અન્નકોશ જ છે. જેવી રીતે જગત અથવા લોક વિશ્વાત્મક સ્વરૂપનો વાચક શબ્દ છે તેવી રીતે ભૂમિકા (અં. પ્લેન) વ્યક્તિના પોતાના સ્વરૂપનો વાચક શબ્દ છે. બહાર ભૌતિક જગત છે, વ્યક્તિની અંદર ભૌતિક અથવા તો અન્નમય ભૂમિકા છે.

આમ, અન્નમય પુરુષ અથવા આત્મા, અન્નમય પ્રકૃતિ, અન્નમય લોક કે જગત, અન્નમય કોશ અને અન્નમય ભૂમિકા એ બધાંની સમષ્ટિ જે મૂળ બ્રહ્મની અંદરથી થાય છે તે બ્રહ્મને ઉપનિષદ્‌માં 'અન્ન બ્રહ્મ' કહેવામાં આવ્યું છે. આખીયે અન્નાત્મક આવિર્ભાવની સમષ્ટિ અન્ન બ્રહ્મની અંદર સમાવિષ્ટ છે. અને અન્ન બ્રહ્મ પોતાનું પ્રાકટ્ય એ અન્નાત્મક સમષ્ટિની અંદર અને અન્નાત્મક સમષ્ટિ રૂપે કરે છે.

## પ્રાણમય કોશ

અચેતનમાંથી જડતત્ત્વ અથવા તો અન્નનો આવિર્ભાવ પૂરતા પ્રમાણમાં સ્થિર બને એટલે ઉત્ક્રાંતિ એક બીજું પગલું આગળ ભરે છે અને અન્નની અંદરથી પ્રાણનું તત્ત્વ ધીમે ધીમે પરન્તુ વધતી જતી માત્રામાં પ્રગટ કરે છે. પ્રાણનું પ્રાકટ્ય થતાં એની સાથે સાથે જ પુરુષ અને પ્રકૃતિ બંને પ્રાણમય બને છે. આ પ્રાણમય પુરુષ અથવા અન્તરાત્મા અને પ્રાણમય પ્રકૃતિ પોતાને માટે જે નિવાસસ્થાન અને િ.

જબરીમાંથી છૂટું થતું આપણે જોયું તેમ આ ચોથા પ્રકારની મુક્તિમાં ચેતના અથવા અંતરાત્મા મન અને સમસ્ત માનસતંત્રમાંથી છૂટો થઈ જાય છે અને સાથે સાથે શરીર તેમ જ પ્રાણમાંથી પણ છૂટો થઈ જઈને પોતાના સ્વરૂપમાં સ્વતંત્રપણે રહે છે

આ અંતરાત્માની મુક્તિ નિમ્ન પ્રકૃતિના અહંભાવાત્મક સીમિત વ્યક્તિત્વમાંથી પણ મુક્ત કરતી હોઈ, એવી મુક્ત વ્યક્તિને વિશ્વચેતના અને વિશ્વપ્રકૃતિ સાથે પણ તાદાત્મ્યનો અનુભવ થાય છે, અને તે ઉપરાંત વિશ્વાતીત ચેતનામાં જવાનાં દ્વાર પણ એને માટે ખૂલી જાય છે. જેમ પ્રાણીને માનવની મનોમય મુક્તિનો કશો પણ ખ્યાલ આવવો અશક્ય છે તેમ માનવને અંતરાત્માની આ અતિવિશાળ મુક્તિનો ખ્યાલ આવવો પણ અશક્ય છે.

કાળનો સમસ્ત પ્રવાહ અને ઉત્ક્રાંતિનો આખોયે લાંબો પંથ આ અંતિમ લક્ષ્ય પ્રત્યે જ આગળ વધે છે. પ્રકૃતિની તેમ જ પ્રકૃતિમાં ક્રમે ક્રમે પ્રગટ થતા પરમાત્માની આ અંતિમ સાફલ્ય પ્રાપ્ત કરવાની ધૃચ્છા હવે આપણને સ્પષ્ટ થતી દેખાય છે. ચેતનાએ અચેતનામાંથી પોતાને મુક્ત કરવાનું જે કાર્ય કાળના આરંભે આરંભ્યું હતું અને જે કાર્યમાં અત્યાર સુધી જડતત્ત્વ, પ્રાણ અને મનરૂપ ત્રણ તત્ત્વોની ઘડાયેલી નિમ્ન અથવા અપરા પ્રકૃતિ પ્રગટ થઈ છે, તે જ કાર્યની પૂર્ણાહુતિ પ્રત્યે ચેતના આગળ વધી રહી છે અને અંતરાત્માના પ્રાકટ્યની સાથે ઊર્ધ્વ અથવા પરા પ્રકૃતિની પણ અભિવ્યક્તિ કાળના ભાવિ પ્રવાહમાં અહીં કરીને એ પોતાનું અધૂરું કાર્ય પૂરું કરશે.

---

છે. જેવી રીતે આપણી ભૌતિક દૃષ્ટિ બાહ્ય શરીરને જોઈ શકે છે તેવી જ રીતે જો આપણામાં પ્રાણમય દૃષ્ટિનો વિકાસ થાય તો પ્રાણકોશ અને તેની અંદર ચાલી રહેલી પ્રાણોની વિવિધ ક્રિયાઓને આપણે જોઈ શકીએ. દરેક વ્યક્તિના અન્નકોશ અને પ્રાણકોશની આકૃતિ એક બીજાને ઘણી મળતી આવે છે અને એ બંને કોશનાં કાર્યોની અંદર પણ ખૂબ જ મેળ તેમ જ સહકાર છે. અન્નકોશને ટકાવી રાખનારો પ્રાણકોશ જ છે. આપણા શરીરની રગેરગમાં અને અણુયે અણુમાં, પ્રાણકોશમાં રહેલા અને કામ કરતા પ્રાણના પ્રવાહો સંચરે છે. એ પ્રાણકોશ આપણી બાહ્ય બુદ્ધિ અને દૃષ્ટિને જણાય એવી રીતે પ્રાણલોકમાંથી જે કંઈ દ્રવ્ય મેળવે છે તેનો લાભ એ અન્નકોશને આપે છે.

આપણે સામાન્ય રીતે એમ માનતાં હોઇએ છીએ કે શરીર વિના પ્રાણનું સ્વતંત્ર અસ્તિત્વ હોઈ ન શકે. પરન્તુ એ માન્યતા ખોટી છે. એવાં કેટલાં યે સત્ત્વો છે જેમને સ્થૂલ ભૌતિક શરીર નથી પણ માત્ર પ્રાણનાં જ ઘડાયેલાં શરીર હોય છે; જેમને આપણે અસુર, રાક્ષસ, યક્ષ, કિન્નર વગેરે નામો આપીએ છીએ તે બધાં આ પ્રકારનાં સત્વો છે. તેમનાં જગતો પ્રાણલોકની અંદર છે. પણ જેમ અન્નકોશ અને પ્રાણકોશ વ્યક્તિમાં એકબીજામાં ઓતપ્રોત છે તેમ ભૌતિક જગત અને પ્રાણલોક પણ એકબીજામાં ઓતપ્રોત છે. આપણી આસપાસ ચારેબાજુ અને આપણી અંદર પણ આ પ્રાણલોકનો વિસ્તાર ફેલાયેલો પડયો છે અને બધાં પ્રાણમય સત્ત્વો આપણાં સ્થૂલ શરીરની અંદર કોઈ પણ જાતની નડતર વિના સંચરી શકે છે અને પ્રવેશીને બહાર પણ નીકળી જઈ શકે છે.

દરેક વ્યક્તિનો પ્રાણકોશ એના પ્રાણમય પુરુષ અને પ્રાણમય પ્રકૃતિનું નિવાસસ્થાન છે. જેમ વિશ્વમાં રહેલા પ્રાણમય જગતને પ્રાણલોક કહેવામાં આવે છે તેમ વ્યક્તિમાં રહેલા પ્રાણમય થરને પ્રાણમય ભૂમિકા કહેવામાં આવે છે.

પ્રાણમય પુરુષ, પ્રાણમય પ્રકૃતિ, પ્રાણમય જગત અથવા

સિદ્ધાન્ત અનુસાર પોતે અનેક પણ બન્યું. અને આખરે **तत् सृष्ट्वा तदेव अनुप्राविशत्।** તેણે જે કંઈ સર્જ્યું તેની જ અંદર તેણે પ્રવેશ કર્યો. આમ વિશ્વમાં જે કંઈ પદાર્થ કે પ્રાણી છે તેની અંદર પુરુષ–પ્રકૃતિરૂપનાં બે પાસાં એકબીજામાં ઓતપ્રોત બનીને રહેલાં છે અને છતાં એક બીજાને સમાંતર છે.

### અન્નમય કોશ

જે સ્વરૂપને પુરુષ અથવા ચેતના ગ્રહણ કરે છે તે જ સ્વરૂપ તેની પ્રકૃતિ અથવા તો બાહ્ય આવિર્ભાવ ગ્રહણ કરે છે. વિશ્વની અંદર પ્રત્યેક પદાર્થનો આવિર્ભાવ ક્રમિક અને વ્યવસ્થિત સ્વરૂપનો છે. આ ક્રમિકતા અને વ્યવસ્થિતતા જ આપણા જગતની અંદર ઉત્ક્રાન્તિનું સ્વરૂપ ગ્રહણ કરે છે. વિશ્વના પ્રાકટ્યની પહેલાં જે અચેતનાની પરિસ્થિતિ પ્રવર્તતી હતી તેની અંદરથી ઉત્ક્રાન્તિના પહેલા પગથિયા તરીકે જડતત્ત્વ (અં. મૅટર) આવિર્ભાવ પામ્યું. જડતત્ત્વ અથવા ભૌતિક દ્રવ્યને પ્રાચીન અધ્યાત્મવિદ્યાની પરિભાષામાં 'અન્ન' કહેવામાં આવે છે. પરમાત્મા અથવા બ્રહ્મે જ પોતાના સૌથી પહેલા આવિર્ભાવ રૂપે આ અન્ન અથવા જડતત્ત્વને પ્રગટાવ્યું અને એની સાથે સાથે જ પુરુષ તેમ જ પ્રકૃતિ બંને એ અન્નમય ભૂમિકા પર આવીને ઊભાં રહ્યાં. જડતત્ત્વની ભૂમિકા પર આવીને ઊભેલાં એ બંનેને અનુક્રમે અન્નમય પુરુષ અથવા અન્તરાત્મા અને અન્નમય પ્રકૃતિ કહેવામાં આવે છે. પ્રકૃતિ પુરુષની શક્તિ છે અને જે અવસ્થા પુરુષ ધારણ કરે તે જ અવસ્થા પ્રકૃતિ પણ સ્વીકારી લે છે. આ અન્નમય પુરુષ અને અન્નમય પ્રકૃતિ પોતાને માટે અન્નમય અથવા જડતત્ત્વમાંથી ઘડી કઢાયેલું એવું નિવાસસ્થાન અને ક્રિયાસ્થાન ઊભું કરે છે. એને કહેવાય છે અન્નમય કોશ અથવા તો ટૂંકમાં અન્નકોશ. કોશનો અર્થ છે ખોખું અથવા ડબ્બો અથવા વાસણ, જેની અંદર બીજી કોઈ ચીજ રાખી મૂકવામાં આવતી હોય તે. ઉદાહરણ તરીકે તલવારનું મ્યાન. અન્નમય પુરુષ અને અન્નમય

ઓતપ્રોત છે અને એ બંને કરતાં વધારે સૂક્ષ્મ અને વધારે મોટો છે અને એ બંનેને પોતાની અંદર સમાવે છે. ત્રણે કોશો વચ્ચે આકૃતિનું સામ્ય છે. જે માનવમાં આંતર મનોમય દૃષ્ટિનો વિકાસ થયો હોય તે આ મનઃકોશને અને એની અંદર ચાલી રહેલી મનોમય પ્રવૃત્તિઓને જોઈ શકે છે. પ્રાણીનું અને માનવનું બહાર સપાટી પર કાર્ય કરતું મન અંદર રહેલા મનઃકોશમાંથી બહાર આવનારા મનોમય પ્રવાહોવડે છૂપી રીતે ઘડાય છે અને પોષાય છે.

જેમ સ્થૂલ શરીર વિનાનાં પ્રાણમય સત્ત્વો પ્રાણલોકમાં છે અને તેમનો સંચાર ભૌતિક જગતમાં અને આપણામાં પણ સતત થતો હોય છે, તેમ સ્થૂલ શરીર વિનાનાં મનોમય સત્ત્વો પણ છે, જેમને આપણે દેવો કહીએ છીએ અને તેઓ મૂળ મનોમય જગતો અથવા મનોલોકના (જેમને આપણે દેવોનાં સ્વર્ગો કહીએ છીએ તેના) વતનીઓ હોવા છતાં તેમનો સંચાર આપણા ભૌતિક જગતમાં અને આપણા પોતાનામાં પણ સતત થતો હોય છે. પણ આપણી દૃષ્ટિ એ સપાટી પર ઊઘડી ન હોવાને કારણે આપણને તેમનું ભાન સામાન્ય રીતે થતું નથી. પણ કોઈ અપવાદરૂપ સંજોગોમાં કોઈક વખત કોઈકને તેમનું દર્શન થઈ જાય છે.

મનોમય પુરુષ, મનોમય પ્રકૃતિ, મનોમય સત્ત્વો અથવા દેવોથી વસાયેલાં મનોમય જગત અથવા મનોમય લોક, મનોમય કોશ અને મનોમય ભૂમિકા એ બધાંની સમષ્ટિનું પ્રાકટ્ય 'મનોબ્રહ્મ'માંથી થાય છે. મનનાં આ બધાં આવિર્ભૂત સ્વરૂપો મનોબ્રહ્મમાં અંતર્ગત છે અને એ મનોબ્રહ્મ જ એ સ્વરૂપો દ્વારા પોતાનું પ્રાકટ્ય કરે છે.

## વિજ્ઞાનમય કોશ

ઉત્ક્રાન્તિ હજી સુધી માત્ર આ મનોમય ભૂમિકા સુધી જ આગળ વધેલી છે એટલે આપણા વિશ્વમાં આવિર્ભાવ પામી ચૂકેલાં પુરુષ, પ્રકૃતિ, જગતો, કોશો અને ભૂમિકાઓ માત્ર આ ત્રણ જ, એટલે કે

ઘડી કાઢે છે તેને કહેવાય છે પ્રાણમય કોશ અથવા પ્રાણકોશ. જેની અંદરથી આ પ્રાણમય પુરુષ-પ્રકૃતિ પોતાનું ઉપાદાન મેળવે છે તે વિશ્વાત્મક પ્રાણમય થરને પ્રાણલોક અથવા પ્રાણમય જગતો કહેવામાં આવે છે. નરકો અને (પ્રાણમય) સ્વર્ગો આ પ્રાણલોકમાં જ સમાવિષ્ટ છે. વ્યક્તિના પ્રાણકોશનું આ ઘડતર પ્રાણલોકની અંદરથી મેળવેલા દ્રવ્યવડે થાય છે અને એ વ્યક્તિના સારાયે જીવન દરમિયાન એનો પ્રાણકોશ આ પ્રાણલોક સાથે સંપર્કમાં રહે છે તેમ જ તેની સાથે પ્રાણના પ્રવાહોની આપ-લે ક્ષણે ક્ષણ કર્યા કરે છે. જેમને આપણે સપ્રાણ અથવા સજીવ સત્ત્વો કહીએ છીએ તે બધાંય વનસ્પતિ અને પ્રાણીઓની અંદર આ પ્રાણકોશ ઘડાયેલો અને કામ કરતો રહેલો છે. પરન્તુ જેમને આપણે અપ્રાણ અથવા નિર્જીવ તરીકે ઓળખીએ છીએ તે અણુ, પરમાણુ વગેરે પદાર્થોમાં એ પ્રાણકોશ હજી ઘડાયેલો નથી પણ ઘડાવાની વાટ જુએ છે અને ત્યાં પ્રાણ નિમગ્ન અથવા સુષુપ્ત પડેલો છે. પ્રાણની ગેરહાજરી કશે પણ નથી, પરંતુ એ પ્રાણે જેમાં પોતાને માટે કોશ ઘડયો હોય (અં. ઑર્ગેનાઈઝ કર્યો હોય) અને પોતાનું પ્રાકટ્ય બહાર કર્યું હોય તેને આપણે સપ્રાણ અથવા સજીવ કહીએ છીએ અને જેની અંદર હજી સુધી એ અપ્રગટ રૂપે ઊંડાણમાં પડી રહ્યો હોય તેને અપ્રાણ અથવા નિર્જીવ કહીએ છીએ.

દરેક સજીવ વ્યક્તિની અંદર – વનસ્પતિ, પ્રાણી અને માનવની અંદર – અન્નકોશ અને પ્રાણકોશ એકબીજામાં આરપાર ઊતરેલા અને ઓતપ્રોત બનેલા હોય છે. પરંતુ પ્રાણકોશ અન્નકોશ કરતાં વધારે સૂક્ષ્મ દ્રવ્યનો ઘડાયેલો હોઈ એના કરતાં વધારે મોટો છે. એટલે આપણા સ્થૂલ શરીરમાં પ્રાણમય કોશ રહેલો છે એમ કહેવા કરતાં પ્રાણમય કોશમાં સ્થૂલ શરીર રહ્યું છે એમ કહેવું વધારે સાચું છે. જેવી રીતે દરેક દરેક વ્યક્તિના અન્નકોશનાં સ્વરૂપો જુદાં જુદાં હોય છે તેવી જ રીતે પ્રાણકોશનાં સ્વરૂપો પણ ભિન્ન હોય છે અને અન્નકોશની જેમ જ પ્રાણકોશમાં પણ ક્ષણેક્ષણ ફેરફારો થયા જ કરતા હોય

અથવા દિવ્ય પ્રકૃતિનું અંગ છે અને જ્ઞાન તેમ જ અદ્વૈતનું ભાન એને માટે સહજ ધર્મો છે.

વિજ્ઞાનમય પુરુષ, વિજ્ઞાનમય પ્રકૃતિ, વિજ્ઞાનમય લોક અથવા મહર્લોક, વિજ્ઞાનમય કોશ અને વિજ્ઞાનમય ભૂમિકા એ બધું 'વિજ્ઞાન-બ્રહ્મ'માંથી પ્રગટનારાં તત્ત્વો છે.

## આનંદમય કોશ

આ વિજ્ઞાનમય તત્ત્વથી પણ પર એવું જે સચ્ચિદાનન્દ રૂપ પરાત્પર પરમ તત્ત્વ તેનો આવિર્ભાવ તો એ વિજ્ઞાનમય તત્ત્વ કરતાં પણ હજી વધારે દૂર છે. ઉત્ક્રાન્તિ જ્યારે એ આનંદમય તત્ત્વને પોતાની અંદર પ્રગટાવશે ત્યારે એનું છેલ્લું પગથિયું આપણા આ આવિર્ભાવાત્મક વિશ્વમાં સિદ્ધ બનશે. એ છે ઉત્ક્રાન્તિનું અંતિમ લક્ષ્ય. જડતત્ત્વના ઘડાયેલા અણુએ અણુમાં વિજ્ઞાનમય અને આનંદમય તત્ત્વો ખૂબ ઊંડાણમાં નિમગ્ન બનીને પડયાં છે; તેમ જ વનસ્પતિ, પ્રાણી અને માનવની આંતર ચેતનામાં પણ તેઓ કોઈ પણ ઘડાયેલા આકાર વિનાનાં અને પ્રસુપ્ત પડેલાં છે. જેને આનંદમય કોશ કહેવામાં આવે છે તેની અંદર આનંદ ઉપરાંત ચિત્ અને સત્ પણ છે. પરંતુ કોશ સ્વરૂપે એ ત્રણે મૂળ તત્ત્વોને એક જ ગણવામાં આવેલાં છે, કેમ કે સચ્ચિદાનંદ આમ તો ત્રણે તત્ત્વોથી યુક્ત છે. છતાં એ ત્રણે અદ્વૈતાત્મક સ્વરૂપનાં છે અને એકબીજાથી કદી પણ છૂટાં થતાં નથી. એ આનંદમય કોશને ઘડનારાં આનંદમય પુરુષ અથવા આત્મા અને આનંદમય પ્રકૃતિ છે.

આનંદમય જગત અથવા આનંદ લોકની (પુરાણોક્ત જનલોકની) અંદરથી તેઓ પોતાનું ઉપાદાન મેળવશે અને માનવથી વધારે ઊંચી એવી જે અતિમાનવની યોનિ પૃથ્વી પર પ્રગટ થશે તેની અંદર આનંદમય ભૂમિકામાં એને ઘડશે.

આ છે અત્યંત ટૂંકમાં પાંચ કોશોની વિદ્યા. એને જ તૈત્તિરી ઉપનિષદમાં 'ભાર્ગવી વારુણી વિદ્યા' તરીકે ખૂબ જ સંક્ષેપમાં .

પ્રાણમય કોશ અને પ્રાણમય ભૂમિકા એ બધું બ્રહ્મની જે મૂળ અવસ્થામાંથી પ્રગટ થાય છે તેને 'પ્રાણબ્રહ્મ' કહેવામાં આવે છે. આ બધાં જ સ્વરૂપો પ્રાણબ્રહ્મની અંદર સમાવિષ્ટ છે અને એ જ પ્રાણબ્રહ્મ આ પ્રાણસમષ્ટિરૂપે અહીં પોતાનો આવિર્ભાવ કરે છે.

### મનોમય કોશ

જ્યારે અચેતનામાંથી આવિર્ભાવ પામેલા જડતત્ત્વમાં પ્રાણનું પ્રાકટ્ય પૂરતા પ્રમાણમાં સ્થિર બને છે ત્યારે ઉત્ક્રાન્તિ ત્રીજું પગલું આગળ ભરીને મનોમય તત્ત્વને વિશ્વમાં પ્રગટાવે છે. મનોમય તત્ત્વના પ્રાકટ્યની સાથે મનોમય પુરુષ અને મનોમય પ્રકૃતિ પણ ઉત્ક્રાન્તિમાં પ્રવેશે છે અને તેમણે પોતાનું જે નિવાસસ્થાન તેમ જ ક્રિયાસ્થાન ઘડ્યું હોય તેને મનોમય કોશ કહેવાય છે. એ મનોમય કોશનું ઘડતર વ્યક્તિમાં મનોમય ભૂમિકા ઉપર થાય છે અને એનું ઉપાદાન-દ્રવ્ય મનોલોક કે મનોમય જગતમાંથી એ પુરુષ-પ્રકૃતિનું યુગલ ખેંચે છે. વ્યક્તિના સમસ્ત જીવન દરમિયાન આ મનઃકોશનો અંદરનો છૂપો સંબંધ મનોમય લોક સાથે રહે છે અને મનના પ્રવાહની આપ-લે એ બે વચ્ચે અવિરત ચાલતી હોય છે. જે જે વ્યક્તિમાં સજ્ઞાન રીતે કામ કરતું મન આવિર્ભાવ પામ્યું હોય તેની અંદર મનઃકોશ જાગૃત બનેલો અને ઘડાયેલો હોય છે. પ્રાણીઓમાં એ ઓછો ઘડાયેલો અને માનવમાં વધારે વિકાસ પામેલો હોય છે, કેમકે માનવ વિશેષતઃ મનોમય સત્ત્વ છે. વળી દરેક માનવમાં પણ એના વિકાસનું પ્રમાણ જુદું જુદું હોય છે, એટલે કે ઉત્ક્રાંતિમાં એ કેટલો આગળ વધેલો છે તેના પ્રમાણ અનુસાર ઓછું-વત્તું છે. વનસ્પતિની યોનિઓમાં મનઃકોશ માત્ર આરંભ દશાનો જ (અં. રૂડિમેન્ટરી) છે. ખનિજ, પાષાણ વગેરે સ્થાવર યોનિઓમાં એ ઘડાયા વિનાનો જ હોય છે, કેમકે ત્યાં મનોમય તત્ત્વ હજી નિમગ્ન અથવા પ્રસુપ્ત પડેલું છે.

મનઃકોશ બીજા બંને, એટલે કે અન્ન અને પ્રાણકોશોની અંદર

# ઉત્ક્રાન્તિમાં મૂલ્યોનાં પરિવર્તન

કોઈ પણ વસ્તુ, કોઈ પણ પ્રસંગ કે કોઈ પણ પરિસ્થિતિનું મૂલ્ય એ મૂલ્યને આંકનારી વ્યક્તિની દૃષ્ટિ ઉપર અવલંબે છે. અને એ દૃષ્ટિ તેણે પ્રાપ્ત કરેલી ચેતનાની સપાટી પર ટકવાયેલી છે. જે જાતનું ચેતનાનું ઘડતર હોય અને જે જાતની આવશ્યકતા એ ચેતના દ્વારા વ્યક્તિની બાહ્ય સત્તાની સમક્ષ અભિવ્યક્ત થતી હોય તે અનુસાર જ એ વ્યક્તિનાં મૂલ્યોનું નિર્માણ થાય છે. અંતરાત્મારૂપ અંદરની વ્યક્તિ પોતાના પરમ સ્વરૂપમાં અપરિણામી અને નિર્વિકાર હોવા છતાં જગતના અનુભવોની પરંપરામાં તે પોતાનું સ્વરૂપ સદાય બદલતી રહેતી હોઈ, તેણે નિર્ણીત કરેલાં મૂલ્યાંકનો હમેશ પલટાતાં રહે છે. આવું મૂલ્યપરિવર્તન માત્ર તે તે મૂલ્યોનાં પ્રમાણ કે માપ–(quality)માં જ નહિ, પરંતુ તેમનાં સ્વરૂપ અને પ્રકાર(quantity)માં પણ થાય છે, કારણ કે જગતના અનુભવો અને આન્તર અનુભવો દ્વારા વિકાસ પામતી વ્યક્તિની ચેતના કોઈ એક જ તત્ત્વથી ઘડાયેલી હોતી નથી, અથવા કોઈ એક જ તત્ત્વમાં સીમિત બનીને તેમાં જ સ્થિર થઈ જતી નથી વ્યક્તિની ચેતનામાં એક તત્ત્વ અન્નમય અથવા પાર્થિવ રૂપનું છે, તો બીજું તત્ત્વ પ્રાણમય છે અને વળી એક ત્રીજું મનોમય છે અને તે ઉપરાંત આ તત્ત્વોનાં ઉપતત્ત્વો તો અનેક છે, અને એ સર્વે તત્ત્વો તેમજ ઉપતત્ત્વો એકમીજા સાથે સારી રીતે સંકળાયેલાં હોવા છતાં, તેમની દરેકની પોતાની જ સ્વતંત્ર સત્તા અને કાર્યરેખા છે. એ દરેક પોતાના સ્વ-સંસ્થાપન અને સ્વવિસ્તારને

અન્નમય, પ્રાણમય અને મનોમય જ છે. જ્યારે ઉત્ક્રાન્તિ ચોથું પગથિયું ઊંચે ચઢશે ત્યારે નિમ્ન પ્રકૃતિની આ ત્રણ ભૂમિકાઓ ઉપરાંત એક ચોથી ભૂમિકા વિજ્ઞાનમય અથવા તો અતિમાનસ તત્ત્વની પ્રગટ થશે. તે વખતે પુરુષ અને પ્રકૃતિ મનથી પરની ભૂમિકાનાં એટલે કે વિજ્ઞાનમય બનશે. એ વિજ્ઞાનમય પુરુષ અને પ્રકૃતિ પોતાના નિવાસસ્થાન અને ક્રિયાસ્થાન તરીકે વિજ્ઞાનમય કોશને પૃથ્વી પર ધડશે. એ વિજ્ઞાનમય કોશ સૌથી વધારે વિકસિત માનવની અંદર પણ હજી સુધી ઘડાયા વિનાનો પડેલો છે. એ વિજ્ઞાન-કોશનો સંબંધ વિજ્ઞાનમય જગતો અથવા વિજ્ઞાનલોક સાથે હશે અને એનું ઘડતર એ વિજ્ઞાનમય જગતોમાંથી પ્રાપ્ત થયેલાં ઉપાદાન દ્વારા થશે.

જેને ગીતા અપરા પ્રકૃતિ કહે છે તે નિમ્ન પ્રકૃતિની ઉપર રહેલી એક પરા અથવા ઊર્ધ્વ પ્રકૃતિ છે અને એની અંદર આ વિજ્ઞાનમય તત્ત્વ રહેલું છે. એ તત્ત્વ આપણાં અથવા તો કોઈ પણ સત્ત્વનાં મન અને બુદ્ધિ કરતાં ખૂબ ખૂબ વધારે ઊંચે રહેલું છે. જેને પુરાણો મહર્લોક કહે છે અને જેને વેદ સ્વઃ કહે છે તે આ વિજ્ઞાન અથવા અતિમનસનું જગત છે. એ જગતમાં રહેલા દેવો સૌથી ઉચ્ચકોટિના દેવો છે.

એ વિજ્ઞાનકોશ એની નીચે રહેલા ત્રણે કોશ કરતાં વધારે સૂક્ષ્મ અને વધારે વિસ્તૃત હશે. હજી સુધી આપણી સપાટી પરની ચેતનામાં અને સ્વરૂપમાં એના કોઈ પણ કાર્યને ઝીલવા કે ક્રિયામાં ઉતારવા માટેનાં કરણો આવિર્ભાવ પામ્યાં નથી. પણ ઉત્ક્રાન્તિ જેમ જેમ આગળ વધશે તેમ તેમ આપણું બહારનું સ્વરૂપ પણ એ વિજ્ઞાન-મય તત્ત્વને પ્રગટાવવા વધારે ને વધારે યોગ્ય બનતું જશે.

સામાન્ય રીતે આપણે માનીએ છીએ કે વિજ્ઞાન એટલે મન કરતાં ઊંચી એવી આપણી બુદ્ધિ. પણ આ વાત સાચી નથી. વિજ્ઞાનનું તત્ત્વ મન કરતાં અને મનોમય બુદ્ધિ કરતાં અતિશય વધારે ઊંચે છે. આપણાં મન અને બુદ્ધિ નિમ્ન પ્રકૃતિનાં કરણો છે અને અજ્ઞાન તેમ જ દ્વૈતનું ભાન એ તેમનાં મુખ્ય લક્ષણો છે. પરંતુ આ વિજ્ઞાન ઊર્ધ્વ

બધામાં ચેતના જેવું કશું જ સ્પષ્ટપણે દેખાતું નથી. જે દેખાય છે તે તો એકમાત્ર યાંત્રિકપણે સ્થૂલ પ્રાકૃતિક શક્તિઓને નિયમતું અને પ્રયોજતું અચેતન જ છે. ધાતુ, ખનિજ, મણિ, સ્ફટિક (Crystals) આદિના નિર્માણમાં કોઈ અદ્‌ભુત રચના–કુશલતા અને કોઈ સચોટ, અચૂક બુદ્ધિ ક્રિયા કરી રહી હોય એમ ભાસે છે ખરું, પરંતુ તેમાં કોઈ દેહધારી ચેતના રહી હોય એમ જણાતું નથી. આમ ન જણાવાનું કારણ એ નથી કે તેમાં ચેતના જ રહી નથી. ચેતના તો તેમાં છે જ, પરંતુ તે હજી પ્રાણમય કે મનોમય બની નથી, તેમ જ તે હજી વ્યક્તિભાવને પણ પ્રાપ્ત થઈ નથી, કારણ કે વ્યક્તિનું પ્રાકટ્ય તો ઉત્ક્રાન્તિના ક્રમમાં ઘણું મોડું થાય છે. શુદ્ધ પાર્થિવ ભૂમિકામાં જે ચેતના રહી છે તે તો અતિમાનસ ચેતનાનું અવક્રાન્ત (involved) સ્વરૂપ છે. આથી એ ચેતના અથવા અચેતનાનાં મૂલ્યાંકનો વ્યક્તિનાં મૂલ્યાંકનો નહીં, પરંતુ સ્થૂલ રૂપોને પોતાના સહજસિદ્ધ સ્વાભાવિક બળથી ઘડતી, વ્યક્તિભાવ–રહિત (unindividualised) શક્તિનાં મૂલ્યાંકનો છે. અને તેથી આપણને એ શુદ્ધ અન્નમય ભૂમિકા મૂલ્યહીન લાગે છે.

જ્યારે અન્નતત્ત્વમાં પ્રાણ ઉત્ક્રાન્ત થાય છે ત્યારે પણ આરંભ-દશામાં જ્ઞાતા–જ્ઞેયભાવરૂપ ભાન અત્યન્ત અલ્પ માત્રામાં પ્રગટ થયેલું હોય છે. પ્રાણનો વ્યક્તિભાવ (individualisation) તો પ્રત્યેક વનસ્પતિ અને પ્રાણીમાં ઘડાયેલો હોય છે, પરંતુ આપણે જેને સજ્ઞાન અથવા સચેતન વ્યક્તિત્વ કહીએ છીએ તેવું કશું પણ આ દશામાં હોતું નથી. વનસ્પતિઅવસ્થામાં સ્થૂલજીવનનાં કાર્યો પણ અવચેતનાની ભૂમિકા ઉપરથી જ થાય છે, અને તેમાં ઇંદ્રિયાત્મક ક્રિયા–પ્રતિક્રિયા (sense-actions and reactions) ચાલતી હોવા છતાં પણ પ્રાણીયોનિમાં જે પ્રકારનું એવું ઘડતર (organisation) થયું હોય છે તેવું ઘડતર સાં થયેલું હોતું નથી. આથી વનસ્પતિયોનિ-ઓમાં જો કોઈ પ્રકારનું મૂલ્યાંકન હોય તો તે માત્ર અવચેતનામાં

છે, કેમ કે વરુણના પુત્ર ભૃગુએ એ વિદ્યા પોતાના પિતા પાસેથી લાંબી તપશ્ચર્યાને અંતે પ્રાપ્ત કરી હતી અને 'અન્નં બ્રહ્મ', 'પ્રાણો બ્રહ્મ', 'મનો બ્રહ્મ', 'વિજ્ઞાનં બ્રહ્મ' તેમ જ 'આનંદો બ્રહ્મ' એમ ઉત્તરોત્તર ઊંચા ને ઊંચા બનતા જતા પાંચ સાક્ષાત્કારો દ્વારા એ એને મેળવવાને ભાગ્યશાળી બન્યો હતો.

આ પાંચ તત્ત્વો—જડતત્ત્વ, પ્રાણ, મન, વિજ્ઞાન અને આનંદ—દ્વારા દરેક વ્યક્તિનું તેમ જ વિશ્વનું સ્વરૂપ ઘડાય છે અને ક્રમિક ઉત્ક્રાન્તિ રૂપે આગળ વધે છે. જેમ જેમ વ્યક્તિના સ્વરૂપમાં અન્તરાત્મા અને પ્રકૃતિ બંને આગળ વધતાં જાય છે તેમ તેમ વ્યક્તિના આંતર સ્વરૂપમાં એક એક નવો કોશ ઘડાઈને ઉમેરાતો જાય છે અને એના બાહ્યસ્વરૂપમાં પણ તે તે કોશ અનુસારનાં તત્ત્વો તેમ જ અવયવો આવિર્ભાવ પામતાં જાય છે.

બધાં જ પ્રાચીન ઉપનિષદોમાં તેમ જ વેદોમાં આ પાંચ કોશની અને પાંચ તત્ત્વોની ઉત્ક્રાન્ત્યાત્મક વિદ્યાનો ખુલ્લો કે ગર્ભિત ઉલ્લેખ છે અને એ બતાવે છે કે એ બધાના ઋષિઓ અને દ્રષ્ટાઓને એનું સ્પષ્ટ જ્ઞાન હતું. ત્યારબાદ જ્યારે બુદ્ધિવાદનો યુગ આરંભાયો ત્યારે એ અન્તઃસ્ફુરણાથી પ્રાપ્ત થયેલું આર્ષજ્ઞાન લુપ્ત થઈ ગયું અને માત્ર તર્કબુદ્ધિથી મેળવાયેલા બાહ્ય જ્ઞાનને જ પ્રાધાન્ય અપાવા માંડ્યું. આધુનિક કાળમાં એ જ્ઞાનનો એક અંશ ડાર્વિન વગેરે ઉત્ક્રાન્તિવાદીઓએ પોતાના બાહ્ય પ્રયત્ન અને અભ્યાસવડે ફરી પાછો શોધી કાઢ્યો છે, પણ એ તો હજી માત્ર પહેલાં ત્રણ તત્ત્વો, જડતત્ત્વ, પ્રાણ અને મનને શોધીને જ અટક્યો છે. બાકીનાં બે વિજ્ઞાન અને આનંદનાં તત્ત્વો હજી ફરી શોધાવાનાં બાકી છે. એ શોધાશે એટલે સાયન્સરૂપનો આધુનિક ભૃગુ એ પાંચ કોશના રૂપની ભાર્ગવી વારુણી વિદ્યા ફરી પાછી પ્રાપ્ત કરશે.

---

છે. અલબત્ત, આ જીવનધારણાત્મક ક્રિયા મુખ્યત્વે તો અવચેતના દ્વારા જ ચાલે છે, અને તેમાં તેનો સભાન સાથ તો બહુ થોડો જ છે, પણ તેમ હોવાનું કારણ તો એવી ચેતના જ અતિશય અલ્પ છે તે જ છે પરંતુ આટલી અલ્પ-ચેતન અવસ્થા પણ પ્રાણમય મૂલ્યો પ્રગટ કરવા માટે પૂરતી છે. જગતમાં જે જે કંઈ તત્ત્વો તેના જીવન-ધારણને સહાયક નીવડતાં હોય તેમની તરફ તેને પક્ષપાત થાય છે અને જે તત્ત્વો તેના વિરોધી હોય તેમની તરફ તેને દ્વેષ થાય છે. જે તત્ત્વ તરફ તેને પક્ષપાત હોય તેને તે પ્રાપ્ત કરવા ઇચ્છે છે અને જેની તરફ તેને દ્વેષ થાય તેનાથી દૂર જવા ઇચ્છે છે.* પરંતુ આ બે ઉપરાંત ત્રીજા પ્રકારની પણ વસ્તુઓ હોય છે, જેમની તરફ તેને પક્ષપાત પણ નથી, તેમજ દ્વેષ પણ નથી, કારણ કે તેઓ તેની સહાયક કે વિરોધક હોતી નથી. તેમની તરફ તે ઉદાસીનતા સેવે છે. આમ રાગ, દ્વેષ કે ઉદાસીનતા આરંભમાં પ્રાણમય મૂલ્યો છે. પ્રારંભિક વનસ્પતિયોનિઓ અથવા પ્રાણયોનિઓમાં જગતના અનુભવો પ્રત્યે માત્ર જ્ઞાનતંત્વાત્મક ગ્રહણશીલતા ( *nervous receptivity* ) જ હોય છે. તેમાં પ્રજ્ઞાન-મનની અથવા ઇંદ્રિયાત્મક ચેતનાની ગ્રહણશીલતા હોતી નથી. આથી તેની અસર વ્યકિતના સભાન અસ્તિત્વ પર નહિ, પણ વિશેષતઃ અવચેતના પર જ થાય છે. જ્ઞાનતંત્વાત્મક ઘડતર પ્રાણમય ઘડતર છે. અને તેથી જ એવા રૂપની ગ્રહણશીલતા દ્વારા ઊભાં થતાં મૂલ્યો પ્રાણમય મૂલ્યો છે.

ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અંડજ આદિ યોનિઓમાંથી ઉત્ક્રાંત થતી અને તે તે યોનિના વૈયક્તિક તેમજ સામૂહિક અનુભવો દ્વારા ઘડાતી ચેતના જ્યારે માનવમાં ખરેખરું મનોમય સ્વરૂપ ધારણ કરે છે ત્યારે મૂલ્યોના સ્વરૂપમાં પણ પૂરેપૂરું પરિવર્તન આવે છે. પૂર્વે જે માત્ર જ્ઞાનતન્ત્વાત્મક અને પ્રાણમય મૂલ્યો હતાં તે ધીમે ધીમે પણ નિશ્ચિતપણે માનસિક મૂલ્યોમાં પલટાય છે. જીવન ટકાવી રાખવાના વ્યવસાયમાંથી જ્યારે તેને કંઈક વિરામ પ્રાપ્ત થાય છે ત્યારે

માટે પ્રયત્ન કરે છે અને તેથી વ્યક્તિની કેન્દ્રસ્થ ચેતના જે જે મૂલ્યોને વિકસાવે તે સર્વમાં એ દરેકનો કંઈક ને કંઈક અંશ અંદર પ્રવેશેલો હોય છે.

પ્રાણ અને મનના આવિર્ભાવ વિનાનું અને તેમનાથી તદ્દન જ અસ્પૃષ્ટ હોવા છતાં પણ વ્યક્તિપણાને પામેલું એવું કોઈ કેવળ અન્નમય સત્ત્વ અથવા અસ્તિત્વ જો અહીં હોય અર્થાત્ કોઈ વ્યક્તિની ચેતનાનું ઘડતર એકમાત્ર પાર્થિવતત્ત્વવડે જ થયેલું હોય તો એ સત્ત્વે અથવા વ્યક્તિએ ખડાં કરેલાં મૂલ્યો અમિશ્રપણે અન્નમય અથવા પાર્થિવ સંભવી શકે. આવા પ્રકારની શુદ્ધ પાર્થિવ ચેતનાનું મૂલ્યાંકન કેવું હોઈ શકે તે સમજવું મનોમય બનેલા માનવને માટે ઘણું મુશ્કેલ છે. પ્રથમ તો એવા પ્રકારની ચેતના હોઈ શકવાનો જ એ નિર્ણય કરી શકતો નથી. એને તો એમ થાય છે કે જેમાં પ્રાણ પ્રગટ થયો નથી, જેમાં જીવનતત્ત્વ સ્થાપિત થયું નથી, જેમાં મનનું કંઈપણ લક્ષણ કે ચિહ્ન જણાતું નથી તેવા પાર્થિવ તત્ત્વમાં ચેતના શાની? અને એ ચેતનાએ ઉપસ્થિત કરેલાં મૂલ્યો શાનાં? ત્યાં તો જેને મૂલ્યાંકનનું તો શું, પણ જ્ઞાતા-જ્ઞેયભાવનું પણ ભાન નથી તેવી એક માત્ર અચેતના જ છે, જેમાં મૂલ્યોના આધારસમા મનોમય ચિન્તનના તરંગો જ કદી ઊઠતા નથી એવા મૃતજળનો સાગર છે. પરંતુ આવા પ્રકારની કલ્પના તો માત્ર મનોમય ઘડતરની હદમાં સીમિત બનેલી ચેતનાની જ એક નિર્મિતિ છે, મનોમયથી નીચે અને ઉપર બન્ને તરફ વિસ્તરી રહેલાં ચેતનાનાં વિશાળ ક્ષેત્રોને સ્વીકારવાની તેની અસમર્થતા છે. જેને મનોમય ચેતના અચેતન ગણે છે તેવી શુદ્ધ પાર્થિવ ભૂમિકાનું વધુ સૂક્ષ્મતાથી અવલોકન કરતાં જણાય છે કે, તેમાં પણ કોઈ ઊંડી ઊંડી ચેતના ક્રિયા કરી રહી છે, શુદ્ધ પાર્થિવ આકૃતિઓનું નિષ્પાદન કરે છે, તેમને કાળનાં લાંબા કે ટૂંકા અરસાઓ સુધી ટકાવી રાખે છે અને આખરે એ આકૃતિઓનો વિલય કરીને એ જ ઉપાદાનમાંથી નવી આકૃતિઓને પ્રગટ કરે છે. અલબત્ત, બહારની સપાટી ઉપર તો આ

મયમાંથી વિશુદ્ધ આધ્યાત્મિક ભૂમિકાને ઉત્ક્રાન્ત કરવાની છે. વિશુદ્ધ મનોમય મૂલ્યો અમૂર્ત (abstract) તો છે જ, પરન્તુ એ અમૂર્તતા હજી મનોમય જ છે. એ અમૂર્તતા ગમે તેટલી ઉચ્ચતમ વિરલ દશાને પ્રાપ્ત કરે છે ત્યારે પણ પોતાની મનોમયતાનો ત્યાગ કરતી નથી. એ તો જ્યારે ચેતના જ મનોમય ભૂમિકામાંથી વિજ્ઞાનમય અથવા આધ્યાત્મિક ભૂમિકામાં પોતાની પ્રવૃત્તિના કેન્દ્રની ફેરબદલી કરે છે ત્યારે જ આવા પ્રકારની મનોમયતામાંથી છૂટી શકાય છે. ઊંચામાં ઊંચો બુદ્ધિપ્રધાન ફિલસૂફ કે રસપ્રધાન સૌન્દર્યદર્શી કલાકાર કે ધર્મપ્રધાન નીતિશાસ્ત્રી પણ આધ્યાત્મિક મૂલ્યોને નથી પ્રગટાવી શકતો તેનું આ જ કારણ છે. અધ્યાત્મતત્ત્વ નથી બૌદ્ધિક કે નથી રસાત્મક કે નથી ભાવાત્મક કે ઊર્મ્યાત્મક કે નથી નીત્યાત્મક. એ તો બુદ્ધિ, રસ, ભાવ, ઊર્મિ, નીતિને પ્રગટ કરતું અને ધારણ કરતું અને પોતામાં સમાવતું પણ હોવા છતાં પોતે તો એ બધાંથી અતીત છે. આ સર્વના ખૂબ ખૂબ ઊંચા વિકાસમાં એવા માનવનો આધ્યાત્મિકતા તરફ ઘણી વખત ઝોક હોય છે ખરો અને તેને લીધે જ આપણે એની એવી ઊંચી દશામાં એને આધ્યાત્મિક ગણવા લોભાઈએ છીએ, પરંતુ એ સર્વ હજી મનોમય તત્ત્વો જ છે. જ્યાં સુધી અન્તરાત્માનો સાક્ષાત્કાર થયો ન હોય ત્યાં સુધી અધ્યાત્મજ્ઞાન તરફ અભિમુખ બનેલું મન પણ વિશુદ્ધ આધ્યાત્મિક મૂલ્યોને પ્રગટ કરી શકતું નથી.

ત્યારે આ આધ્યાત્મિક અને અતિમાનસ મૂલ્યો ક્યાં છે અને એ ક્યારે પ્રગટ થઈ શકે છે તે પ્રશ્ન બાકી રહે છે. જ્યાં સુધી ઉત્ક્રાંતિ મનોમય ભૂમિકા સુધી જ પહોંચેલી રહે છે ત્યાં સુધી આ મૂલ્યો પૂર્ણપણે પ્રગટ થઈ શકતાં નથી. અને તેમનો જે અલ્પાંશ અહીં પ્રગટ થાય છે તેનું મનોમય મૂલ્યોમાં મિશ્રણ થઈ જતાં તેઓ પોતાની વિશુદ્ધતા ગુમાવી બેસે છે. આત્મા પોતે સ્વસ્વરૂપે વિશુદ્ધ અને અલિપ્ત હોવા છતાં તેનાં સ્ફુરણો, પ્રેરણાઓ, સાક્ષાત્કારો, ઇત્યાદિનું માનવના મનોમય સ્વરૂપમાં અવતરણ થતાં, એ મનોમય અવસ્થાની અજ્ઞાનમય-

રહેલી આ ઇંદ્રિયાત્મક ક્રિયા-પ્રતિક્રિયા દ્વારા કરાયેલું જ હોઈ શકે, અને એનાવડે ઉદ્ભવ પામનારાં મૂલ્યો પ્રાણમય બનેલાં હોવા છતાં પણ એ વનસ્પતિ-અવસ્થાની મર્યાદાઓવડે અને તેમની અંદર જ ઘડાયેલાં હોઈ શકે. એ અવસ્થાથી આગળ વધીને પ્રાણીયોનિઓમાં જ્યારે આપણે આવીએ છીએ ત્યારે ચેતનાનું વ્યક્તિત્વ કંઈક વિશેષ પ્રમાણમાં ખીલેલું જણાય છે અને તેને કારણે વનસ્પતિઅવસ્થાનાં પ્રવાહી અને આકારહીન લાગતાં મૂલ્યો કંઈક વિશેષ ઘટ્ટ અને મૂર્ત બનતાં જાય છે. આમ થવાનું બીજું પણ એક કારણ છે અને તે એ કે પ્રાણીઅવસ્થામાં ઇંદ્રિયાત્મક મન અર્થાત્ પ્રજ્ઞાનનું આરંભ-દશાનું પ્રાકટ્ય થાય છે. આ મન વધતા જતા વ્યક્તિભાવને ખૂબ જ સહાયક થાય છે; તેમ જ જેને વેદ अप्रकेतं सलिलम् કહે છે તેવી કોઈ પણ કેન્દ્રભાવવિહીન અવસ્થારૂપ અચેતનામાંથી બહાર આવતી ચેતનાને એ ક્રિયા તેમ જ જ્ઞાનને માટે કેન્દ્ર આપે છે. આ કેન્દ્ર જ આગળ જતાં ઉચ્ચતર પ્રાણી–યોનિઓમાં અને છેવટે માનવ-યોનિમાં સહેતુક સભાન ક્રિયા અને જ્ઞાનના ઉપયોગવડે, જેને આપણે મનોમય મૂલ્યો કહીએ છીએ તેવાં મૂલ્યોને પ્રગટ કરે છે.

અન્નમય તત્ત્વમાં પ્રાણનો ઉદ્ગમ થતાં જ અમુક અંશનું વૈયક્તિક ઘડતર અથવા સ્વરૂપ ખડું થાય છે અને વિશ્વાત્મક, કેન્દ્રહીન અવૈયક્તિક અસ્તિત્વમાં પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ધારણ કરતું, વિશ્વની શક્તિઓની સામે પોતાનું અસ્તિત્ત્વ ટકાવી રાખવા માટે ઝઝૂમતું, અને છતાં પણ, પોતાના અસ્તિત્વ માટે વિશ્વ ઉપર આધાર રાખતું વૈયક્તિક, કેન્દ્રયુક્ત જીવન્ત સત્ત્વ ઊભું થાય છે. એની જે કંઈ અતિશય અલ્પ ચેતના અથવા ભાન બહારની સપાટી પર આવ્યું છે તેનો વ્યાપાર એક માત્ર પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા પૂરતો જ છે, અને પોતાના વિરોધી અને પોતાના શત્રુસમા ભાસતા જગત સામે તેણે બાથ ભીડવાની છે અને છતાં ય પોતાના જીવનને કાયમ રાખવા માટે આવશ્યક એવાં તત્ત્વો એ જગતમાંથી જ મેળવવાનાં

તેને પોતાની અતિમાનસ દૃષ્ટિથી નિહાળે છે અને અતિમાનસ મૂલ્યો પ્રગટ થાય છે. અદ્વૈતાત્મક મૂલ્યો હોવા છતાં તેઓ દ્વૈતભીરુ નથી; નિઃસીમનાં મૂલ્યો હોવા છતાં તેઓ સસીમને તિરસ્કારતાં નથી; આનન્દાત્મક મૂલ્યો હોઈ તેઓ સુખદુઃખ બન્નેયથી પર છે અને બન્નેને પોતામાં સમાવે છે; સૌન્દર્યાત્મક મૂલ્યો હોઈ તેઓ સુન્દર અને અસુન્દર બન્નેને વ્યાપી રહે છે, નૈતિકાતીત (supramoral) મૂલ્યો હોઈ તેઓ નૈતિકતા અને નૈતિકેતરતા અને અવનૈતિકતા એ સર્વમાં પ્રતિષ્ઠિત રહે છે. તેઓ કાલાતીત હોવા છતાં કાલને પોતાની દૃષ્ટિની એક પદ્ધતિ ગણે છે, અને સ્થલાતીત હોવા છતાં સ્થલને પોતાના પ્રવર્તનનું ક્ષેત્ર કલ્પે છે. તેઓ સત્યાત્મક હોવા છતાં અસત્ય અર્ધ-સત્ય, ભ્રાન્તિ આદિ સર્વ મનોમય કલ્પનાઓને પોતાના તેજમાં–પોતાના મેઘધનુષી રંગોમાં રંગી પોતાના સ્વરૂપમાં પલટાવી નાખે છે. આમ સર્વ વિરોધો તેમાં સંવાદી બની જઈ પરસ્પર સુમેળપૂર્વક રહે છે. એનું કારણ એ છે કે વિરોધો તો માત્ર મનોમય ભૂમિકા ઉપર જ વિરોધો છે. આદ્ય સચ્ચિદાનન્દનાં સત્ય–શિવ–સુન્દરાત્મક ત્રિવિધ મૂલ્યોના પ્રકાશમાં અને વિજ્ઞાનમય અતિમાનસ ચેતનામાં એ સર્વ વિરોધોનો લય થઈ જાય છે કારણ કે ત્યાં સર્વ ભેદોને પોતામાં સમાવતું અદ્વૈત છે. પરંતુ એ લયનો અર્થ કંઈ એવો નથી કે ત્યાં વૈવિધ્યના અભાવયુક્ત એકરંગિતા છે. એનાથી ઊલટું જ વિજ્ઞાનમય ચેતના તો સીમાહીન અનન્તની ચેતના હોઈ મનથી કલ્પી પણ ન શકાય એવાં અનન્ત વૈવિધ્યો અને અનન્ત રંગોને પ્રગટ કરે છે અને નિહાળે છે. ત્યાં સમત્વ છે, પરંતુ રસહીનતા કે અરસજ્ઞતા નથી. ચિત્ અને આનન્દ એ બન્ને ય તત્ત્વોની ત્યાં પરમાવસ્થા છે. અને તેથી જ ત્યાં સમસ્ત મૂલ્યોની સત્–ચિત્–આનન્દરૂપ અથવા સત્ય–શિવ–સુન્દરરૂપ અન્તિમ ભૂમિકા છે. અહીંનાં અન્નમય–પ્રાણમય–મનોમય અપૂર્ણ મૂલ્યોની ત્યાં અન્તિમ પૂર્ણતા અને કૃતાર્થતા છે.

---

તદ્દન સ્પષ્ટપણે મનોમય મૂલ્યો પ્રગટ થાય છે. પરન્તુ તે પહેલાં પણ પણ પ્રાણમય–મનોમયનાં મિશ્રણોની અનેક સપાટીઓ પર રહેલાં મૂલ્યો આપણને દષ્ટિગોચર થાય છે. અહંકેન્દ્રિત મૂલ્યોને માનવ સામાજિક અથવા સામૂહિક મૂલ્યોમાં પલટાવે છે, એને પલટાવવાં જ પડે છે, કારણ કે દિન પર દિન વિશાળ બનતી જતી ચેતના અહંના રૂંધી નાખતા ચોકઠામાં કાયમને માટે સમાઈ શકતી નથી. તેને પોતાનો સ્વ-વિસ્તાર સાધવાનો છે અને તેમ કરવામાં જગતની અન્ય વ્યક્તિઓના અહં સાથે તેને ઘર્ષણમાં આવવું પડે છે. આમ થતાં ઘર્ષણાત્મક મૂલ્યો પ્રગટ થાય છે. વનસ્પતિ અને પ્રાણી-યોનિઓમાં જીવન અર્થેનો જે સંઘર્ષ (Struggle for existence) છે તેવા જ પ્રકારનો સંઘર્ષ તેને માનવયોનિમાં પણ અનુભવવો પડે છે, પરંતુ મન અને બુદ્ધિના વિકાસને કારણે એ સંઘર્ષની તીવ્રતા અમુક અંશે ઓછી થાય છે. વળી એ સમજી શકે છે કે અસ્તિત્વનો નિયમ કંઈ માત્ર સંઘર્ષરૂપતો જ નથી સંઘર્ષ તો જગતના અસ્તિત્વનાં અનેક પાસાંમાંનું એક જ પાસું છે. વળી અજ્ઞાન, અશક્તિ, દુઃખ આદિ રૂપનાં મૂલ્યો પણ કંઈ છેવટનાં મૂલ્યો નથી. અચેતનામાંથી મુશ્કેલીએ ઉત્ક્રાંત થતી ચેતનાનાં એ સૌ અનિવાર્ય પગથિયાં છે, ટૂંક સમયની વચ્ચેની અવસ્થાઓ છે. પ્રાણમય બનેલા જડતત્ત્વમાંથી અને મનોમય બનેલા પ્રાણમય જડતત્ત્વમાંથી ચેતના બહાર આવે છે, અને વિશુદ્ધ મનોમય મૂલ્યોને ક્રમે ક્રમે પ્રગટ કરે છે. એ ચેતનામાં રહેલું એક જ્ઞાનતત્ત્વ ચિન્તનાત્મક અથવા બૌદ્ધિક મૂલ્યોને જન્માવે છે; તેમાં રહેલું બીજું રસતત્ત્વ સૌન્દર્યાત્મક અને કલાત્મક મૂલ્યોને સર્જે છે; ત્રીજું ઊર્મિ અર્થાત્ ભાવતત્ત્વ ઊર્મિક અથવા ભાવાત્મક મૂલ્યોને ખડાં કરે છે; ચોથું નીતિતત્ત્વ નૈતિક મૂલ્યોને પ્રાદુર્ભૂત કરે છે. આમ અનેક પ્રકારનાં મૂલ્યો પ્રગટ થાય છે. પરંતુ એ સર્વ મૂલ્યો હજી સુધી વિશુદ્ધ મનોમય મૂલ્યો જ છે, કારણ કે, ચેતના હજી મનોમય રૂપમાં જ અહીં પ્રગટ થઈને કંઈક અંશે સ્થિર બની છે. તેણે એનાથી પણ વધારે ઊંચે જવાનું છે અને એ મનો-

પણ અંધકાર સર્વત્ર વ્યાપી રહેલો છે. પરંતુ સાથે સાથે એની અંદર પરમાત્મા પણ છુપાઈ રહેલો છે અને બહાર અભિવ્યક્ત થવા પ્રયત્ન કરે છે. શરૂઆતના તબક્કાઓ ઉપર પરમાત્મા અચેતનાના અંધકારમાં અંધકારરૂપ બનીને છુપાઈ જાય છે. વેદ જેમ કહે છે તેમ तम आसीत् तमसा गूढमग्रे। 'આરંભમાં તો (પરમતત્ત્વરૂપ) અંધકાર (અચેતનારૂપ) અંધકારમાં ગૂઢ બનીને રહેલો હતો.'

કારાગાર, અવકાશની અંધકારમય મર્યાદિતતાનું પ્રતીક છે અને કૃષ્ણપક્ષની અષ્ટમી કાળની અંધકારમય મર્યાદિતતાનું પ્રતીક છે. આમ કૃષ્ણ (અથવા કાળા) અવકાશમાં અને કૃષ્ણ (અથવા કાળા) કાળમાં કૃષ્ણ (અથવા કાળા—ગહન, અગમ્ય) અવતારનું આગમન બતાવવામાં આવ્યું છે.

કૃષ્ણની ચામડીનો રંગ કાળો નથી પણ જ્યોતિર્મય, સુવર્ણમય છે એમ જેમણે જેમણે આંતરચેતનામાં એનું દર્શન કર્યું છે તે બધાનો જ અનુભવ છે. માત્ર એના દેહની આસપાસ નીલ અથવા ભૂરા રંગની જ્યોતિનું એક પ્રભામંડળ (aura, halo) છે, જે એના સોનેરી રંગની સાથે ભળી જઈને અમુક પ્રકારની કાળાશનો (શ્યામતાનો) ભાસ ઊભો કરે છે.

જેમ કૃષ્ણનો જન્મ અંધકારમાં અથવા ગહનતામાં હતો તેમ એનું આખું જીવન પણ એવા જ બલકે એથી પણ વિશેષ અંધકારમાં અથવા અગમ્યતામાં વીત્યું હતું. એના કોઈ પણ કાર્યને ભાગ્યે જ કોઈ સમજી શકતું. ખુદ એના સૌથી નિકટના પરિચયમાં આવેલા પણ એને ઓળખતાં નહોતાં. લગભગ ૭૦–૭૫ વર્ષોની ખૂબ જ લાંબી અને ગાઢ મૈત્રી પછી પણ અર્જુનને કુરુક્ષેત્રમાં એને માટે કહેવું પડ્યું, 'सखेति मत्वा प्रसभं यदुक्तम्' અને 'अजानता महिमानं तवेदम्.' કૃષ્ણનાં બધાં જ કાર્યો દરેકની બુદ્ધિને હંફાવે છે, કેમકે જેમ પેલો કવિ કહે છે તેમ 'ગહન ગતિ પ્રભુ! તાહરી, પાર પામું શી રીતે!' અને આ ગહનતા બતાવવાને માટે જ એને કૃષ્ણ અથવા

અને અલ્પ ચેતનામાં તેમનું રૂપાન્તર થઈ જાય છે.

સર્વ વસ્તુઓનાં અન્તિમ મૂલ્યો અતિમાનસ મૂલ્યો છે. એ અતિમાનસમાં મનોમયની જેમ ભિન્નતાના આધાર પર રચાયેલાં મૂલ્યો નથી. મનોમયમાં જ્ઞાતાજ્ઞેયભાવના આધાર પર ઘડાયેલાં મૂલ્યો છે, જ્યારે અતિમાનસમાં અદ્વૈત અર્થાત્ એકત્વના આધાર પર આવિર્ભાવ પામેલાં મૂલ્યો છે. મનોમય ઉપરથી અતિમાનસમાં થતું પરિવર્તન મૂલ્યોનું અંતિમ પરિવર્તન છે. મનોમય મૂલ્યો તેમની ઉચ્ચતમ અવસ્થામાં પણ અહકેન્દ્રિત છે, જ્યારે અતિમાનસ મૂલ્યો આત્મકેન્દ્રિત છે; કારણ કે, મનોમય ભૂમિકામાં મૂળ એકત્વના ભાનનો અભાવ હોય છે. ભેદ એનો પાયો છે અને વિભાજન અથવા પૃથક્કરણ એના કાર્યની રીત છે. એ જ્યારે કોઈ એકત્વ ઉપર પહોંચે છે ત્યારે પણ તે એકત્વ કોઈ કૃત્રિમ એકત્વ જ હોય છે. આનાથી ઊલટું અતિમાનસ ભૂમિકામાં એકત્વ સહજસિદ્ધ છે. જ્ઞાતાજ્ઞેયભાવનો ત્યાં અભાવ નથી અને હોઈ શકે પણ નહિ, કેમકે એનો જો અભાવ હોય તો કોઈ પણ પ્રકારનું મૂલ્યાંકન જ સંભવી ન શકે; પરંતુ એ દ્વૈતની પાછળ અદ્વૈત અથવા એકત્વનું ભાન અવિચ્છિન્નપણે ચાલુ રહે છે; ક્રિયાનો ત્યાં અભાવ નથી, પરંતુ એ ક્રિયાના આલંબન રૂપે કોઈ વિરાટ અને અતીત નિષ્ક્રિયતા અને નિઃસ્પંદતા રહેલી છે.

આવા અતિમનસમાં જે મૂલ્યાંકનો છે તે શુદ્ધ આત્માનાં મૂલ્યાંકનો છે, કોઈ વિરાટ નિરવધિ સત્, કોઈ અતીત નિઃસીમ ચિત્શકિત અને કોઈ પરમ અપાર આનન્દ એ ત્રિવિધ અને ત્રણ છતાં એક એવા તત્ત્વ ઉપર અવલંબિત થયેલાં એ મૂલ્યો છે. કોઈ સનાતન વ્યકિત કોઈ સનાતન ભૂતભાવ( becoming )ને નિહાળે છે; કોઈ સનાતન ચેતના કોઈ સનાતન સત્તામાં સમાન બને છે; કોઈ સનાતન આનંદ કોઈ સનાતન ચિત્શકિતયુક્ત સત્તાનો ઉપભોગ કરે છે. આ ત્રિવિધ સચ્ચિદાનન્દ અન્ન–પ્રાણ–મનોમય ત્રિવિધ ભૂતભાવ ( becoming )ને વિજ્ઞાન ( Gnosis ) દ્વારા અસ્તિત્વમાં આણીને

ચેતનાનું યમુનારૂપ સ્ફુરણામાં નિમજ્જન માનવ-ચેતનાથી અત્યંત ઊર્ધ્વમાં બનનારી એક ઘટના છે. એ બે ભૂમિકાઓ એકબીજાની લગોલગ રહેલી હોઈ કૃષ્ણ અને યમુનાનો પણ નિકટનો સંબંધ સ્વાભાવિક રીતે જ આપણી સમક્ષ આવીને ઊભો રહે છે.

કાળા કૃષ્ણનો જે બીજી કાળી વસ્તુ સાથે સંબંધ છે તે કાળીનાગ અથવા 'કાલીય નાગ' છે. આ કાલીય નાગ અવચેતના (Subconscience)નું પ્રતીક છે. અવચેતના માનવ-ચેતનાની નીચે રહેલી ખરેખરી અંધકારમય ભૂમિકા છે. એ યમુનાની જેમ જ્યોતિના અતિરેકથી નહિ પણ જ્યોતિની અત્યંત અલ્પતાથી માનવને અંધ બનાવે છે. યમુના આમ તો છે સ્ફુરણા(Intuition)ની શક્તિ, પણ એ સ્ફુરણા જ્યારે પ્રાણમય અથવા જીવનની ભૂમિકા પર નીચે ઊતરે છે ત્યારે એ અંધપ્રેરણા(instinct)નું રૂપ ગ્રહણ કરી લે છે, અને એ અંધપ્રેરણા (instinct) પણ પોતાનું માથું ઊર્ધ્વ જ્યોતિ પ્રત્યે અભાન રીતે ઊંચું કરે છે. પણ સ્ફુરણાની જ્યોતિ પર પહોંચતાં પહેલાં માનવ-મનના પ્રદેશોમાં જ્યારે એ પ્રવેશે છે ત્યારે ત્યાં એ અંધપ્રેરણા (instinct) વાસનાઓ, કામનાઓ, અહંવૃત્તિઓ વગેરે અનેક વિકૃતિઓને ઉત્પન્ન કરે છે અને એ બધીને લીધે માનવનું સભાન મન કલુષિત બને છે. એ બધી વૃત્તિઓને આથી ફરી પાછી અવચેતનામાં નીચે દબાવી દેવી પડે છે. અને એ કાર્ય પૃથ્વી પર અવતરેલી દિવ્ય ચેતના કરે છે. આ છે કાલીય નાગ અને કૃષ્ણ વચ્ચેનો—અંધકારમય અવચેતન વૃત્તિઓ અને દિવ્ય ચેતના વચ્ચેનો—સંગ્રામ. કૃષ્ણ કાલીયનાગને મારી નથી નાખતા, પણ યમુનાનાં ઊંડાં જળમાં નીચે ધકેલી દે છે અને ત્યાંથી એ નાગ સમુદ્રમાં—अप्रकेतं सलिलं શબ્દોવડે વેદે વર્ણવેલા અચેતનના સમુદ્રમાં—ચાલ્યો જાય છે.

આ છે ત્રણ કાળાં અને બે ધોળાંનું રહસ્ય. એક બાજુ કૃષ્ણ, યમુના અને કાલીયનાગ એ ત્રણ કાળાં છે અને બીજી બાજુ રાધા અને અર્જુન ધોળાં છે. અને આ કાળાં અને ધોળાંની વાત પરથી

# કૃષ્ણનો રંગ

[ કૃષ્ણનું નામ 'કૃષ્ણ' શા માટે આપવામાં આવ્યું? એનો રંગ કાળો હતો માટે. પણ એ કાળો કેમ હતો? અથવા એ ખરેખર કાળો હતો કે?–આ પ્રશ્નો આપણી પાસે વધુ ઊંડી વિચારણા માગી લે છે. આ લેખમાં એનું રહસ્ય ઉકેલવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. ]

વૈદિક સાહિત્યમાં અગ્નિનું એક નામ અથવા વિશેષણ 'કૃષ્ણ-વર્ત્મા' આપવામાં આવ્યું છે. એનો અર્થ છે: 'કાળા અથવા અંધારા પંથ પર આગળ વધનારો.' અગ્નિ પરમાત્માની સંકલ્પશક્તિ અથવા ઈચ્છાનું પ્રતીક છે. અને પરમાત્માની ઇચ્છા માનવને માટે અગમ્ય હોઈ એની ગતિને ગહન અથવા અંધકારમાં થનારી બતાવવામાં આવી છે. બરાબર આ જ રીતે કૃષ્ણનું સ્વરૂપ પણ કૃષ્ણ અથવા શ્યામ અથવા કાળું છે. કૃષ્ણ તો પરમાત્માનો અવતાર છે. પણ એણે મનુષ્યરૂપ ધારણ કર્યું છે તેથી આપણે અતિપરિચયને લઈને અવજ્ઞા કરવા પ્રેરાઈએ છીએ અને એના સાચા સ્વરૂપની ગહનતા તરફ દુર્લક્ષ કરીએ છીએ.

(વસુ)દેવ અને દેવી(દેવકી)નું એ સંતાન હતું, પણ તો યે એનો જન્મ કારાવાસના અંધારામાં અને કૃષ્ણપક્ષની આઠમના અંધારામાં થયો. વસુદેવ વસુ અર્થાત્ દ્રવ્ય અર્થાત્ પૃથ્વીમાં રહેલું દૈવત છે અને દેવકી પણ ધરામાં રહેલી દિવ્યતા અર્થાત્ દિવ્ય શક્તિ છે. પરંતુ પૃથ્વી તો જડતત્ત્વનું પ્રતીક છે અને જડતત્ત્વનો આવિર્ભાવ અંધકારમય અચેતનામાંથી થયો છે. આથી એ જડતત્ત્વની અંદર

## અશ્વત્થ

'अश्वत्थः सर्ववृक्षाणाम्'
—સર્વ વૃક્ષોમાં અશ્વત્થ હું છું. (ગીતા ૨૦·૬૨)

'ऊर्ध्वमूलोऽवाक्शाख पपोऽश्वत्थ : सनातनः'
ઊંચે જેનાં મૂળ છે અને નીચે જેની ડાળો છે તે
આ અશ્વત્થ સનાતન છે. (કઠ ઉપનિષદ ૨·૩·૧)

'ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम्'
ઊંચે મૂળવાળું અને નીચે શાખાવાળું અશ્વત્થ
વૃક્ષ અવિનાશી કહેવાય છે. (ગીતા ૧૫.૧)

**આખી** દુનિયામાં આટલાં બધાં ઝાડ છે, કેટલાંક પારિજાત જેવાં ફૂલોથી સુંદર અને સુગંધવાળાં, કેટલાંક આંબા જેવાં મધુર ફળોથી લચી પડતાં, છતાં કૃષ્ણને એમાંથી એકે ન ગમ્યું અને એની પસંદગી પીપળા જેવા સાવ સીધા સાદા ઝાડ પર ઊતરી એ પહેલી નજરે તો ખરે 'રાજાને ગમી તે રાણી ને છાણાં વીણતી આણી' જેવું જ લાગે છે. પણ એને પસંદ કરવામાં કૃષ્ણ કંઈ માત્ર એકલા જ નથી; કઠ ઉપનિષદના દ્રષ્ટાને પણ એ જ ગમી ગયું છે.

વળી આટલી જ માત્ર વિચિત્રતા નથી. એ બંનેને જે ઝાડ ગમી ગયું છે તે પાછું સામાન્ય કોટિનું પીપળાનું ઝાડ નથી, પણ દુનિયામાં જોતાં જોટો ન જડે એવું છે; એનાં મૂળ ઉપર છે અને એની શાખાઓ નીચે છે; વળી બીજાં ઝાડની જેમ એ નશ્વર નથી, પણ કાયમ રહેનારું છે.

કાળો દર્શાવવામાં આવ્યો છે.

પરંતુ ગમ્મતની વાત તો એ છે કે, પોતે આવો કાળો હતો છતાં એક બાજુ એની પ્રિયતમા રાધા ગોરી હતી અને બીજી બાજુ એનો સૌથી નિકટનો મિત્ર અને સૌથી મોટો કૃપાપાત્ર અર્જુન પણ ગોરો હતો. રાધા અને અર્જુન બંને જુદી જુદી દૃષ્ટિએ માનવ-અંતરાત્માનાં પ્રતીકો છે. રાધા હૃદયના પ્રેમથી પરમાત્માને ભજનારો અંતરાત્મા છે, જ્યારે અર્જુન મિત્રભાવથી પરમાત્માની સહાય માગનારો અંતરાત્મા છે. અને એ બંને ધવલ છે, ઉજ્જ્વલ છે, પરમાત્મા પ્રત્યે ખુલ્લાં છે,—એ બંનેને માટે જે ગહન અને કૃષ્ણ (શ્યામ) છે તે પરમાત્મા પ્રત્યે તેઓ ખુલ્લાં છે.

કાળા—ધોળાની આ બે વિચિત્ર જોડીઓ—કૃષ્ણ-રાધાની અને કૃષ્ણ-અર્જુનની જોડીઓ—જો આપણને આટલી ગમ્મત આપે છે તો તેથી પણ વિશેષ ગમ્મત કૃષ્ણ સાથે જોડાયેલી બે બીજી કાળી વસ્તુઓથી આપણને પ્રાપ્ત થાય છે. એ બેમાંની પહેલી કાળી વસ્તુ છે યમુના. કાલિન્દીનાં કાળાં જળમાં કૃષ્ણે કેટલીયે વાર ડૂબકી મારી હશે અને એની કાળાશને વધુ કાળી બનાવી હશે! આનું રહસ્ય સમજવા માટે શ્રી અરવિંદે આપેલો ઊર્ધ્વ જગતોનો ક્રમ જાણવો આવશ્યક છે. આપણી નિમ્ન પ્રકૃતિની શરીર-પ્રાણ-મન-રૂપની ત્રણ ભૂમિકાઓની ઉપર અનુક્રમે ૧) ઊર્ધ્વ મન (Higher Mind), (૨) આલોકિત મન (Illumined Mind), (૩) સ્ફુરણાત્મક મન (Intuitive Mind)અને (૪) અધિમનસ (Overmind)ના પ્રદેશો રહેલા છે અને અધિમનસની ઉપર અતિમનસ(Supermind)ની ભૂમિકા છે. કૃષ્ણ અધિમનસની ભૂમિકા પરથી થયેલું પરમાત્માનું અવતરણ છે. સૂર્ય વેદમાં અતિમનસનું પ્રતીક છે. એ સૂર્યરૂપ અતિમનસની પુત્રી છે યમુના, જે સ્ફુરણાત્મક મન (Intuitive Mind)નું પ્રતીક છે. મનની ઉપર રહેલી આ બધી જ ભૂમિકાઓ સ્વસ્વરૂપમાં જ્યોતિર્મય હોવા છતાં માનવને માટે તો જ્યોતિના અતિરેકરૂપ હોઈ અંધકારમય જ છે. કૃષ્ણરૂપ અધિમાનસ

અને પ્રાણીઓ એના નાના ટેટા ખાઈ ને જ્યાં જ્યાં એનાં બીવાળી ચરક કે હગાર નાખે છે ત્યાં ત્યાં એ ઊગી નીકળે છે. પીપળાને બહુ ઓછું પાણી મળે તો પણ વાંધો આવતો નથી. અને કોઈક વાર તો આપણને આશ્ચર્ય થાય છે કે પથ્થરની ફાટમાં જ્યાં એનો અંકુર ફૂટીને ત્રણ–ચાર સુંદર સુકોમળ અણિયાળાં પાનરૂપે એ બહાર નીકળી આવે ત્યાં એને પોતાનું જીવન નિભાવવા માટે પોષણ કે પાણી પણ ક્યાંથી મળતું હશે? આ એક કારણ છે કે જેને લઈ ને પ્રાચીન ઋષિઓ અને કુળોએ આ ઝાડને વિશ્વાત્મક અસ્તિત્વના પ્રતીક તરીકે પસંદ કર્યું હશે. સર્જનાત્મક શક્તિ અથવા આવેશની તીવ્રતા વિશ્વ અને પીપળા બંનેની અંદર સમાન છે.

પરંતુ બીજાં એના કરતાં યે વધારે અગત્યનાં કારણો હતાં. એ સમજવા માટે આપણે અશ્વત્થ શબ્દના અર્થ તેમ જ ઇતિહાસમાં ઊંડા ઊતરવું પડશે. આ શબ્દમાં 'અશ્વ' અને 'ત્થ' એવા બે શબ્દો સમાયેલા છે; જેમાંના પહેલાનો અર્થ ઘોડો છે અને બીજો શબ્દ 'સ્થા'–ઊભા રહેવું એ ધાતુ પરથી આવ્યો છે. આથી અશ્વત્થનો વાચ્યાર્થ છે 'જેની નીચે ઘોડાઓને ઊભા રાખવામાં આવતા હતા તે.' પ્રાચીન સમયમાં જ્યારે મુસાફરીને માટે આજના જેવાં આગગાડી, મોટર, વિમાન, વગેરે વાહનો નહોતાં ત્યારે લોકો ઘોડાનો ઉપયોગ કરતા અને દિવસ દરમ્યાન પ્રવાસ કરીને રાતે વિશ્રાંતિ લેવા માટે અશ્વત્થવૃક્ષ નીચે ઘોડાને બાંધતા. અને તેથી જ એ ઝાડને અશ્વત્થ કહેવામાં આવતું. બ્રાહ્મણગ્રંથોમાં આ ઝાડને સૂર્યના ઘોડાનું નિવાસસ્થાન ગણવામાં આવ્યું છે. તૈત્તિરીય બ્રાહ્મણ આપણને કહે છે: प्रजापतिर्देवेभ्यो निलाय अश्वरूपं कृत्वाऽसाश्वत्थे संवत्सरं प्रतिष्ठत। तदश्वत्थस्य अश्वत्थत्वम्।' (તૈ. બ્રા. ૩. ૮. ૧૩. ૧૨: ઉપરાંત શતપથ બ્રાહ્મણ ૧૨. ૭. ૧. ૯.) આનો અર્થ આમ થાય છે: 'પ્રજાપતિ ઘોડાનું રૂપ લઈ ને અશ્વત્થમાં (અથવા, અશ્વત્થ નીચે) એક વર્ષ રહ્યા; આથી જ અશ્વત્થને અશ્વત્થ કહેવાય છે.'

વેદનો એક મંત્ર આપણને યાદ આવે છે : अहश्च कृष्णमहरर्जुनं च। (ઋગ્વેદ ૬. ૯. ૧), જેમાં કાળા દિવસ અને ધોળા દિવસનો ઉલ્લેખ છે. આ મંત્ર આપણી સંમુખ એક બીજું જ ગહન આધ્યાત્મિક રહસ્ય મૂકે છે. પણ એ ઉકેલવાનો આ અવસર નથી.

---

કિરણો ચારે બાજુ ફેલાવવાની અને પછી પોતાના તેજને એકઠું ક
લેવાની પ્રાર્થના કરવામાં આવી છે.

આમ આ સૃષ્ટિરૂપી અશ્વત્થનાં મૂળ એ વૃક્ષ જ્યાંથી ઊગ્યુ
ત્યાં, પરચેતનાની ઊંચામાં ઊંચી ભૂમિકાઓમાં છે. અને અશ્વ પ્રા
શક્તિ છે, જેનું નિમ્ન નિવાસસ્થાન આ વૃક્ષ છે અને ઊર્ધ્વ નિવા
સ્થાન સચ્ચિદાનંદ છે.

પ્રો. ફ્રાતાહસિંધ નામના વિદ્વાનના મત અનુસાર અશ્વત્થ એટ
જ્યાં ઘોડાને રાખવામાં આવતા હતા તે સ્થાન, અથવા પ્રજાપતિ
અશ્વ અર્થાત્ સૂર્યરૂપ અશ્વ પોતે, અથવા છૂપા વેશમાં પ્રજાપતિ
દિવ્ય અશ્વ પોતે જ. અને જ્યોતિર્મય નક્ષત્રમંડળનું એ એક અંગ
એ નક્ષત્રમંડળનું મૂળ આકાશમાં છે અને એનાં કિરણો કોઈ વૃક્ષ
ડાળીઓની જેમ નીચે પૃથ્વી પર ફેલાયેલાં છે. પ્રાચીન સ્કેન્ડિનેવિયા
પુરાણકથાઓમાં પણ સૂર્યચંદ્રના નિવાસસ્થાનરૂપ અને તારાઓને ચરવા
ભૂમિરૂપ એવા આયાગડ્રાસિલ અથવા યાગડ્રાસિલ નામના વૃક્ષનો ઉલ્લે
આવે છે. વળી આ ઝાડને અવેસ્તામાં દર્શાવેલા સફેદ હઓમના ગઓકેરે
નામના વૃક્ષ સાથે સરખાવી શકાય.

અશ્વત્થ અને ગઓકેરેન વચ્ચેનું સરખાપણું ઘણું રસમય છે
કેમકે એમ લાગે છે કે આ ગઓકેરેન શબ્દ કાં તો મૂળ હિંદી-
યુરોપીય શબ્દ હોય અથવા તો સંસ્કૃત શબ્દ 'ગોકર્ણ'નો અપભ્રં
હોય. આ ગોકર્ણ શબ્દ પોતે જ જેમ સૂચવે છે તેમ એ એક એવ
ઝાડનું (કે, વેલનુ ?) નામ છે કે જેના ઉપર ગાયના કાનના આકા
રનાં ફૂલો આવે છે. અવેસ્તામાં એને સફેદ હઓમનું ઝાડ કહેવામ
આવ્યું છે. આ હઓમ સંસ્કૃત 'સોમ' છે. આપણે જાણતાં નથી
માનવજાતિના ઇતિહાસમાં વૃક્ષનું પ્રતીક અથવા રૂપક વિશ્વને પહેલ
વહેલું ક્યારે લગાડવામાં આવ્યું, પણ એ શક્ય છે કે વિશ્વના અસ્તિ
ત્વને એકીસાથે અથવા તો જુદે જુદે વખતે અને જુદે જુદે સ્થા
એક ઝાડની નહિ પણ બે જુદાં જુદાં ઝાડની કલ્પના લાગુ પાડવામ

આ અશ્વત્થ કે પીપળાની એમણે શા માટે પસંદગી કરી એ રહસ્યને આપણે અહીં ઉકેલવાનો પ્રયાસ કરીશું.

કુદરતના અને વનસ્પતિશાસ્ત્રના નિયમોનો ખુલ્લેખુલ્લો ભંગ ભંગ કરનારું આ અશ્વત્થવૃક્ષ અવળચંડાઇનો કંઈ એક માત્ર નમૂનો નથી. ઉપનિષદ્ અને ગીતા કરતાં યે પૂર્વકાલીન એવા વેદમાં એક બીજી પણ કલ્પના આવે છે, જેમાં આપણી ભાષામાં 'ઊલટી ગંગા' કહેવાય તેવી નદીઓનો ઉલ્લેખ છે. જ્યાં સાધારણ નદીઓ પર્વત પરથી નીકળી ઢોળાવો પરથી નીચે ઢળી સપાટ જમીન પર વહી સમુદ્રમાં ભળે છે, ત્યાં વેદની આ વિચિત્ર નદીઓ સમુદ્રોમાંથી નીકળી ઉચ્ચ પ્રદેશો અને પર્વતો પર ઊંચે ચઢે છે. પૃથ્વીના ગુરુત્વાકર્ષણની તેમને જરા પણ પરવા હોય તેમ લાગતું નથી.

તે ઉપરાંત, વેદમાં અવળચંડાઈનું એક બીજું પણ ઉદાહરણ સાંપડે છે, જેમાં એ અશ્વિનોએ માન્યામાં પણ ન આવે એવું એક પરાક્રમ કરી બતાવ્યું છે. અને તે એ કે એક તરસ્યા માણસને પાણી પાવા માટે આખા ને આખા કૂવાને જાણે કે તે એક પ્યાલું હોય તેમ એનું તળિયું ઉપર ને મોં નીચે એ રીતે ઉલટાવી નાખ્યો હતો.

આ બધી 'અજબ દુનિયાની ગજબ વાતો' સાથે અહીં આપણને ઝાઝી લેવાદેવા નથી. આપણે તો માત્ર ઉપનિષદ્ અને ગીતાની અશ્વત્થવૃક્ષની કલ્પના જ અહીં જોવા માગીએ છીએ. આ વૃક્ષનું નામ 'અશ્વત્થ,' બીજાં અસંખ્ય વૈદિક નામોની જેમ અનેક અસાધારણ પ્રતીકાત્મક રહસ્યોને પોતામાં સમાવે છે. બીજાં ઘણાં વૃક્ષો દુનિયામાં છે જેઓ આ પીપળા કરતાં માણસોને અને જાનવરોને પણ ઘણા વધારે ઉપયોગનાં છે, છતાં ઉપનિષદના દ્રષ્ટાની ને ગીતાકાર કૃષ્ણની પસંદગી પીપળા પર ઊતરવા પાછળ કેટલાંક ઘણાં ઊંડાં કારણો હતાં. એ એક એવું ઝાડ છે કે જે ગમે ત્યાં ઊગી નીકળે છે; જંગલોમાં, બગીચાઓમાં અને કોઈ ઘર કે ખુદ પથ્થર કે ઈંટની દીવાલોની ફાટોમાં પણ એ આપણને ઊગતું દેખાય છે. પંખીઓ

આ તારાઓ પણ વિશ્વરૂપ ક્ષેત્ર( ખેતર )માં ચરી રહેલા અને પોતાના પોષણના સ્રોતરૂપ અશ્વત્થવૃક્ષની ઊંચી ડાળીઓમાં પોતાનાં માથાં ઊંચાં કરતા ઉર્ધ્વત્વાત્મક અંતરાત્માઓનું પ્રતીક હોઈ શકે. આ ક્ષેત્ર કે ખેતર કે ચરવાની ભૂમિનો ઉલ્લેખ ઋગ્વેદમાં વારંવાર આવે છે ( દા. ત., ૫.૨.૨–૩માં જ્યાં એ સૂક્તના દ્રષ્ટા કહે છે કે એણે ક્ષેત્રમાં ચરતું ગાયોનું એક મોટું ધણ જોયું ); અને ગીતામાં પણ, સહેજ જુદા રૂપમાં હોવા છતાં એની એ જ કલ્પના ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ અથવા ખેતર અને એના જાણનાર અથવા પ્રકૃતિ અને પુરુષ તરીકે આપવામાં આવી છે. જો આ સાચું હોય તો ઋગ્વેદમાં અને ઉપનિષદમાં આવતી પેલી એક જ વૃક્ષ પર બેઠેલાં બે યુગલ પંખીઓની બીજી કલ્પના પણ આ અશ્વત્થ વૃક્ષનો જ ઉલ્લેખ કરનારી હોઈ શકે. એ મંત્ર આ પ્રમાણે છે :

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते।
तयोरन्यः पिप्पलं स्वादु अत्ति अनश्नन्योऽभिचाकशीति ॥

( ઋગ્વેદ ૧. ૧૬૪. ૨૦; મુંડક ૩.૧. ૧; શ્વેતાશ્વતર ૪. ૬.)

આમાં એમ કહેવામાં આવ્યું છે કે એ બે પંખીઓમાંથી એક એ ઝાડનું મીઠું ફળ ખાય છે અને બીજું ખાતું નથી પણ માત્ર જોયા જ કરે છે. હવે ' ફળ 'ને માટે 'પિપ્પલ' શબ્દ વાપર્યો છે અને એ શબ્દ એના સામાન્ય અર્થમાં ટેટા જેવા કોઈ પણ ફળનો વાચક છે એ વાત સાચી છે, પણ તે સાથે સાથે પહેલાં અશ્વત્થ અથવા પીપળાના ટેટાનો અને પછી એ વૃક્ષનો પણ વિશેષ અર્થમાં ઉલ્લેખ કરનારો છે. ' પીપળો ' શબ્દ જ મૂળ સંસ્કૃત ' પિપ્પલ' પરથી આવ્યો છે, એ હકીકત જ આ વાતનું સમર્થન કરનારી છે.

વળી એ પણ એક ખૂબ જ રસપ્રદ વાત છે કે જે ઝાડને તારાઓની ચરવાની ભૂમિ તરીકે બતાવવામાં આવ્યુ છે તેને જ સાથે સાથે સૂર્ય અને ચંદ્રનું નિવાસસ્થાન પણ કહ્યું છે, કેમકે સૂર્ય આત્મિક સત્તાનું પ્રતીક છે અને ચંદ્ર આધ્યાત્મિક ચેતના તેમ જ આનંદનું પ્રતીક છે.

પ્રજાપતિ–સમસ્ત પ્રજાનો પતિ–કોઇ દિવ્ય અશ્વનું રૂપ ધારણ કરીને એક વર્ષ સુધી આ વૃક્ષમાં નિવાસ કરે છે. જો આપણે આને એક પ્રતીક તરીકે લઈએ તો પ્રજાપતિને પરમાત્માની સર્જકશક્તિ ગણી શકીએ અને પરમાત્મા જેનાવડે વિશ્વનું નિર્માણ કરે છે તે સૂર્યનો ઘોડો ( અથવા, સૂર્યરૂપ ઘોડો ) પ્રાણશક્તિ બને. આખા વેદની અંદર અશ્વ અથવા ઘોડો પ્રાણશક્તિનું પ્રતીક છે. સંવત્સર શબ્દ વિશ્વનું સર્જન જેની અંદર થાય છે તે કાળચક્રનું પ્રતીક છે. અને અશ્વત્થનું ઝાડ આ પ્રાણશક્તિને જ્યાં બાંધવામાં આવે છે ( અથવા, જેની અંદર છૂટી કરવામાં આવે છે) તે વિશ્વાત્મક આવિર્ભાવનું પ્રતીક છે. આમ અશ્વત્થ એ સ્થાન છે કે જ્યાં સૂર્ય ( અતિમનસ )માંથી આવતી પ્રાણશક્તિને વિશ્વના સર્જનમાં ઊભી રાખવામાં કે વસાવવામાં આવે છે.

ઋગ્વેદમાંથી આપણને જાણવા મળે છે કે સૂર્ય આખરી સર્જકતત્ત્વ છે અને અતિમનસ્ એવી ભૂમિકા છે કે જ્યાંથી સર્જન શરૂ થાય છે. જેમ વેદનો એક મંત્ર કહે છે તેમ 'સત્યવડે ઢંકાયેલું એક એવું સત્ય છે, ધ્રુવત્વ છે, કે જ્યાં સૂર્ય પોતાના ઘોડા છોડે છે. (એના) દસ સો, ( અર્થાત્ હજાર કિરણો કે ઘોડા) એકી સાથે ઊભા રહે છે; તે એક છે. દેવોનાં રૂપોમાં એ સૌથી શ્રેષ્ઠરૂપ મેં જોયું છે.'

ऋतेन ऋतमपिहितं ध्रुवं वां सूर्यस्य यत्र विमुचन्ति अश्वान्।
दशशता सह तस्थुस्तदेकं देवानां श्रेष्ठं वपुषामपश्यम्॥

( ઋગ્વેદ ૫. ૬૨. ૧ ) આ મંત્ર સ્પષ્ટ રીતે જ અતિમનસરૂપ સૂર્યના સર્જનાત્મક કાર્યનો નિર્દેશ કરે છે. એ સૂર્ય પોતાના અશ્વોને વિશ્વનો આરંભ જ્યાંથી થાય તે અધિમનસની ભૂમિકા પર છોડે છે. ઈશ ઉપનિષદના ૧૫ અને ૧૬મા શ્લોકોમાં પણ આ ઘોડા છોડવાની ક્રિયાના જેવી જ એક વાતનો ઉલ્લેખ છે: पूषन्...सूर्य...व्यूह रश्मीन्, समूह तेजः यत्ते कल्याणतमं रूपं तत्पश्यामि।— 'હે પૂષા, હે સૂર્ય, તું તારાં કિરણોને ફેલાવ, તારાં તેજને એકઠું કર. તારું જે સૌથી કલ્યાણમય રૂપ છે તેને હું જોઉં છું.' આમાં સૂર્યને પોતાનાં

## અશ્વમેધનું રહસ્ય

મોટે ભાગે આજના બુદ્ધિવાદના જમાનામાં એમ જ મનાતું હોય છે કે આપણા પ્રાચીનકાળના યજ્ઞો માત્ર કર્મકાંડની ક્રિયાઓના રૂપના જ હતા અને તેમની આજે કશી કિંમત રહી નથી. પરંતુ જ્યારે આપણે એ યજ્ઞો વિષે વેદો કે ઉપનિષદોમાં સંગ્રહાયેલાં લખાણો વાંચીએ છીએ ત્યારે આપણી એ માન્યતા ભૂલભરેલી લાગે છે. ખાસ કરીને જ્યારે આપણે સર્વહુત કે અશ્વમેધના જેવા વિશિષ્ટ યજ્ઞોનું અનુશીલન કરીએ છીએ ત્યારે તો આપણને ખાતરી થઈ જાય છે કે અધ્યાત્મજીવનનાં અને વૈશ્વિક તત્ત્વવિજ્ઞાનનાં અનેક રહસ્યોનો એ કર્મકાંડી ક્રિયાઓનાં ઓઠાં પાછળ ઉલ્લેખ કરવામાં આવતો હતો.

અશ્વમેધ સાર્વભૌમ સમ્રાટને કરવાનો યજ્ઞ હતો એમ કર્મકાંડી કલ્પના આપણને કહે છે. પણ બૃહદારણ્યક ઉપનિષદના સૌથી શરૂઆતના ખંડમાં જ (અધ્યાય–૧, બ્રાહ્મણ–૧ માં) એનું જે વર્ણન આપવામાં આવ્યું છે તે કંઈ જુદી જ વસ્તુ આપણી સમક્ષ મૂકે છે. ઉપનિષદના દ્રષ્ટા આપણને કહે છે, 'ઉષા અશ્વમેધ યજ્ઞના પવિત્ર ઘોડાનું માથું છે; સૂર્ય એની આંખ છે, વાયુ એનો પ્રાણ છે; વૈશ્વાનર અગ્નિ એનું ઉઘાડેલું મોં છે અને સંવત્સર (કાળ) એ પવિત્ર અશ્વનો આત્મા છે. ...' આ બતાવે છે કે આ કોઈ સામાન્ય ઘોડાનું બલિદાન નથી, પણ પ્રતીકાત્મક રહસ્યનો ઉલ્લેખ છે.

આવી હોય. આ એમાંની એક અશ્વની આકૃતિ સાથે જોડાયેલી અશ્વત્થના ઝાડની કલ્પના હતી અને બીજી ગાયની આકૃતિ સાથે જોડાયેલી ગઑકેરેન અથવા ગોકર્ણના ઝાડની કલ્પના હતી. અશ્વ અને ગો, ઘોડો અને ગાય, અનુક્રમે શક્તિ અને ચેતનાનાં ખૂબ જાણીતાં વૈદિક (અને કદાચ હિંદી-યુરોપીય) પ્રતીકો હતાં. આ બંને તત્ત્વો મૂળમાં તો સચ્ચિદાનંદગત એક જ ચિત્-શક્તિ કે ચિત્-તપસ્ છે અને બંને આવિર્ભૂત વિશ્વનું આવશ્યક અને અનિવાર્ય મૂળભૂત દ્રવ્ય છે. આ જ તત્ત્વયુગલને બીજા પ્રકારની પ્રતીક-પરિભાષામાં અગ્નિ અને સોમ રૂપ તત્ત્વો તરીકે બતાવવામાં આવ્યું છે. અશ્વત્થ શક્તિનું અથવા અગ્નિનું વૃક્ષ છે અને તેથી તો વેદમાં એનું લાકડું કેટલાક આગ્નેય વિધિઓમાં ઉપયોગમાં લેવાનું કહેવામાં આવ્યું છે; અને અવેસ્તામાં ગઑકેરેન (ગોકર્ણ) હઓમ અથવા સોમનું વૃક્ષ છે.

કઠ ઉપનિષદના દ્રષ્ટાએ એ ઉપનિષદમાં અન્યત્ર આ અગ્નિ અને સોમનાં પ્રતીકોનો ઉલ્લેખ કર્યો છે અને તેથી આ અશ્વત્થ-ગઑકેરેનનાં પ્રતીકો અહીં ખાસ અગત્ય ધારણ કરનારાં બની જાય છે.

વળી વેદમાં (ઋગ્વેદ ૭. ૫૩. ૪માં) એક 'નૈયાશાખ' (નીચે પ્રસરતી શાખાઓવાળા) વૃક્ષનો અને બીજા વરુણના વૃક્ષનો પણ ઉલ્લેખ આવે છે. અશ્વત્થવૃક્ષને ગીતામાં અને ઉપનિષદમાં પણ ઊર્ધ્વમૂલ અને અધઃશાખ અથવા અવાક્શાખ કહ્યું છે. આમ અશ્વત્થની સરખામણી યાગપ્રસિદ્ધ અને નૈયાશાખ સાથે આપણે જરૂર કરી શકીએ. એ સંભવિત છે કે શાખાઓની ઘટાવાળું અને ટેટાના ઝૂમખાવાળું પીપળાનું ઝાડ આકાશમાં ચરી રહેલા અસંખ્ય તારાઓ સાથેના એ દિવ્યવૃક્ષના જેવું લાગ્યું હોય.

આમ, આ વિશ્વ ઉલટાયેલું અશ્વત્થવૃક્ષ છે; એનાં મૂળ પરાત્પરમાં છે અને એના ટેટા ભૌતિક વિશ્વના અવયવભૂત તારકપુંજો છે. અને જો આપણે એ ખ્યાલ સ્વીકારીએ કે વિશ્વ તારાઓને માટે ચરવાની ભૂમિ છે તો આપણે એક પગલું આગળ વધીને એમ પણ કહી શકીએ કે

મેળવીને એને પ્રભુને સમર્પિત કરવાની છે, આ છે અશ્વમેધના એવ સ્વરૂપનું રહસ્ય.

બૃહદારણ્યકમાં આવેલું અશ્વમેધનું વર્ણન પરમાત્માના અશ્વ યજ્ઞનું વર્ણન છે. એ ઉપનિષદના આરંભના ખંડો સૃષ્ટિ કેવી ર ઉત્પન્ન થઈ તે બતાવે છે; અને એમાં વિશ્વશક્તિરૂપી અશ્વનો ક અથવા બલિદાન એ પહેલું પગથિયું છે. ઉષા પરમાત્માની ચેતના અને જ્યોતિનો માનવચેતનામાં શરૂઆતનો આવિર્ભાવ છે. એ ઉ પરમાત્માના અશ્વમેધીય પવિત્ર અશ્વનું માથું અથવા ટોચનો ભાગ અતિમનસના પ્રતીકરૂપ સૂર્ય એની આંખ છે. વિશ્વની અંદર વ્યા રહેલી પ્રાણશક્તિના પ્રતીકરૂપ વાયુ એનો પ્રાણ છે. અને વૈશ્વિક તત્ત્વો પચાવનારી તેમ જ પચાવીને તેમને ઉત્ક્રાંતિમાં આગળ વધારના પરમાત્માની સંકલ્પશક્તિના પ્રતીકરૂપ અગ્નિ વૈશ્વાનર એનું ઉઘાડે અથવા ફાડેલું મોં છે. બીજા શબ્દોમાં, પ્રભુની જ્યોતિરૂપ આંત ઉષાનો જ્યારે ઉદય થાય છે ત્યારે પરમાત્માના આ શક્તિરૂપ અશ્વ યજ્ઞનું આપણને ભાન થવા માંડે છે; સૂર્યરૂપ અતિમનસ અથવા વિજ્ઞા એની દૃષ્ટિ છે; વાયુરૂપ પ્રાણશક્તિ વિશ્વનું જીવન છે; અને વિશ્વ ધારણ કરતી તેમ જ તૈયાર કરતી સંકલ્પશક્તિ સૌ કોઈને પોતાન મુખમાં લઈ લે છે.

ઉપનિષદની પ્રતીક-વાણી તો પરંપરિત રૂપકની જેમ એકધાર આગળ વધે છે; 'દ્યુલોક (સ્વર્ગ અથવા આકાશ) એની પીઠ અથવ ટોચ છે; અંતરિક્ષ (અથવા ભુવઃ) એનું ઉદર છે; પૃથ્વી (અથવ ભૂઃ) એની પાદપીઠ છે.' નિમ્ન પ્રકૃતિમાં રહેલી મન, પ્રાણ અ જડતત્ત્વના રૂપની ત્રણ ભૂમિકાઓ અથવા ત્રૈલોક્ય કે ત્રિભુવન પણ અશ્વના વૈશ્વિક સ્વરૂપમાં કયાં અંગો રૂપ બને છે તે આમાં બતાવવામ આવ્યું છે.

ઉપનિષદ આગળ વધે છે; 'દિશાઓ એ અશ્વનાં (પરમાત્માન શક્તિનાં) બે પડખાં છે; અવાંતરદિશાઓ (અગ્નિ, ઇશાન વગે

વિશ્વ જરૂર પરમ જ્ઞાન અને પરમ આનંદરૂપ આ બે પાસાંનું નિવાસ સ્થાન છે, પણ તેઓ બંને છુપાયેલાં છે અને તેમને સમાન રીતે પ્રાપ્ત કરતાં પહેલાં આપણે તેમને શોધી કાઢવાં પડે છે.

ઋગ્વેદના જે સૂક્તમાં ' द्वा सुपर्णा ' વાળો મંત્ર આવે છે તે જ સૂક્તમાં એની પછી એક મંત્ર છોડીને બીજો મંત્ર આ જ વાત આપણને બતાવે છે. એ કહે છે—

यस्मिन्वृक्षे मध्वदः सुपर्णा निविशन्ते सुवते चाधि विश्वे ।
तस्येदाहुः पिप्पलं स्वादु अग्रे तन्नोन्नशद्यः पितरं न वेद ॥

(ઋગ્વેદ ૧. ૧૬૪. ૨૨)

આ મંત્ર કહે છે: ' જે વૃક્ષમાં મધુ ( માધુર્ય, આનંદ ) ખાનારાં પંખીઓ નીચે બેઠેલાં છે, અને બધાં ઊંચે આરોહણ કરે છે, તેના ફળને ટોચ પર સ્વાદિષ્ટ કહે છે...' આ મંત્રમાં પણ ફરી પાછો ' पिप्पलं ' શબ્દ આવ્યો છે, અને એને માટે દ્રષ્ટા કહે છે કે એ ટેટા અથવા ફળ ટોચ પર ( સચ્ચિદાનંદ રૂપી ટોચ પર ) સ્વાદિષ્ટ અથવા મધુર છે. વિશ્વરૂપ પીપળાની ડાળો પર નીચે બેસનારા, પણ ઊંચે ધસનારા સુંદર પાંખોવાળાં ( सुपर्णाः ) અંતરાત્મારૂપ પંખીઓ (ગરુડો) એ આનંદરૂપ મધુર ફળને ખાય છે. આ મધુર ફળ આની પહેલાંના અને પછીના ( ૨૧મા અને ૨૩મા ) બંને મંત્રો અનુસાર ' અમૃતત્વ ' છે.

આમ આ અનિર્વચિત્ર અશ્વત્થ વૃક્ષ પ્રતીકરૂપે આખા વિશ્વ-અસ્તિત્વનો નિર્દેશ કરે છે અને એનાં મધુર ફળ વિશ્વમાં ચાલી રહેલી ઉત્ક્રાંતિના અંતિમ લક્ષ્યરૂપ અમૃતત્વના વાચક છે. આપણે અસંગ અને નિષ્કામ બનીને પરમાત્માની જેમ જ એ ફળનો ઉપભોગ કરવો એ જ આપણા અહીંના જીવનની પરમ કૃતકૃત્યતા છે.

———

ફેફસાં (અથવા બરોળ) છે. ઔષધિઓ અને વનસ્પતિઓ એના કેશ અને રૂંવાડાં છે.

ઘોડાના સ્વરૂપનું પ્રતીકાત્મક વર્ણન આટલે આવીને અટકે છે. ત્યાર પછી ઉપનિષદ એની ક્રિયાઓને વૈશ્વિકરૂપે દર્શાવે છે. 'જે (સૂર્ય) ઊગે છે તે એનો આગલો અર્ધ ભાગ છે. જે આથમે છે તે પાછલો અર્ધભાગ છે; જે એ બગાસું ખાય છે તે વીજળીનો ચમકારો છે; જે એ શરીર ધ્રુણાવે છે તે મેઘગર્જના છે; જે એ મૂતરે છે તે વરસાદ છે; જે એની વાણી છે તે (આખા વિશ્વની) વાણી છે.' આમ, વરસાદ, વીજળી અને મેઘગર્જના, જે પૃથ્વી પરના જીવનનાં આવશ્યક તત્ત્વો છે, તે બધાં એ યજ્ઞાશ્વનાં જ કાર્યો છે, એ વૈશ્વિક શક્તિનાં જ પ્રવર્તનો છે.

આથી પણ વિશેષ ગહન પ્રતીકો તો આની પછી આપ્યાં છે. યજ્ઞાશ્વની આગળ અને પાછળ અનુક્રમે એક સોનાનું અને એક ચાંદીનું પાત્ર મૂકવામાં આવતું હતું. એ બે પાત્રોને 'ગ્રહ' શબ્દવડે ઓળખવામાં આવતાં હતાં. એ બે પાત્રો વિષે ઉપનિષદ કહે છે: 'દિવસ એ ઘોડાની આગળ જન્મ પામેલો મહિમા છે અને એનું ઉદ્‌ગમસ્થાન (યોનિ) પૂર્વ સમુદ્રમાં છે. રાત્રિ એની પાછળ જન્મ પામેલો મહિમા છે અને એની યોનિ બીજા (પશ્ચિમ) સમુદ્રમાં છે. આ બે મહિમાઓ અશ્વની ચારે બાજુએ (ફેલાઈ ને) ભેગા મળે છે.' મહિમા એટલે વિશાળતા. સૂર્યના ઊગવાથી દિવસ થાય છે અને એ સોનાનું પાત્ર; ચંદ્રના ઊગવાથી રાત્રિમાં પ્રકાશ થાય છે અને એ છે ચાંદીનું પાત્ર. દિવસ અને રાત્રિ, એ બે કાળચક્રનાં બે અડધિયાં; તેમાંના પહેલામાં સૂર્યપ્રકાશની વિશાળતા અને બીજામાં ચંદ્રપ્રકાશની વિશાળતા; સૂર્યપ્રકાશ અતિમનસ જ્યોતિનું પ્રતીક અને ચંદ્રપ્રકાશ આધ્યાત્મિક આનંદનું પ્રતીક; ચેતના અને આનંદ એ બે તત્ત્વો પોતાની વિશાળતારૂપ મહિમાવડે, વિશ્વમાં પ્રગટ થયેલી પ્રભુની શક્તિની બે બાજુએ ફેલાયેલાં છે; એક બાજુએ ચિત, બીજી બાજુએ

વેદમાં સર્વત્ર ગાય ચેતનાનું પ્રતીક છે અને ઘોડો શક્તિનું પ્રતીક છે. ઘોડાને તો દુનિયાના અનેક દેશોમાં શક્તિના એકમ (યુનિટ) તરીકે ગણવામાં આવતો હતો. એટલે તો અંગ્રેજીમાં ગતિમાન શક્તિને માટે 'હોર્સ–પાવર' શબ્દ પ્રયોજાતો આવ્યો છે. બૃહદારણ્યકમાં પણ અશ્વ શબ્દ શક્તિના જ સાંકેતિક અર્થમાં વાપરવામાં આવ્યો છે. જે વ્યક્તિ સાર્વભૌમ સમ્રાટ બને તેને જ અશ્વમેધ કરવાનો અધિકાર હતો, એમ જે કહેવામાં આવે છે તેનો અર્થ એ છે કે જે વ્યક્તિએ વિશ્વ-શક્તિ પર વિજય મેળવ્યો હોય તે જ એ શક્તિનું પરમાત્માને સમર્પણ કરી શકે. અશ્વ સામાન્ય રીતે કોઈ પણ શક્તિનો નિર્દેશ કરે છે, પણ અશ્વમેધનો અશ્વ વિશ્વશક્તિનો વાચક છે. યજ્ઞના ઘોડાને છૂટો મૂકી દેવામાં આવતો હતો અને દુનિયાના દેશે દેશમાં એને ફેરવવામાં આવતો હતો. પરમાત્માની શક્તિ પણ પરાત્પર સચ્ચિદાનંદની ભૂમિકા પરથી છૂટી થઈને, એટલે કે સૃષ્ટિ કરવા પ્રત્યે અભિમુખ બનીને,* વિશ્વની અંદર પ્રદેશે પ્રદેશમાં પ્રસરે છે અને પોતાથી વિરુદ્ધ પરિસ્થિતિમાં, શાશ્વત, નિઃસીમ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન એવા સચ્ચિદાનંદ સ્વરૂપથી ઊલટી અશાશ્વત, સસીમ, અલ્પજ્ઞ અને અલ્પશક્તિ એવી જગતની વિવિધ ભૂમિકાઓમાં વિચરે છે.

સર્વસ્વની આહુતિરૂપના સર્વહુત યજ્ઞની જે શક્તિના સમર્પણ-રૂપનો અશ્વમેધ યજ્ઞ પણ બે સ્વરૂપનો છે. એક છે સમ્રાટ એવા પરમા-ત્માએ સૃષ્ટિ રચવા માટે પોતાની શક્તિની આપેલી આહુતિના રૂપનો અને બીજો છે સમ્રાટ બનેલા રાજાએ, અર્થાત્ જેણે કેવળ પોતાની અંગત પ્રકૃતિ પર જ નહીં પણ વિશ્વપ્રકૃતિ પર પણ પ્રભુત્વ મેળવ્યું છે એવા યોગીએ પોતાની શક્તિના પરમાત્માને કરેલા સમર્પણના રૂપનો. જેવી રીતે પરમાત્મા શક્તિને વિશ્વરૂપે ફેલાવી વિશ્વને ઉત્પન્ન કરે છે તેવી રીતે વ્યક્તિગત માનવે પણ એ જ વિશ્વશક્તિ પર પ્રભુત્વ

* સૃજ્ ધાતુનો અર્થ છે, છૂટવું; સૃજ્-વિસર્ગે

ઋ (અર)–ગતિમાન બનવું એ ધાતુ પરથી નિપજાવવામાં આવ્યો છે. બાકી રહેલા પ્રકારોને સામાન્યપણે 'અશ્વ' શબ્દવડે ઓળખવામાં આવે છે. આ 'અશ્વ' શબ્દની અનેક વ્યુત્પત્તિઓ આપવામાં આવે છે, જે બધી કોઈક ને કોઈક રહસ્ય પ્રત્યે અંગુલિનિર્દેશ કરે છે.

હવે આ બધા જાતજાતના ઘોડાઓને દેવ–ગંધર્વ–અસુર અને મનુષ્ય યોનિઓ સાથે કેમ જોડવામાં આવ્યા તે જોઈએ. પરમાત્માની મતિ વિશ્વમાં અભિવ્યક્ત બને છે અવક્રાંતિ(અં. ઈન્વોલ્યૂશન)ની પ્રક્રિયા દ્વારા. અવક્રાંતિ ઉત્ક્રાંતિની પહેલાંની ક્રિયા છે. જ્યાં જ્યાં ઉત્ક્રાંતિ હોય ત્યાં ત્યાં એની પૂર્વે અવક્રાંતિ હોવી જ જોઈએ, કેમકે જે કંઈ ઊંડાણમાં ડૂબીને પડેલું હોય તે જ બહાર આવી શકે. અચેતનામાંથી જડતત્ત્વ, પ્રાણ અને મન અનુક્રમે ઉત્ક્રાંત થયાં છે, તો એનાથી ઊલટા ક્રમે તેઓ અચેતનામાં અવક્રાંત અથવા નિમગ્ન બન્યાં હોવાં જ જોઈએ. આ અવક્રાંત્યાત્મક ક્રમમાં શુદ્ધ મનોમય યોનિ દેવયોનિ છે, પ્રાણમયમિશ્રિત મનોમય યોનિ ગંધર્વયોનિ છે અને મનોમયમિશ્રિત પ્રાણમય યોનિ અસુરયોનિ છે. અવક્રાંતિમાં પ્રગટેલી આ ત્રણે યોનિઓ પોતાના નિયત સ્વરૂપમાં કાયમ એવી ને એવી રહેનારી અમર યોનિઓ (અં. 'ટાઈપલ' યોનિઓ) છે. જ્યારે ચોથી મનોમય મનુષ્યયોનિ ઉત્ક્રાંતિમાં પ્રગટેલી અને તેથી મર્ત્ય યોનિ છે. દેવો આખા વિશ્વને પ્રેરનારી અને આગળ વધારનારી શક્તિઓ છે અને તેથી તેમના વાહનરૂપ ઘોડા 'હય' છે. ગંધર્વો (અને અપ્સરાઓ) આખા વિશ્વમાં પ્રવર્તતી પ્રજનનશક્તિઓ અને જાતીય કામનાઓ છે અને દરેક ભૂમિકા ઉપર તેઓ સંતાન–ઉત્પત્તિને માટે જવાબદાર છે; તેથી તેમને પરમાત્મામાંથી અવક્રાંતિમાં લઈ આવનાર વાહન બનેલો ઘોડો 'વાજી' છે. (સરખાવો, 'વાજીકરણ' શબ્દ, જેનો અર્થ છે પ્રજનનશક્તિને વધારનારા ઉપાયો.) અસુરો અસુ અથવા પ્રાણ અથવા જીવનની શક્તિઓ છે અને તેમનું કાર્ય (રાક્ષસોની સાથે) ઉત્ક્રાંતિમાં જડતત્ત્વમાંથી પ્રાણનું પ્રાકટ્ય કરવાના રૂપનું છે;

ખૂણાઓ ) એની પાંસળીઓ છે; ઋતુઓ એના અવયવો છે; મહિનાઓ અને અર્ધમાસો ( શુક્લ અને કૃષ્ણ પક્ષો ) એના સાંધા છે; અહોરાત્રો ( દિવસો અને રાત્રિઓ ) એનો આધાર છે; નક્ષત્રો ( તારામંડળો ) એનાં હાડકાં છે; વાદળ ( નિહારિકાઓ–નેબ્યુલાઓ ) એનું માંસ છે.' પરમાત્માની શક્તિ અવકાશ અને કાળ એમ બે રૂપે પોતાનું પ્રાકટ્ય કરે છે, અને તેથી ઉપનિષદના દ્રષ્ટા એ બંનેના ભેગા સ્વરૂપે જ આ વાક્યોમાં અશ્વનું વર્ણન કરી બતાવે છે. દિશા–અવાંતરદિશાઓ અવકાશાત્મક છે; ઋતુ–મહિના–પક્ષ–અહોરાત્ર કાલાત્મક છે; અને એ એમાં ( અવકાશ-કાળમાં, 'સ્પેઇસ–ટાઇમ કંટિન્યૂઅમ'માં ) નક્ષત્રો અને નિહારિકાઓ વિશ્વનું ઘટક દ્રવ્ય છે, જડતત્ત્વરૂપ ઉપાદાન છે.

ઉપનિષદની રહસ્યગંભીર વાણી આગળ વધે છે: 'રેતી ( એ અશ્વના પેટમાં રહેલું ) અર્ધું પચેલું અન્ન છે; નદીઓ એની નસો અને શિરાઓ છે; પર્વતો એનું કાળજું અને બરોળ ( અથવા ફેફસાં ) છે; ઔષધિઓ અને વનસ્પતિઓ એનાં વાળ અને રૂંવાડાં છે.' વિશ્વ-શક્તિરૂપ અશ્વ જે કંઈ ખાય છે તે તો એનું પાચન કરવા માટે જ, એટલે કે ઉત્ક્રાંતિમાં જડતત્ત્વને આગળ લઈ જવાને તૈયાર કરવા માટે જ છે. પરંતુ જડતત્ત્વનો જે કઠણમાં કઠણ અને ન પચી શકે, ન તૈયાર થઈ શકે એવો ભાગ હોય તેને અહીં રેતી તરીકે બતાવવામાં આવ્યો છે. પણ 'ન પચી શકે'નો અર્થ એ નથી કે એની ઉત્ક્રાંતિ કે વિકાસ કદી પણ નહિ જ થાય, એની અંદરથી જીવનનું અને ચેતનાનું પ્રાકટ્ય કદી પણ નહિ જ થાય. એનાથી ઊલટું જ, જે દ્રવ્યનો હમણાં વિકાસ ન થઈ શકે એમ હોય તેને પણ પરમાત્માની શક્તિ આગળ વધારવાનો પ્રયાસ તો કરે જ છે. અને એ રીતે એ અર્ધું પચેલું અન્ન ( જડતત્ત્વ અથવા ખોરાક ) છે. નદીઓ પાણીના પ્રવાહો છે, જે જડતત્ત્વની ઘનતા અને ઘટ્ટપણાને નરમ બનાવે છે; એ છે નસો અને શિરાઓ, અને તેમના દ્વારા પ્રાણમય રુધિરનું વહન થાય છે. એ નદીઓના ઉદ્‌ગમસ્થાનરૂપ પર્વતો એ અશ્વનાં કાળજું અને

# માંડૂક્ય ઉપનિષદ અને વરુણ

બીજાં બધાં ઉપનિષદો કરતાં ટૂંકું પણ અત્યંત રહસ્યમય એવું આ ઉપનિષદ અથર્વવેદનું ઉપનિષદ છે. બધાં જ ઉપનિષદો બ્રહ્મવિદ્યાના ગ્રંથો છે. બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કરવાની દરેકની પદ્ધતિ જુદી જુદી છે અને દરેકનું દૃષ્ટિબિંદુ પણ જુદું જુદું છે. ઇશ ઉપનિષદ મેટાફિઝિકલ પદ્ધતિ સ્વીકારે છે, કેન સાઇકોલોજિકલ અથવા મનોવૈજ્ઞાનિક છે, કઠ પરલોકનું જ્ઞાન આપીને તેના દ્વારા મૂળ વાસ્તવિકતા પ્રત્યે કેવી રીતે જવાય તેનું દર્શન કરાવે છે, મુંડક કર્મ દ્વારા પરમ તત્ત્વ પ્રત્યે જવાની રીતનો ઉલ્લેખ કરે છે, જ્યારે માંડૂક્ય આત્માનું ઓંકારરૂપે પ્રતિપાદન કરીને ચેતનાની વિવિધ અવસ્થાઓ દ્વારા પરમ ચેતનાને કેવી રીતે પહોંચાય તેની વાત કરે છે.

ઉપનિષદો માનવની વાણીમાં રચાયેલાં અને માનવનાં ચિંતનોને દર્શાવનારાં લખાણો નથી, પરંતુ એ બંનેથી પર રહેલી ચેતનાની અનેક ભૂમિકાઓમાંથી માનવ-મનની અંદર નીચે ઊતરી આવનારી સ્ફુરણાઓને એ સ્ફુરણા દ્વારા જ પ્રગટ થનારી વાણીમાં અભિવ્યક્ત કરનારા ગ્રંથો છે. ઉપનિષદનો લેખક નથી હોતો પણ એનો દ્રષ્ટા હોય છે. વેદનાં સૂક્તોની બાબતમાં પણ તેમ જ છે. ચેતનાની કોઈ ઊર્ધ્વ અવસ્થામાં માનવ-અંતરાત્માને જે સત્યનું દર્શન થાય તે એ માનવ દ્વારા એ જ ભૂમિકાની સ્વયંભૂ વાણીરૂપે બહાર અભિવ્યક્ત બને છે. પણ કેટલીક વખત ઉપનિષદના સત્યનો સાક્ષાત્કાર એના દ્રષ્ટાને કોઈક અમુક દેવની સહાયથી પણ થાય છે. માંડૂક્યની બાબતમાં આમ બન્યું

આનંદ અને વચ્ચે શક્તિ: ચિત્–શક્તિ–આનંદ; પરંતુ બે બાજુએ રહેલાં અને ફેલાયેલાં એવાં એ બે એને સર્વ બાજુથી વીંટાઈ વળે છે અને એકબીજામાં ભેગાં મળી જાય છે; આનંદ અને ચેતના બંને પ્રાકટ્યમાં ભિન્ન બનતાં હોવા છતાં મૂળમાં તો અભિન્ન જ છે; અને પ્રાકટ્યમાં પણ આખરે તો અભિન્ન બનવાનાં જ છે. પૂર્વ સમુદ્ર અને અપર સમુદ્ર, ચેતના તેમ જ આનંદના બે સમુદ્રો છે; ( વિદ્વાનોના મતે બંગાળાનો ઉપસાગર અને અરબી સમુદ્ર છે; ) મહિમા એટલે મહત્તા, વિસ્તાર; પરંતુ 'મહત્' અને 'મહસ્' શબ્દો વિશાળતાની સાથે જ્યોતિના પણ વાચક છે; જ્યાં જ્યાં જ્યોતિ છે ત્યાં ત્યાં વિશાળતા છે, ત્યાં ત્યાં મહિમા છે; જ્યાં જ્યાં અંધકાર છે ત્યાં ત્યાં સંકુચિતતા છે, ત્યાં ત્યાં અલ્પતા છે, લઘુતા છે.

આથી પણ વધુ ગહન પ્રતીકો ઉપનિષદના આ ખંડની છેલ્લી કંડિકામાં આવે છે: 'એ ( ઘોડો ) હય બનીને દેવોને લઈ આવ્યો, વાજી બનીને ગંધર્વોને વહી લાવ્યો, અર્વા બનીને અસુરોને અને અશ્વ બનીને મનુષ્યોને.' હય, વાજી, અર્વા અને અશ્વ એ ચારે શબ્દો ઘોડાના જ પર્યાયો છે, પરંતુ એ દરેકનો અર્થ જુદો જુદો છે. ઘોડાના અનેક પ્રકારો છે: કેટલાક ઘોડા લડાઈમાં હુમલો કરવા માટે કામમાં આવે છે અને તેમને હય ( અંગ્રેજીમાં, 'ચાર્જર' ) કહેવામાં આવે છે; આ શબ્દ હિ–હયતિ–આગળ વધવું એ ધાતુ પરથી અથવા હિ–હિનોતિ–પ્રેરવું, ધસવું એ ધાતુ પરથી આવ્યો છે. બીજા કેટલાક ઘોડા ખૂબ જ બળવાન અને વીર્યવાન હોઈ તેઓ વછેરાઓ ઉત્પન્ન કરવાના કામને લાયક છે અને તેમને વાજી ( અંગ્રેજીમાં, 'સ્ટેલિયોન' અથવા 'સ્ટડ–હોર્સ' ) કહેવામાં આવે છે; 'વાજી' શબ્દ વજ્–બળવાન હોવું એ ધાતુ પરથી આવ્યો છે; ( સરખાવો, 'વાજીકરણ' શબ્દ. ) ત્રીજા પ્રકારના ઘોડા શરતમાં દોડવાને અથવા શિકાર પાછળ પડવાને માટે લાયક અને ખૂબ જ ઝડપી હોય છે અને તેઓ અર્વા નામે ઓળખાય છે; (અંગ્રેજીમાં તેમને 'કોર્સર' કહેવાય છે;) 'અર્વા' શબ્દ

આઠ કે બાર કે અસંખ્ય પુત્રોમાંનો એક છે. વરુણ, મિત્ર, ભગ અને અર્યમા એ ચાર સમ્રાટો પણ એ નિઃસીમ ચેતનારૂપ અદિતિના જ પુત્રો છે, પરંતુ તેમનામાં વરુણનું એક વિશિષ્ટ સ્થાન છે. 'વરુણ' શબ્દ 'વૃ' ધાતુ ઉપરથી સિદ્ધ થયો છે. 'વૃ' એટલે ઢાંકવું, આચ્છાદન કરવું, જેના પરથી વૃત્ર શબ્દ પણ આવ્યો છે. વરુણ અને વૃત્ર બંને આમ તો 'ઢાંકનારા' જ છે, પરંતુ એ બેની વચ્ચે આસમાન–જમીનનો ફરક છે; કદાચ એના કરતાં પણ વધારે મોટો ફરક છે. કેમકે આસમાન અથવા સ્વર્ગ મનોમય ભૂમિકા છે અને જમીન અથવા પૃથ્વી અન્નમય અથવા ભૌતિક ભૂમિકા છે, જ્યારે વૃત્ર (કે વૃત્રાસર કે અહિ) જડનત્વની પણ જનની એવી અચિત્ કે અચેતનામાં નિવાસ કરે છે અને પોતાની આસુરી શક્તિથી, પોતાની નિમ્ન અને અદિવ્ય માયાથી એ *અચિત્ના ઊંડાણોમાં પડેલાં દિવ્ય તત્ત્વોને ઢાંકી રાખીને ઉત્ક્રાંતિમાં* તેમનો આવિર્ભાવ થતો અટકાવે છે. પરંતુ વરુણ અદિતિ અથવા નિઃસીમ ચેતનાના પુત્રરૂપ વૈશ્વિક અસ્તિત્વ (Casmic Existence) છે, અફાટ વિશાળતા છે.

વરુણને પુરાણોમાં સમુદ્રનો દેવ ગણ્યો છે. ગ્રીક દેવ ઓરાનોસ પણ સમુદ્રનો જ દેવ છે. અને એ ગ્રીક શબ્દ પણ 'વરુણ'ના જેવો જ શબ્દ છે અને કદાચ એ બંને મૂળ એક જ હિંદી–યુરોપીય ભાષામાંથી આવ્યા હશે. પરંતુ વરુણ સમુદ્ર ઉપરાંત આકાશનો પણ દેવ છે, કદાચ એ આકાશ પોતે જ છે. આકાશનો ઘૂમટ આખા વિશ્વનાં બધાં તારામંડળોને આવરી લેતો હોઈ એ વરુણ (આવરનારો, ઢાંકનારો) છે; એની અંદર જ આખા વિશ્વનું અસ્તિત્વ સમાયેલું છે. વૃત્ર જેવી રીતે અચિત્ની અંદર રહેલાં વિશ્વબીજને આવરે છે તેવી રીતે વરુણ બ્રહ્માંડના અસ્તિત્વને પોતાની અંદર આવરે છે. વરુણને સમુદ્રનો તેમ જ આકાશનો દેવ ગણવામાં આવ્યો છે કેમકે સમુદ્ર તેમ જ આકાશ બંને વિશાળતાનાં સ્વાભાવિક પ્રતીકો છે. અસ્તિત્વની વિશાળતાનો ખ્યાલ જ્યારે આપણે 'આકાશ જેટલું વિશાળ' કે 'સમુદ્ર જેટલું

તેમને વિશ્વાતીત પરમતત્ત્વમાંથી અવક્રાંતિમાં નીચે વહી લાવવાનું કાર્ય પ્રભુની જે શક્તિ કરે છે તે ઘોડો 'અર્વા' છે.

આ ત્રણ–હય, વાજી અને અર્વા,–શક્તિઓ અવક્રાંત્યાત્મક છે અને પરમાત્મામાંથી ભૌતિક જગતના પ્રાકટ્ય પહેલાં બહાર આવી છે. પણ અશ્વ નામની શક્તિ ઉત્ક્રાંતિમાં પ્રગટ થયેલી છે અને એની ટોચ પર મનુષ્ય અભિવ્યક્ત બન્યો છે. ખુદ 'અશ્વ' શબ્દ જ એની આ ઉત્ક્રાંત્યાત્મકતાનો ઉલ્લેખ કરે છે: એ શબ્દની વ્યુત્પત્તિ યાસ્કાચાર્ય આમ આપે છે: 'અશ્નુતે અધ્વાનં વ્યાપ્નોતિ, મહાશનો વા ભવતિ ઇતિ અશ્વઃ,' 'માર્ગ ઉપર આગળ વધે છે, અથવા તો ખૂબ ખાય છે તેથી એને અશ્વ કહેવાય છે.' 'અશ્' ધાતુના બે અર્થ છે: વ્યાપવું અને ખાવું (ભોગવવું), અને આ બંને અર્થો યાસ્કાચાર્યે 'અશ્વ'ની વ્યુત્પત્તિમાં સ્વીકાર્યા છે; માર્ગ ઉપર આગળ વધવાનો અર્થ છે વિશ્વની ઉત્ક્રાંતિના પંથ પર પ્રગતિ કરવી અને ખૂબ ખાવાનો અર્થ છે એ ઉત્ક્રાંતિરૂપ પ્રગતિમાં અનેક વસ્તુઓને મેળવતાં જવું અને ભોગવતાં જવું,—આગળ વધવું અને વિશાળ બનવું.

આ 'અશ્વ' શબ્દ બીજા પણ અનેક ધાતુઓ પરથી ઉપનિષદોએ સિદ્ધ કરી બતાવ્યો છે, પણ અહીં એ બધી વ્યુત્પત્તિઓ બતાવવાનું અને તેમની અદ્ભુતતા સમજાવવાનું વિસ્તારભયને કારણે પડતું મૂકવું પડે છે.

હવે એક છેલ્લા વાક્યમાં ઉપનિષદ આપણને કહે છે: 'એ અશ્વનો સમુદ્ર જ બંધુ છે, સમુદ્ર જ એની યોનિ છે.' ઘોડાને માટે સંસ્કૃતમાં 'સિન્ધુજઃ' શબ્દ જાણીતો છે. પ્રતીકાત્મક અર્થમાં સમુદ્ર સત્–ચિત્–આનંદરૂપ પરમાત્માના પહેલા સત્–તત્ત્વ અથવા અસ્તિત્વનો વાચક છે અને એ સત્ જ એની યોનિ અથવા ઉદ્ભવસ્થાન છે.

આમ આ અશ્વ પરમાત્માની જગતરૂપે અને જગતમાં અભિવ્યક્ત થતી શક્તિ છે અને અશ્વમેધ પરમાત્માએ કરેલો યજ્ઞ છે. અને એનું જ અનુસરણ કરીને મનુષ્ય પણ એવો જ અશ્વમેધ યજ્ઞ કરે છે અને એના દ્વારા પોતે સ્વરાટ્ અને સમ્રાટ બને છે.

વૃષ્ટિ સાથેનો અને પર્જન્ય તેમ જ મરુતો સાથેનો સંબંધ સુંદર રીતે બતાવવામાં આવ્યો છે. જગતમાં પ્રવર્તી રહેલા નિયમો અને વ્યવસ્થિતતાને વેદમાં ઋત કહેવામાં આવે છે. એ ઋત ઉપરથી જ ઋતુ શબ્દ પણ આવ્યો છે. ઋતુ એટલે કાળના ક્રમમાં નિયમિત રીતે થનારા વાતાવરણના ફેરફારો. શિશિર, હેમંત, વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ એ છ ઋતુઓ છે. સંવત્સર અથવા વર્ષમાં એ છનો સમાવેશ છે. 'વર્ષ' શબ્દ વર્ષાનો (વરસાદનો) વાચક છે. વેદકાળમાં કોઈ પણ એક ઋતુના આરંભથી સંવત્સરનો આરંભ ગણાતો. વર્ષાથી આરંભાતો સંવત્સર 'વર્ષ' કહેવાતો. એટલા માટે તો 'શતં જીવ શરદઃ', 'શતં હિમાઃ', જેવાં વાક્યો આપણને વૈદિક સાહિત્યમાં મળે છે. આ બધી ઋતુઓ અને તેમને નિયમનારા ઋતના કાયદાઓ વરુણે ધારણ કરેલું 'વ્રત' છે, જેને લીધે વરુણ 'ધૃતવ્રત' છે. બધી ઋતુઓમાં વરસાદની ઋતુ સૌથી વધારે અગત્ય ધરાવે છે કેમકે વૃષ્ટિવડે પૃથ્વી પર જીવનનો આવિર્ભાવ થાય છે. વળી વૃષ્ટિવડે જ અંતરાત્માઓ પરલોકમાંથી પૃથ્વી પર નવો જન્મ ગ્રહણ કરવા માટે આવે છે. અને એ વૃષ્ટિ ઉપર વરુણનું શાસન છે.

વર્ષાઋતુ આવે છે એટલે જળાશયોમાં તેમ જ વરસાદથી ભરેલાં ખાબોચિયાંમાં પણ દેડકાં ખૂબ મોટી સંખ્યામાં પાકે છે. દેડો કદાચ વરુણનું વાહન છે. 'મંડૂક' શબ્દ 'મણ્ડ'—સુશોભિત કરવું એ ધાતુ ઉપરથી આવ્યો છે. 'मण्डयति वर्षासमयमिति मण्डूकः'—'વર્ષાસમયનું મંડન કરે છે એટલે 'મંડૂક'—અને મંડૂકને લગતું તે માંડૂક્ય.

મંડૂક અથવા દેડકાની બે વિશિષ્ટતાઓ છે. એક છે તેમનો નિરંતર થતો 'ડ્રાઉં ડ્રાઉં' અવાજ. ચોમાસામાં રાતને વખતે બધાં દેડકાં એક સામટાં બિલકુલ અટક્યા વિના એવો અવાજ કરે છે. બીજી વિશિષ્ટતા છે તેમનું ચારે પગે કૂદવું. બીજાં જનાવરોની જેમ તેઓ પોતાના પગનો ઉપયોગ ચાલવામાં કરતાં નથી પણ કૂદવામાં કરે છે. દરેક કૂદકો મારતી વખતે એ પોતાના ચારે પગ સંકેલી લઈ ને પછી કૂદે છે.

છે. એના દ્રષ્ટા કોણ હતા તે તો આપણે જાણતા નથી. કદાચ બૃહદારણ્યક (૬. ૫. ૪.)માં બતાવેલા માંડૂકાયનિ ઋષિ આ ઉપનિષદના દ્રષ્ટા હોય એ સંભવિત છે. 'समानमा सांजीवीपुत्रात्, सांजीवीपुत्रो माण्डूकायने :, माण्डूकायनिः माण्डव्यात्...!' આ મંત્રમાં બે નામો, માંડૂકાયનિ અને માંડવ્ય, 'મંડૂ' ધાતુ ઉપરથી સિદ્ધ થયેલાં છે. માંડવ્ય તો એક ખૂબ જાણીતા ઋષિનું નામ છે, જેમને શૂળી પર ચઢાવવામાં આવ્યા હતા અને છતાં જીવતા રહ્યા હતા. આમ માંડૂક્યના દ્રષ્ટાને તો આપણે નથી જાણતા, પણ પ્રાચીન પરંપરા અનુસાર, એનો સાક્ષાત્કાર કરાવનાર વરુણદેવ હતા અને એમણે 'મંડૂક' અથવા દેડકાનું રૂપ ધારણ કરીને આ ઉપનિષદ્ ખુલ્લું કર્યું છે એમ જાણવા મળે છે. 'માંડૂક્ય' નામ પડવાનું પણ આ જ કારણ છે.

આજના બુદ્ધિવાદના જમાનામાં કોઈ પણ પ્રાણી અને તે પણ દેડકા જેવું તદ્દન ક્ષુદ્ર પ્રાણી ઉપનિષદ જેવા મહાન લખાણને દર્શાવી શકે એ કોઈને પણ ગળે ઊતરે એવી વાત નથી. વળી વરુણ જેવા દેવ,– જો દેવોનું અસ્તિત્વ આપણે કદાચ સ્વીકારી લઈએ તો પણ,– દેડકાનું સ્વરૂપ લઈ શકે એ તો કદી પણ સ્વીકારી શકાય નહિ.

પરંતુ જેમ બધા જ પ્રાચીન ગ્રંથોની બાબતમાં બનતું આવ્યું છે તેમ અહીં પણ જ્યાં જ્યાં આવી અકલ્પ્ય ઘટનાઓનો ઉલ્લેખ હોય છે ત્યાં હંમેશ કોઈ અત્યંત ઊંડાં પ્રતીકો તેમાં સમાયેલાં હોય છે વરુણનો માંડૂક્ય ઉપનિષદ સાથેનો સંબંધ અત્યંત ઘનિષ્ઠ છે અને દેડકાનો સંબંધ પણ એ ઉપનિષદ સાથે પ્રતીકરૂપે એટલો જ ઘનિષ્ઠ છે. પણ એ બધું સમજવા માટે વરુણનું વૈદિક પ્રતીકાત્મક સ્વરૂપ સમજવું આવશ્યક છે.

વેદમાં જે દેવોના ઉલ્લેખ આવે છે તે બધાની કક્ષા એકસરખી નથી હોતી. ઇંદ્ર દેવોમાં મુખ્ય છે અને સ્વર્ગનો અધિષ્ઠાતા છે, પરંતુ વરુણ ચાર સમ્રાટોમાંના એક છે. ઇંદ્ર જ્યોતિર્મય મનનો દેવ છે અને એ અદિતિ અથવા નિઃસીમ ચેતનાના 'આદિત્ય' નામના સાત કે

'આદિત્ય અથવા સૂર્યમાંથી વૃષ્ટિ જન્મે છે, વૃષ્ટિમાંથી અન્ન અને અન્નમાંથી જાતજાતની પ્રજા ઉત્પન્ન થાય છે.'

વર્ષાઋતુની ઉપર વરુણનું વર્ચસ્વ હોઈ જગતમાં જીવનના પ્રાકટ્યને માટે એ વરુણ જ જવાબદાર છે. તે ઉપરાંત ઉપનિષદોમાં પણ આપણને કહેવામાં આવે છે કે મૃત્યુ બાદ પરલોકયાત્રા પૂરી કરીને અંતરાત્માઓ જ્યારે ફરી પાછા પૃથ્વી પર આવે છે ત્યારે તેઓ આ વાદળ–વરસાદરૂપે જ પૃથ્વી પર પાછા ફરે છે.

'ते चन्द्रं प्राप्यान्नं भवन्ति...अथेममेवाकाशमभिनिष्पद्यन्त आकाशाद्वायुं वायोर्वृष्टिं वृष्टेः पृथिवीं, ते पृथिवीं प्राप्यान्नं भवन्ति...।' (બૃહદારણ્યક ૬.૨.૧૬); 'तस्मिन् यावत्संपातमुषित्वाऽथैतमेवाध्वनं पुनर्निवर्तन्ते यथेतमाकाशाद्वायुं, वायुर्भूत्वा धूमो भवति, धूमो भूत्वाऽभ्रं भवति। अभ्रं भूत्वा मेघो भवति, मेघो भूत्वा प्रवर्षति त इह व्रीहियवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्ते' (છાંદોગ્ય ૫.૧૫.૫–૬).

આમ વર્ષાઋતુ વ્યક્તિગત અંતરાત્મા તેમ જ સમષ્ટિગત જીવન એ બંનેના આવિર્ભાવનું કારણ અથવા નિમિત્ત છે અને તેથી વરુણ કે જે વૈશ્વિક અસ્તિત્વ છે તે આ વર્ષાઋતુના સાધનનો ઉપયોગ કરી પોતાના સ્વરૂપનો જ આમ બેવડા રૂપમાં વિસ્તાર કરે છે. માંડૂક્ય ઉપનિષદ ઓંકારનું ઉપનિષદ છે અને ઓંકારનું સ્વરૂપ પોતાની અંદર પરાત્પર (વિશ્વાતીત) તેમ જ વિશ્વાત્મક સ્વરૂપોના બ્રહ્મનું ધારણ કરે છે, અથવા તો એ ઓંકાર બંને રૂપના બ્રહ્મ કે આત્માનું ભેગું પ્રતીક છે. વળી ઓંકાર નાદ બ્રહ્મ છે અને દેડકાનો નાદ એ ઓંકારના નાદનું એક ઉદાહરણ પૂરું પાડે છે.

જેવી રીતે દેડકાના ચાર પગ છે તેવી જ રીતે આત્મા (અથવા બ્રહ્મ) પણ માંડૂક્ય ઉપનિષદમાં 'ચતુષ્પાદ'—ચાર પગવાળો બનાવવામાં આવ્યો છે. જ્યારે આત્મા અથવા બ્રહ્મ પરાત્પર કે વિશ્વાતીત અવસ્થામાં હોય છે ત્યારે એના ચારે પગ સંકોચાયેલા હોય છે. જ્યારે

વિશાળ' કહીએ છીએ ત્યારે બરાબર આવી જાય છે. પણ તે ઉપરાંત વરુણને સાગરનો દેવ ગણવાનું બીજું પણ એક પ્રયોજન છે. વેદની અંદર અસ્તિત્વને પાણીરૂપે અથવા સમુદ્રરૂપે વર્ણવવામાં આવ્યું છે, તેમ જ વિશ્વની ઉત્પત્તિ પણ સમુદ્ર અથવા પાણીમાંથી બતાવવામાં આવી છે. આને વિશ્વાત્મક પાણી ( કૉસ્મિક વૉટર્સ ) અથવા 'આપઃ' કહેવામાં આવે છે. એ પાણીની અંદર બ્રહ્માંડોની ગતિ છે. બ્રહ્માંડો એની અંદર વહાણોની જેમ તરી રહ્યાં છે. આ પાણી ઉપર વરુણનું સામ્રાજ્ય છે.

વરુણને વેદમાં સમ્રાટ ગણ્યો છે અને એના શાસન નીચે આખું વિશ્વ રહે છે એમ કહેવામાં આવ્યું છે. એના ઘડેલા નિયમો અને કાયદાઓ બધાં ઉપર પ્રવર્તે છે. વિશ્વ એને આધીન છે. એ એક અત્યંત બળવાન દેવ છે, એટલે તો એને 'અસુર' (અસુ-ર—પ્રાણમય શક્તિથી ભરપૂર) એવો ખિતાબ આપવામાં આવ્યો છે. કાયદાઓ ઘડનારો અને તેમને પ્રવર્તાવનારો પણ એ જ છે, એટલે એને 'ધૃતવ્રત' (વ્રત અથવા કાયદાઓને ધારણ કરનારો) કહેવામાં આવે છે. વિશ્વના અસ્તિત્વને ચાલુ ટકાવી રાખવાની જવાબદારી એની છે. એ જવાબદારી અદા કરવા માટે પ્રાણ(અથવા જીવન)ના પ્રવાહોને વહાવવાનું કામ એનું છે. વૃષ્ટિ જીવનનું સ્થૂલ વાહનછે. માટે વરસાદ વરસાવવાનું કામ પણ એને આધીન છે. આમ તો વરસાદના દેવ ઇંદ્ર અને પર્જન્ય છે અને વાદળને ઘડનારા તેમ જ લઈ આવનારા તોફાનના દેવો મરુતો છે, પણ એ બધા તો સમ્રાટ વરુણના હાથ નીચેના 'અમલદારો છે.

સમુદ્ર અને આકાશ,–વરુણના સામ્રાજ્યના બે વિભાગો,– વરસાદને માટે અગત્યનાં અંગો છે. સમુદ્રનું જળ સૂર્યપ્રકાશથી શોષાવું અને આકાશની અંદર તેમાંથી વાદળોનું ઘડાવું એ બને વરુણદેવના ઘડેલા નિયમો અનુસાર થાય છે. વરુણના આ કાર્યને માટે વેદોમાં અનેક મંત્રો છે. ( દા. ત. અથર્વવેદ ૪. ૧૫. ૧૧, ૧૨; ઋગ્વેદ ૫. ૬૨. ૧-૬; વગેરે. ) એ મંત્રોની અંદર વરુણનો

ગોમાયુ અને અજમાયુ, પૃશ્નિ અને હરિત એવા ચાર પ્રકારના દેડકાઓએ અમને વસુ અથવા ધન આપ્યું એમ અહીં કહેવામાં આવ્યું છે. એ ચારનો વાચ્યાર્થ તો અનુક્રમે છે: ગાયની જેમ બરાડનારું, બકરીની જેમ બરાડનાર, વિવિધ રંગનો અને સોનેરી રંગનો. પરંતુ પ્રશ્ન એ છે કે દેડકા ધન કેવી રીતે આપી શકે ? વળી બીજી લીટીમાં તો દ્રષ્ટા કહે છે: 'દેડકાઓએ તો સેંકડો ગાયો આપી અને હવે હજારની પ્રાપ્તિને માટે અમારું આયુષ્ય તેઓ લંબાવે છે.' એ સ્પષ્ટ છે કે વસિષ્ઠ ઋષિ અહીં કંઈક જુદી જ વાત કરી રહ્યા છે અને તે આ છે: ગોમાયુ એટલે ગાય અથવા ચેતનાના કિરણને માપી કાઢનાર; અજમાયુ એટલે અજન્મા એવો જે આત્મા તેને માપી કાઢનાર અથવા જગતની અંદર આવિર્ભૂત કરનાર; પૃશ્નિ એટલે સાત રંગથી યુક્ત,–સત્, ચિત્, આનંદ, વિજ્ઞાન, મન, પ્રાણ અને જડતત્ત્વ એ સાત ભૂમિકાઓ ઉપરનાં સાત દ્રવ્યના વિવિધરંગોથી યુક્ત; અને હરિત એટલે સુવર્ણમય કે જ્યોતિર્મય.– આ છે ચાર પ્રકારના દેડકા, જેમણે વસુ અથવા 'નિવાસસ્થાન રચવા માટે યોગ્ય એવી સાધનસંપત્તિ કે સામગ્રી' આપી. જો દેડકા ખરેખર માત્ર સ્થૂલ પ્રાણી જ હોય તો તેઓ સો ગાયો આપી જ કેવી રીતે શકે ? પરંતુ, આ તો પ્રતીકરૂપ દેડકા છે અને તેમણે ગાયો, એટલે કે આંતર ચેતનાનાં સો–સો કિરણો તો આપ્યાં, પરંતુ હજી પણ તેમની ઉદારતા પૂરી થઈ નથી. તેઓ તો દ્રષ્ટાના આયુષ્યને હજાર કિરણોની પ્રાપ્તિને માટે, સહસ્રસાવે, લંબાવે છે.

આ બધું બતાવે છે કે 'દેડકા' કોઈ અદ્ભુત સત્ત્વો કે શક્તિઓ છે અને માનવ અંતરાત્માને ઊંચે દિવ્ય ચેતનામાં લઈ જવા માટે સહાયક બને છે. માંડૂક્ય ઉપનિષદ્ વરુણનું એટલે કે વિશ્વાત્મક અસ્તિત્વનું ઉપનિષદ છે અને દેડકાનું અર્થાત્ ચાર પગે કૂદકા મારતા અને નાદ-બ્રહ્મનું રટણ કરતા કોઈ દિવ્ય આત્માનું ઉપનિષદ છે.

———

હોય ત્યારે એનો નિર્ણય આપમેળે જ, જાણે કે અંદરથી કોઈ કહેતું હોય તેમ આવી જાય છે. અને આવાં નિરાકરણો કંઈ હંમેશ માત્ર અત્યંત અસાધારણ પ્રશ્નો કે મુશ્કેલીઓની બાબતમાં જ થાય છે એવું નથી. જીવનની તદ્દન સામાન્ય ઘટનાઓમાં પણ આવું બને છે. આવા નિર્ણયો અથવા ઉકેલો શાનાવડે પ્રાપ્ત થાય છે તે વિષે સાધારણ માણસ કશું જાણતો નથી. માત્ર, જ્યારે એવી રીતે સ્ફુરેલા ઉકેલોને એ અનુસરે છે ત્યારે તેનાં પરિણામો પોતાની ઈચ્છા અનુસારનાં આવતાં હોઈ એને ખુશાલી ઊપજે છે.

વળી કેટલાક માણસોને એવું લાગ્યા કરતું હોય છે કે જાણે કોઈ અજ્ઞાત શક્તિ અથવા અદૃશ્ય વ્યક્તિ હંમેશ તેનું રક્ષણ કરે છે અને ખાસ કરીને વિકટ પ્રસંગોમાં તેને દોરવણી આપે છે. એ કઈ શક્તિ અથવા વ્યક્તિ છે તેની તેમને ઘણે ભાગે ખબર હોતી નથી, પણ એ તેમનું ભલું ઈચ્છનારી છે અને સહાયક છે એટલું તો તેઓ જાણે છે. ઘણા માણસો તો માત્ર એમ જ કહે છે કે 'ભગવાને મને સહાય કરી,' અથવા 'ઈશ્વરે જ મને આ મુશ્કેલીમાંથી બચાવ્યો,' કારણ કે આવી રીતે સહાય આપનારી કોઈ શક્તિ કે વ્યક્તિ છે એમ તેઓ જાણતા હોતા નથી. સામાન્ય ઇંદ્રિયજ્ઞાન કે બુદ્ધિથી જે ન સમજાય એવું હોય તે બધું જ તેઓ ભગવાન પર આરોપિત કરી દેતા હોય છે.

કેટલાક માણસોના જીવનમાં તો આવી અલૌકિક સહાય એટલી વારંવાર થતી હોય છે કે તેમને એવી સહાય પ્રત્યે અમુક પ્રકારનો વિશ્વાસ બેસી જાય છે અને એ વિશ્વાસ પર આધાર રાખી તેઓ ખાતરીપૂર્વક પોતાનાં કાર્યોમાં આગળ ધપ્યે જાય છે: 'હિંમતે મર્દા તો મદદે ખુદા' એ જ તેમનું જીવનસૂત્ર બની જાય છે.

ત્યારે આ શું ભગવાન પોતે જ સહાય કરે છે? કે પછી એવી કોઈ શક્તિઓ કે વ્યક્તિઓ આપણી નિકટ રહેલી હોય છે કે જેઓ આવી રીતે આપણા જીવનમાં આટલી બધી અસર નિપજાવતી હોવા

એ વિશ્વની અંદર કૂદે છે ત્યારે એ 'મંડૂકપ્લુતિ'–દેડકાની જેમ કૂદકો મારે છે. તે ઉપરાંત, જગતમાં પ્રગટેલો અંતરાત્મા પોતાના મૂળ સ્વરૂપને પહોંચવા માટે પ્રયત્ન કરે છે ત્યારે એ પણ કૂદે છે,–બરાબર દેડકાની જેમ જ, પોતાના ચારે પગ સંકેલી લઈને. બરાબર આ જ વાત આપણને અથર્વવેદનો એક મંત્ર કહી બતાવે છે:

उप प्र वद मण्डूकि वर्षमावद तादुरि ।
मध्ये हृदस्य प्लवस्व विगृह्य चतुरः पदः ॥

(અથર્વવેદ ૪.૧૫.૧૪) 'હે દેડકી! વધારે પાસે આવીને તું જોરથી બોલ. હે નાનકડી દેડકી! તું વૃષ્ટિને સારી રીતે બોલાવ. તળાવની (મૂળમાં, 'હ્રદ'ની) મધ્યમાં તું તારા ચારે પગને સંકોચી લઈને કૂદ.' હ્રદ અથવા હ્લદ શબ્દ સંસ્કૃતમાં તળાવનો વાચક છે. પરંતુ હ્રદ શબ્દ હૃદ્ અથવા હૃદયનો પણ પર્યાય છે અને તેથી એનો હૃદય એવો પણ અર્થ આ મંત્રમાં વ્યંજના વૃત્તિ દ્વારા ઉઠાડવામાં આવ્યો છે. 'હે દેડકી! તું હૃદયની વચમાં કૂદ.' જો આપણે હ્લદ શબ્દ લઈએ તો તે હ્લાદઃ અથવા આહ્લાદનો પર્યાય છે, અને તે અનુસાર 'હે દેડકી! તું આહ્લાદની વચમાં કૂદ' એમ આ ચરણનો અર્થ થાય. જ્યારે આપણે માંડૂક્ય ઉપનિષદના મંત્રો ઉપર આવીશું ત્યારે આ હૃદય અથવા આહ્લાદ કે આનંદનું સ્વરૂપ વધારે સમજાશે, અને ચાર પગને સંકોચીને અથવા પાછા ખેંચી લઈને કૂદવાની વાત પણ સમજમાં આવશે.

દેડકા અને માંડૂક્ય ઉપનિષદ વચ્ચેનો આ વિષય આપણે સમાપ્ત કરીએ ત્યાર પહેલાં એક બીજી વાત આપણે આ દેડકાને માટે જોઈ લઈએ. ઋગ્વેદમાં એ જ વરુણદેવના દીકરા વસિષ્ઠ ઋષિનું એક સૂક્ત છે, જેની અંદર દેડકાની જુદી જુદી જાતો બતાવવામાં આવી છે, તેમાં ખાસ કરીને બે જાતો આપણું ધ્યાન ખેંચે એવી છે:

गोमायुरदात् अजमायुरदात् पृश्निरदाद्धरितो नो वसूनि ।
गवां मण्डूका ददतः शतानि सहस्रसावे प्र तिरन्त आयुः ॥

(ઋગ્વેદ ૭. ૧૦૩. ૧૦)

સંબંધ છે અને એ બેનો પરસ્પરનો આપ-લેનો વ્યવહાર સતત ચાલ્યા કરતો હોય છે. આપણે જે જગતને નજરે જોઈએ છીએ તે ઉપરાંત બીજાં અનેક સૂક્ષ્મ અદશ્ય જગતો આપણી આસપાસ રહેલાં છે અને આપણા દશ્યજગતની સાથે સંકળાયેલાં તેમ જ તેમાં ઓતપ્રોત બનેલાં છે. માનવની ચેતના હજી એટલી બધી વિકાસ પામી નથી કે જેથી તેને સામાન્યતઃ આ બધાં સૂક્ષ્મ જગતોનું ભાન થઈ શકે; પરંતુ કોઈ અસાધારણ સંજોગોમાં આપણી અંદર રહેલી શક્તિઓ સક્રિય બની જતાં આવાં જગતોનું અલપઝલપ દર્શન શક્ય બની જાય છે અને તેવે સમયે આપણને એવાં જગતોની હયાતીની ખાતરી થઈ જાય છે. આ બધાંનું વિસ્તૃત અને સ્પષ્ટ જ્ઞાન અત્યારે તો માત્ર યોગ દ્વારા જ શક્ય છે. જ્યારે સમસ્ત માનવજાતિનો વિકાસ અત્યારે છે તેના કરતાં વધુ આગળ વધ્યો હશે અને મનુષ્ય અંતર્મુખ બની પોતાની અંદરની ઊંડાણોને વધુ સમજતો થયો હશે ત્યારે આ જગતોને અને તેમની શક્તિઓ તેમ જ વ્યક્તિઓને આપણા દશ્ય જગતની જેમ જ, બલકે એથી પણ વધારે ખાતરીપૂર્વક જાણતો અને જોતો થયો હશે.

દુનિયાના દરેક દેશમાં અને દરેક કાળમાં આ અજ્ઞાત શક્તિઓ અને વ્યક્તિઓની માન્યતા પ્રચલિત હતી અને છે. આપણા દેશમાં પણ પ્રાચીનમાં પ્રાચીન સમયમાં,–ઠેઠ વેદના સમયમાં પણ,—આ જગતોનું જ્ઞાન હતું અને એ જ્ઞાન આજના દિવસ સુધી અખંડિતપણે આપણા લોકોમાં ચાલ્યું આવ્યું છે. વેદોમાં પણ ભૂત, પ્રેત વગેરે અવર યોનિઓ, અને યક્ષ, ગંધર્વ, અપ્સરા, દેવ વગેરે ઊંચી યોનિઓનાં વર્ણનો મળે છે. આ સર્વ યોનિઓ આપણે ઉપર કહ્યાં તે અદશ્ય જગતોની નિવાસીઓ છે. એ સર્વે જગતોનું દબાણ આપણા ઉપર સદાય હોય જ છે અને અન્નપાન, હવા, બહારનું વાતાવરણ, અન્ય માનવો, પ્રાણીઓ, વનસ્પતિઓ વગેરેના જેટલી જ અસર તેઓ આપણા ઉપર નિપજાવતાં હોય છે અને આપણાં જીવન તેમ જ મન તેમ જ ચેતનાને ઘડતાં હોય છે. મનુષ્ય માત્ર સ્થૂલ જગતની અસરોથી

## અજ્ઞાત શક્તિઓ અને માનવજીવન

પ્રત્યેક માણસના જીવનમાં એવા પ્રસંગો તો કોઈ ને કોઈ વાર આવ્યા જ હોય છે કે જ્યારે પોતાની સામાન્ય શકિતઓ ઉપરાંત કોઈ અજાણી શકિતઓ પણ કામ કરતી હોય એમ તેને જણાય છે. માણસ પોતાના સામાન્ય જીવનમાં પોતાની ઇંદ્રિયશકિતઓનો અને બુદ્ધિશકિતનો હંમેશ ઉપયોગ કરતો હોય છે અને એ બધી શકિતઓવડે જીવનની સારી નરસી પરિસ્થિતિઓમાંથી પસાર થતો હોય છે. એવા રોજિંદા જીવનમાં તો ઘણુંખરું કોઈ મનુષ્યથી જુદી અથવા પર રહેલી શકિતઓ કાર્ય કરતી હોય એવું એને લાગતું નથી. જાણે કે પોતે જ અને પોતાની સામાન્ય શકિતઓવડે જ બધું કામ કરતો હોય એમ જ એ સમજતો હોય છે. પરંતુ કોઈ ખાસ પ્રસંગો ઊભા થાય છે ત્યારે જ તેની આ કલ્પના અથવા સમજણ કેટલી ખામીભરી હતી તેનું એને ભાન થાય છે. કોઈ અતિમુશ્કેલ પ્રશ્ન અથવા કોયડો એની સમક્ષ આવી પડે છે ત્યારે એનું મન મૂંઝાય છે અને બુદ્ધિને કશો માર્ગ સૂઝતો નથી. જો એ મનુષ્ય શ્રદ્ધાળુ હોય તો આવી પરિસ્થિતિમાં એ પોતાના ઇષ્ટદેવની અથવા ભગવાનની સહાય પ્રાર્થે છે. કેટલીક વખત આવા મુશ્કેલ પ્રશ્નોનું નિરાકરણ રાત્રે સ્વપ્નમાં થઈ જાય છે અથવા તો જાગતાં હોઈએ ત્યારે પણ કોઈ ઓચિંતી સ્ફુરણા વડે થઈ જાય છે. ઘણી વખત જ્યારે આપણા મનમાં એવો પ્રશ્ન ઊભો થાય કે આ કરું કે તે કરું અને આપણી મતિ ન ચાલતી

મહાત્માઓ અને સંતો. એમનાં આધ્યાત્મિક અને યોગશક્તિમય સૂક્ષ્મ આંદોલનો દ્વારા મનુષ્યની અંદરની ચેતના ઉપર અતિ પ્રચંડ અસર થાય છે અને તેની પ્રસુપ્ત પડેલી શક્તિઓ જાગૃત બનતાં અનેક પ્રકારના અનુભવો, અગમચેતીઓ, દર્શનો, સાક્ષાત્કારો શક્ય બને છે.

ઉપર અત્યંત ટૂંકમાં વર્ણવી તે બધીય જાતની સૂક્ષ્મ, અજ્ઞાત અને અદૃશ્ય શક્તિઓનો એક ખૂબ મોટો પિંડ બને છે. દરેક માનવ એ મોટા શક્તિપિંડ અથવા શક્તિસમૂહથી સંપૂર્ણ રીતે બહાર અને અંદર વીંટળાયેલો અને ઓતપ્રોત છે. માત્ર એની સપાટી પરની ચેતના એના પ્રત્યે ગ્રહણશીલ (receptive) નથી એટલે એને જાણતી નથી. બહારથી અને અંદરથી એ શક્તિઓનું દબાણ તો સપાટી પરની ચેતના પર એકસરખું ચાલુ જ હોય છે પણ એ ચેતના અન્ય વ્યવસાયોમાં ગૂંથાયેલી હોય ત્યારે અને ત્યાં સુધી એના ઉપર એ ભાનપૂર્વકની અસર જન્માવી શકતું નથી. જ્યારે જ્યારે પણ એને જરા જેટલોયે મોકો મળી જાય છે ત્યારે ત્યારે એ દબાણ એ સપાટી-પરની ચેતના ઉપર પોતાની છાપ પાડવા સમર્થ થાય છે. ખાસ કરીને ઊંઘ દરમ્યાન અથવા સપાટી પરની ચેતનાની ટૂંકા કે લાંબા સમયની મૂર્છિત કે ગાફેલ અવસ્થા દરમ્યાન એ દબાણને એવો મોકો સાંપડે છે. આથી જ સ્વપ્નો દ્વારા અથવા તંદ્રાવસ્થાની કોઈ ઝાંખીઓ દ્વારા ઘણા મોટા ભાગનાં સૂચનો અને આગાહીઓ થવા પામે છે. આપણી સપાટી પરની ચેતનાની નક્કર દીવાલને ભેદવા માટે એ અવસ્થાઓ જ વધુ યોગ્ય સમય છે, કારણે કે આપણી જાગૃત અવસ્થામાં તો આપણે આપણા જીવનનાં કાર્યોમાં એટલાં તો મશગૂલ બની ગયેલા હોઈએ છીએ કે બીજી કશી અસરોને તેમાં પ્રવેશવાનું અથવા તેને ભેદવાનું અશક્ય નહિ તો યે ખૂબ મુશ્કેલ બની જાય છે.

પરંતુ આનો અર્થ કંઈ એમ નથી થતો કે જાગૃત અવસ્થા દરમ્યાન એ અદૃશ્ય શક્તિઓની અસર થઈ જ ન શકે, પણ માત્ર એ જ થાય છે કે સામાન્ય માણસને એ શક્તિઓનું જાગૃતમાં ભાન

છતાં આપણને અગોચર અથવા અજ્ઞાત રહેતી હોય છે? કે પછી આપણી પોતાની અંદર જ ખૂબ ખૂબ ઊંડાણમાં પડેલી અને હજી સુધી અજાણ એવી કોઈ શક્તિ કે ચેતના કે પ્રજ્ઞા જ આવી રીતે કામ કરી રહેલી હોય છે?

વસ્તુતઃ આ ત્રણે વિકલ્પો સાચા છે. પ્રત્યેક વ્યક્તિનું જીવન તે વ્યક્તિ જાણતી હોય કે નહિ, તો પણ ભગવાન જ ચલાવી રહ્યો છે અને વ્યક્તિને ક્રમે ક્રમે ઊંચે ને ઊંચે લઈ જવા પ્રયાસ કરતો હોય છે. પોતાની અજ્ઞાન અવસ્થાને કારણે જ્યારે વ્યક્તિ પોતાના સામાન્ય જીવનના નાના શા વર્તુલમાં ગૂંથાઈ જાય છે અને એ નાના વર્તુલને જ માત્ર પોતાનું ક્ષેત્ર માનતી બને છે ત્યારે તેની આંખો ખોલવા માટે અને તેના ઊર્ધ્વ માર્ગમાં તેને આગળ ધપાવવા માટે ભગવાન આવા ઉપાયો યોજે છે.

વળી, આપણી પોતાની અંદર પણ અનેક પ્રકારની શક્તિઓ છુપાઈને પડેલી છે અને તે બધી પણ આપણી ચેતનાને પોતાની તરફ ખેંચવા પ્રયાસ કરતી હોય છે. જે વસ્તુઓ આપણી બાહ્ય ચેતના સમજતી અથવા જાણતી નથી હોતી તે બધીને આપણી અંદરના ઊંડાણમાં રહેલી આ અજ્ઞાત શક્તિઓ જાણે છે. એ શક્તિઓ આપણી સપાટી પરની ચેતના પ્રત્યે પ્રેરણાઓ અને સ્ફુરણાઓને મોકલે છે અને એ દ્વારા કઠણ પ્રસંગોમાં આપણને માર્ગસૂચન કરાવે છે. એ જ શક્તિઓ આપણને ઘણી વખત આગાહીઓ કરાવે છે અને એમાંથી ઉગારે પણ છે.

આપણી આ અંદરની શક્તિઓ ઉપરાંત બહારના જગતમાં પણ એવી અનેક શક્તિઓ અને વ્યક્તિઓ રહેલી છે અને તેઓ પણ આપણા જીવનમાં હરહંમેશ ભાગ ભજવતી હોય છે. માત્ર તેમને સ્થૂલ દેહ કે રૂપ ન હોવાને કારણે અથવા સ્થૂલ દેહથી રહિત બનેલી હોવાને કારણે આપણને તેઓ નજરે દેખાતી નથી. આ બહારની શક્તિઓ અને વ્યક્તિઓનો આપણી અંદર અજ્ઞાત રહેલી શક્તિઓ સાથે સીધો

બાહ્ય મન પર ઉતારવા પ્રયત્ન કરતું હોય છે, અને એ રીતે આપણું બાહ્ય મન એક બાજુ પોતાના તરંગના ખેંચાણવડે અને બીજી બાજુ આંતર મનના ખેંચાણ વડે જાણ્યે-અજાણ્યે ક્ષણભર ગૂંચવણમાં પડી જાય છે. અને તેને લીધે આપણી ચાલવાની ક્રિયા જે લગભગ સ્વયં-પ્રવર્તિત હોય છે તેની અંદર વિક્ષેપ ઊભો થાય છે અને પગલું પાડવું જોઈએ તેના કરતાં જરા વધારે લાંબુંટૂંકું થઈ જાય છે અને તેથી આપણને ઠોકર લાગે છે. આવા અથવા બીજી કોઈ જાતના ટેલિપથીના સ્પષ્ટ કે અસ્પષ્ટ અનુભવો લગભગ લગભગ દરેકને થોડા તો થાય જ છે. સામાના મનના વિચારો સંપૂર્ણ પણે કે સ્પષ્ટપણે જાણવા માટે તો વિચાર-વાંચન( Thought reading )ની શક્તિનો વિકાસ થયેલો હોવો આવશ્યક છે. એ પણ ટેલિપથીના જેવા જ પ્રકારની શક્તિ છે.

બીજી અજ્ઞાત શક્તિ છે ક્લેરવૉયન્સની. આને આપણે અતીંદ્રિય દૃષ્ટિ કહી શકીએ. જે વસ્તુ આપણી આંખ સમક્ષ ન હોય તે જોવાની એ શક્તિ છે. આ શક્તિ પણ આપણા દરેકમાં ઊંડાણમાં પડેલી છે. મહાભારતનું યુદ્ધ સંજયે દૂર બેઠા બેઠા આખું જોયું તે આવી જ દૃષ્ટિવડે જોયું હશે. કેટલાક લોકોને પોતાની આંખ સામે કોઈની મુખ-પ્રતિમા કે સુંદર કુદરતી દૃશ્યો કે રંગીન વાદળો આપમેળે સ્ફુરે છે. તે વખતે તેમની સામે એવું કોઈ સ્થૂલ દૃશ્ય હોતું નથી, તે છતાં પણ એવાં દૃશ્યો દેખાય છે. અને આ દૃશ્યો તેમની આંખ ખુલ્લી હોય કે બંધ, તો પણ કેટલોક સમય દેખાયા કરે છે. બીજા કેટલાક લોકોને સેંકડો માઈલ દૂર બનતા બનાવો જાણે કે પોતાની નજર સામે બનતા હોય તેમ જ દેખાય છે. તો બીજા કેટલાકને અનેક વર્ષો પૂર્વે બની ગયેલા બનાવો જાણે તેમની પોતાની સમક્ષ હમણાં જ બનતા હોય તેમ દેખાય છે. માત્ર ભૂતકાળના જ નહિ પણ ઘણી વખત તો ભાવિમાં બનનારા બનાવો પણ એ રીતે દેખાય છે. આવી અતીંદ્રિય દૃષ્ટિનાં હજારો ઉદાહરણો નોંધાયેલાં છે અને ન નોંધાયેલાં તો લાખો હશે. તેમાંનાં કેટલાંક તો અતિશય રસમય છે. આપણે એક-બે અહીં જોઈએ.

જ નથી ઘડાતો પણ એથીયે વિશેષ આ સૂક્ષ્મ જગતોની અસરોથી ઘડાય છે અને ક્ષણેક્ષણ ઘડાતો જાય છે.

આ ઉપરાંત આપણા દશ્ય જગતનાં માનવો, પ્રાણીઓ, વનસ્પતિઓ અને પદાર્થો તેમ જ સ્થળોની અંદરથી પણ પ્રત્યેકમાંથી પોતપોતાનું કોઈ વિશિષ્ટ સૂક્ષ્મ તત્ત્વ હમેશ બહાર ચોપાસ પ્રસરતું હોય છે અને તેની અસર પણ એના વાતાવરણના વર્તુલમાં આવનારાની ઉપર જાણ્યેઅજાણ્યે થાય છે. અમુક માણસોને અમુક સ્થળ તરફ અથવા અમુક વ્યક્તિ તરફ અથવા અમુક પ્રાણી કે પદાર્થ તરફ જે અકારણ આકર્ષણ અથવા અકારણ અણગમો થાય છે તેનું ઘણી વાર આ પણ કારણ હોય છે. દેવમંદિરો, તીર્થો, વગેરે પવિત્ર ધામોમાં આપણને જે અદ્ભુત શાંતિ અને આનંદ અને અલૌકિકતાનો અનુભવ થાય છે તે પણ તે સ્થાનમાંથી પ્રસરતા આવા સૂક્ષ્મ તત્ત્વવડે ઘડાયેલા સૂક્ષ્મ વાતાવરણને લીધે થાય છે. જેમની સૂક્ષ્મ દૃષ્ટિ ખૂલી હોય છે તેમનાથી એ જોઈ શકાય છે. જ્યારે બીજા મનુષ્યો માત્ર તેને કોઈ અંદરની સંવેદનાથી જ અનુભવી શકે છે અને છેક જ અગ્રહણશીલ મનુષ્યને તો એટલો અનુભવ પણ થતો નથી.

વળી, દરેક સ્થાન, વન, ગામ, નગર અને રાષ્ટ્રની અધિષ્ઠાત્રી દેવતા પણ હોય છે અને તેનું કાર્ય પોતાના અધિષ્ઠિત પ્રદેશમાંના પ્રાણી, વનસ્પતિ વગેરેનું ધ્યાન રાખવાનું હોય છે. આપણા પ્રાચીન તેમ જ અર્વાચીન વાઙ્મયમાં વનદેવતા, ગ્રામદેવતા, ક્ષેત્રપાળ, વગેરેના અનેક ઉલ્લેખો છે. એ દેવતાઓને તે તે સ્થાનના આત્મા તરીકે ગણી શકાય. આ દેવતાઓ પણ ઘણી વખત મનુષ્યના જીવનમાં અને ચેતનામાં અનેક પ્રકારની સ્ફુરણાઓ અને સૂક્ષ્મ સંસૂચનો કરાવે છે તેમ જ ઈષ્ટ અને અનિષ્ટ પ્રસંગોની આગાહીઓ પ્રેરે છે.

આ બધાં ઉપરાંત બીજી પણ એક દિશા છે, જેમાંથી મનુષ્યના જીવનમાં અસરોનો બળવાન પ્રવાહ અવતરે છે. અને એ છે જગતનું કલ્યાણ કરવામાં જ રચ્યાપચ્યા રહેતા જીવંત યોગીઓ, મહર્ષિઓ,

મુલતાનના ઘેરામાં મેજર જનરલ R—બહુ જ સખત અને ગંભીર રીતે ઘવાયો; અને પોતે મરી જશે એમ ધારીને તેની સાથે રહેલા એક લશ્કરી અમલદારને પોતાની આંગળી પરની વીંટી કાઢી લેવા અને ત્યાંથી લગભગ ૧૫૦ માઈલ પર ફિરોઝપુરમાં રહેતી પોતાની પત્નીને મોકલી આપવા તેણે કહ્યું.

'નવમી સપ્ટેંબરની રાતે,' તેની પત્ની લખે છે, 'હું મારી પથારીમાં પડી હતી અને અડધી જાગતી અને અડધી ઊંઘતી હતી. તે વખતે મેં મારા પતિને રણમેદાન પરથી ઘવાયેલો ઊંચકીને લઈ જવાતો સ્પષ્ટ જોયો અને મેં તેનો અવાજ સાંભળ્યો, 'આ વીંટી મારી આંગળી પરથી કાઢી લો અને મારી પત્નીને મોકલી આપો.' બીજે આખો દિવસ એ દૃશ્ય અને એ અવાજ મારા મનમાંથી ખસ્યાં નહિ.

'થોડા સમય પછી જ મને ખબર પડી કે જનરલ R—મુલતાનના ઘેરામાં બહુ જ ગંભીરપણે ઘવાયો છે, પણ તે બચી ગયો છે અને હજી જીવે છે. ઘેરા પછી થોડો સમય રહીને જનરલ L—કે જેણે મારા પતિને રણક્ષેત્ર પરથી ખસેડવામાં મદદ કરી હતી, તેના તરફથી ખબર મળી કે જે વખતે મેં ફિરોઝપુરમાં વીંટી કાઢી લેવાની વિનંતિ સાંભળી હતી તે જ વખતે બરાબર મારા પતિએ એ વિનંતિ કરી હતી"

અતીંદ્રિય દૃષ્ટિ ઉપરાંત આની અંદર અતીંદ્રિયશ્રવણની (ક્લૅર-ઑડિયન્સની) શક્તિ પણ સ્પષ્ટ જણાઈ આવે છે.

ટેલિપથી અને ક્લેરવૉયન્સ ઉપરાંત બીજી અનેક શક્તિઓ દરેક મનુષ્યમાં પ્રસુપ્ત પડેલી છે. અને તે કોઈ કોઈ વખત જાગૃત થઈ જાય છે.

મનુષ્યની સામાન્ય અથવા જ્ઞાત શક્તિઓના જેટલી જ કે તેથી પણ વધુ બળવાન અસર માનવજીવન પર આ અજ્ઞાત શક્તિઓની થતી હોય છે. અહીં એક વસ્તુ પરત્વે ધ્યાન ખેંચવું જરૂરી છે કે આ બધી શક્તિઓ કંઈ હંમેશ મનુષ્યના લાભમાં જ કામ કરે છે એવું નથી, એમાંની કેટલીક શક્તિઓ મનુષ્યનું હિત ચાહે છે, કેટલીક તેના

થવાના અવસરો જીવન દરમ્યાન ઘણા થોડા આવે છે. કેટલીક એવી વ્યક્તિઓ હોય છે કે જેમના જીવનમાં આ શક્તિઓ સહજ જ વિકસેલી હોય છે, તો બીજી કેટલીકમાં એમનો વિકાસ રહસ્યવિદ્યા (occultism) કે યોગના અભ્યાસવડે થયેલો હોય છે. પરંતુ સ્વપ્નો તો આખી માનવજાતિને માટે સામાન્ય છે. સ્વપ્નો સાચાં પડવાની વાત તો ઘણા માણસોએ અનુભવી હશે પોતા પર કે પોતાના કોઈ સ્નેહીસંબંધી પર ભાવિમાં આવી પડવાની આપત્તિની સ્વપ્નમાં થતી અગમચેતી ઘણાને થઈ હશે તે ઉપરાંત શુભ પ્રસંગોની આગાહી પણ એ રીતે સ્વપ્નો દ્વારા ઘણાને થઈ હશે.

આ ઉપરાંત આપણા આંતરમનમાં બીજી પણ કેટલીક શક્તિઓ છુપાઈને પડેલી છે અને અમુક સંજોગોમાં તે સક્રિય બની જાય છે. એમાંની બે મુખ્ય પ્રકારની શક્તિઓને અંગ્રેજીમાં ટેલિપથી અને ક્લેર-વોયન્સ કહેવાય છે. ટેલિપથીવડે કોઈ પણ ઈંદ્રિયના ઉપયોગ વિના સીધેસીધી એકના મનના વિચારોની છાપ બીજાના મન પર પડે છે. ઘણી વખત એવું બને છે કે કશા પણ બહારના દેખીતા કારણ વિના પણ એક કે વધુ વ્યક્તિઓને એકસરખા જ વિચારો એકીસાથે આવે છે. તો ઘણી વખત એવું પણ બને છે કે આપણને અમુક બાબતનો કે અમુક વ્યક્તિનો વિચાર સહજ જ આવે અને પછી થોડા જ સમયમાં એ બાબત અથવા એ વ્યક્તિ આપણી સમક્ષ આવીને ઊભી રહે. તો કોઈ વખત એવું પણ બને કે આપણાથી દૂર રહેલી કોઈ વ્યક્તિ આપણને સંભારતી હોય તે જ વખતે આપણે પણ એને સંભારતાં હોઈએ. આપણામાં એક સામાન્ય માન્યતા પ્રચલિત છે કે જો આપણે રસ્તે ચાલતાં હોઈએ ત્યારે ઠોકર વાગે તો આપણને કોઈ સંભારતું હોવું જોઈએ. આ માન્યતાની પાછળ આ ટેલિપથીનું સત્ય રહેલું છે. ઠોકર વાગવાનું કારણ એ છે કે આપણા આંતરમન પર આપણને સંભારનારી વ્યક્તિના વિચારની છાપ ટેલિપથી દ્વારા પડેલી હોય છે અને એ આંતરમન એ છાપને કોઈ જુદા જ તરંગમાં રહેલા આપણા

## ગાયત્રી-રહસ્ય

પરમાત્માએ રચેલી સૃષ્ટિમાં બધું જ નિયમપૂર્વક, ક્રમિક રીતે અને સુવ્યવસ્થિતપણે આગળ વધે છે. સૂર્ય ઊગે છે અને આથમે છે, રાત્રિ અને દિવસ આવે છે અને જાય છે, પૃથ્વી પોતાની ધરીની આસપાસ ગોળ ઘૂમે છે, તારકમંડળો, નિહારિકાઓ વગેરે પણ પોતપોતાના ગતિમાર્ગોમાં પરિભ્રમણ કરે છે. માત્ર ભૌતિક સૃષ્ટિ જ નહિ પણ વનસ્પતિ, જીવજંતુ, પ્રાણીઓ, માનવ સૌ કોઈનાં જીવન પણ આશ્ચર્યમય નિયમ અને ક્રમ અનુસાર જ જન્મ, વૃદ્ધિ, યૌવન, પ્રૌઢત્વ, વૃદ્ધત્વ અને મૃત્યુના પંથ પર ગતિમાન થાય છે. અલબત પ્રત્યેક જીવજાતિનો તેમ જ પ્રત્યેક વ્યક્તિનો ક્રમ જુદો હોય છે ખરો, પરંતુ તે તો જાતિના રૂપની અંતર્ગત રીતે જ. આ બધા નિયમોને વેદના દ્રષ્ટાઓ પૂર્ણપણે જાણતા અને સમજતા હતા. તેમને એ પણ ખબર હતી કે જુદાં જુદાં વિશ્વોનાં જુદા જુદા નિયમો છે, જુદાં જુદાં સત્ત્વોના પણ જુદા જુદા ક્રમ છે, તેમનાં જીવન જુદાજુદા ચીલા અથવા પાટા પર ચાલે છે. આ ચીલા અથવા પાટા અથવા ક્રમનો તેઓ 'છંદ' શબ્દવડે ઉલ્લેખ કરતા. આપણે આજે પણ કહીએ છીએ કે અમુક માણસ તો 'સ્વચ્છંદી' છે, એટલે કે એ એના પોતાના જ પંથ પર વિચરે છે. 'છંદ' શબ્દનો મૂળ અર્થ छद् ધાતુ પરથી 'આચ્છાદન કરવું' એમ થતો હતો. छन्दांसि छादनात् । આ छद् ધાતુ પરથી જ છત, છત્ર, છતરી વગેરે શબ્દો સંસ્કૃત દ્વારા વર્તમાન ભારતીય ભાષાઓમાં ઊતરી આવ્યા છે. આચ્છાદન કરવું એટલે ઢાંકવું, પહેરાવવું, મર્યાદા આંકવી, સીમિત

પહેલું ઉદાહરણ આમ છે: " છ કે સાત વર્ષ પર કેલિફોર્નિયા (અમેરિકા)ના કેપ્ટન યોન્ટ નામના માણસને ભર શિયાળાની એક રાતે સ્વપ્નું આવ્યું અને તેમાં તેણે હિમાચ્છાદિત પર્વતો વચ્ચે પુરાઈ ગયેલા કેટલાક માણસને એક સમૂહ જોયો. તેઓ ઠંડી અને ભૂખવડે ઝડપથી ખતમ થતા હતા. આખું ય દૃશ્ય તેણે ઝીણવટથી ધ્યાનમાં રાખ્યું. એક સફેદ મોટું શિખર બરાબર છાતીસરસું દેખાતું હતું; બરફની ઊંડી ખાઈઓમાં ઝાડની ટોચો જેવા દેખાતા કશાકને તે માણસો કાપી રહ્યા હતા; તેણે દરેક માણસના ચહેરા બરાબર નિહાળ્યા અને તેમની વિટંબણાની તેના ઉપર બહુ અસર થઈ.

તે જાગ્યો ત્યારે તેના સ્વપ્નની સ્પષ્ટતા અને ખરાપણાની તેના પર ઊંડી છાપ પડેલી હતી. તે પાછો સૂઈ ગયો અને બરાબર એવું એ જ સ્વપ્ન ફરીથી તેને દેખાયું. સવારે એ વાત તેના મનમાંથી ખસી શકી નહિ. થોડા સમય બાદ તેનો એક શિકારી મિત્ર તેને મળવા આવ્યો ત્યારે એ વાત તેને જણાવી અને સ્વપ્નમાં જોયેલા સ્થાનને મળતું જ સ્થાન અસ્તિત્વમાં હોવાનું તે મિત્રે તેને જણાવતાં તેની છાપ એથી પણ વધુ ઊંડી થઈ. મિત્રે જણાવ્યું કે કાર્સનની ખીણના ઘાટમાંથી સીએરા તરફ આવતાં તે ઘાટમાં એણે બરાબર એવું જ એક સ્થાન જોયું હતું.

આ ઉપરથી તેનો નિશ્ચય એકદમ દૃઢ બની ગયો. તેણે તરત જ થોડા માણસો તેમ જ ખચ્ચરો અને ધાબળા અને બીજી જરૂરી વસ્તુઓ ભેગી કરી. તેના પડોશીઓ તો બધા એની શ્રદ્ધા ઉપર હસવા લાગ્યા. તેણે કહ્યું, 'કંઈ વાંધો નહિ. હું આમ કરીશ જ, કેમકે હું તો સ્વપ્નમાં જોયેલી વાતને તદ્દન સાચી જ માનું છું.' એ સીધો જ દોઢસો માઈલ દૂર આવેલા કાર્સનની ખીણના ઘાટ પાસે ગયો. ત્યાં બરાબર સ્વપ્નમાં દેખાયા હતા તે જ હાલતમાં રહેલા માણસોને તેમણે જોયા. જીવતા રહેલા બાકીના માણસોને બચાવી લઈ ને તેઓ પોતાને ગામ પાછા ફર્યા."

બીજું ઉદાહરણ આમ છે: " નવમી સપ્ટેંબર ૧૮૪૮ ને દિવસે

વિશિષ્ટ લય-તાલ મુજબ અવકાશ કાળમાં વિચરી રહ્યાં છે.

વેદના દ્રષ્ટાઓએ આ અદ્‌ભુત સત્ય પોતાની દિવ્ય દૃષ્ટિથી જોયું અને એને પોતાની આર્ષવાણીમાં સાકાર બનાવ્યું. તેમણે જોયું કે પૃથ્વી અથવા भूः એટલે કે જડતત્ત્વની ગતિ આઠ અક્ષરના છંદની છે, કેમકે પૃથ્વીના શાસક દેવો વસુઓ છે અને તેઓ આઠ છે: આથી તેમણે ભૌતિક જગતની આ અષ્ટાક્ષરગતિને અનુરૂપ ગાયત્રી છંદ આઠ અક્ષરનો રચ્યો. તે પ્રમાણે भुवः અથવા અંતરિક્ષ એટલે કે પ્રાણની ગતિ અગિયાર અક્ષરના છંદની છે, કેમકે પ્રાણના શાસક દેવો રુદ્રો છે અને તેઓ અગિયાર છે: આથી તેમણે પ્રાણમય જગતની આ એકાદશાક્ષરગતિને અનુરૂપ ત્રિષ્ટુપ છંદ અગિયાર અક્ષરનો રચ્યો. અને છેવટે स्वः અથવા સ્વર્ગ એટલે કે મનોમય તત્ત્વની ગતિ બાર અક્ષરના છંદની છે, કેમકે મનના શાસક દેવો આદિત્યો છે અને તેઓ બાર છે: આથી તેમણે મનોમય જગતની આ દ્વાદશાક્ષરગતિને અનુરૂપ જગતી છંદ બાર અક્ષરનો રચ્યો.

આપણે જેને ગાયત્રીમંત્ર તરીકે ઓળખીએ છીએ તે 'ओम् भूः भुवः स्वः, तत्सवितुर्वरेण्यं, भर्गो देवस्य धीमहि, धियो यो नः प्रचोदयात्' મંત્ર ગાયત્રી છંદનો છે એટલે એને ગાયત્રીમંત્ર કહીએ છીએ: જેમ 'यं ब्रह्मा वरुणेन्द्र...' શ્લોકને શાર્દૂલવિક્રીડિત શ્લોક કહીએ તેમ. એનો અર્થ કંઈ એ નથી કે એ એક જ ગાયત્રી મંત્ર છે. વેદમાં તો જે કોઈ મંત્રો ગાયત્રી છંદમાં લખાયા હોય તે બધા જ ગાયત્રી મંત્રો છે. દા. ત., જેને સામાન્ય રીતે લોકો ગાયત્રી મંત્ર કહે છે તે મંત્ર ઋગ્વેદના જે સુક્તમાંથી લેવામાં આવ્યો છે તે સુક્તમાં જ પંદર ગાયત્રીમંત્રો છે.

વેદના તો બધા જ મંત્રો દિવ્ય દૃષ્ટિનાં દર્શનો છે અને અદ્‌ભુત તેમ જ સુંદર છે, પરંતુ માનવનું મન હંમેશ મર્યાદિત સ્વરૂપનું હોઈ બધાંને ગ્રહી શકતું નથી અને તેથી કોઈક અમુકને જ પસંદ કરે છે અને બીજાં બધાંમાંથી એને ચૂંટી કાઢે છે. આ રીતે જ વેદના અસંખ્ય—

પ્રત્યે ઉદાસીનતા સેવે છે અને કેટલીક વાર તો તેની શત્રુ સમાન પણ હોય છે. તેઓ ગમે તેવી હો પણ તેમની ભેગી અસર મનુષ્યના જીવનમાં ખૂબ જ મોટી છે.

---

છે અને એ ધાતુનો અર્થ છે ' હોવું, થવું, બનવું. ' જેને સંસ્કૃતમાં **भूत** અને અંગ્રેજીમાં Becoming કહેવામાં આવે છે તે ભૂતભાવની વાચક આ ' भूः ' વ્યાહૃતિ છે. આ ' ભૂત ' શબ્દ જડતત્ત્વની પાંચ અવસ્થાઓનો ( પૃથ્વી-જળ-તેજ-વાયુ-આકાશ રૂપ પંચ મહાભૂતોનો ) પણ વાચક છે એ જ બતાવે કે ' भूः ' અથવા ' ભૂત ' મૂળમાં જડ-તત્ત્વનો જ વાચક હતો.

ત્યાર પછી જડતત્ત્વરૂપ ' भूः ' અથવા ' भूत 'માંથી પ્રાણનું પ્રાકટ્ય ઉત્ક્રાંતિનું બીજું પગથિયું છે. એને જ ' भुवः ' શબ્દરૂપ બીજી વ્યાહૃતિ દ્વારા બતાવવામાં આવ્યો છે. જો જડતત્ત્વ પૃથ્વી છે તો પ્રાણ ' અંતરિક્ષ ' છે. અંતરિક્ષ એટલે अन्तरि क्षेति-વચમાં રહે-નાર અથવા નિવાસ કરનાર. પ્રાણ અથવા જીવન એક બાજુ જડ-તત્ત્વ અને બીજુ મન અથવા ચેતનાની વચ્ચે એક કડીરૂપ તત્ત્વ છે. અજ્ઞાન, નિષ્ક્રિય અને તમોગુણી જડતત્ત્વમાંથી દબાયેલી ચેતનાને બહાર લઈ આવવા માટે રજોગુણી સક્રિય પ્રાણનું પ્રાકટ્ય આવશ્યક છે. ' भूः ' રૂપ પહેલો ભૂતભાવ ( Becoming ) પોતામાંથી ' भुवः ' રૂપ બીજા ભૂતભાવને અભિવ્યક્ત કરે છે : આમ ' भूः માંથી થયેલું તે ' भुवः ' એ એની વ્યુત્પત્તિ છે.

અહીં એક એ પણ નોંધપાત્ર વસ્તુ છે કે ' भूत ' શબ્દ પણ એકી સાથે બે અર્થનો વાચક છે : એક ' (પંચમહા-)ભૂતરૂપ જડતત્ત્વ ' અને બીજો ' પ્રાણીઓ. ' ( દા. ત., સર્વભૂતાનુકંપા—પ્રાણીમાત્ર પ્રત્યે અનુકંપા ) કેમકે ભૌતિક દ્રવ્ય અને પ્રાણીઓ બંને ભૂતભાવ અથવા Becoming છે

જો જડતત્ત્વ અથવા ' भूः 'માંથી પ્રાણ અથવા ' भुवः ' પ્રગટે છે, તો ' भुवः ' અથવા પ્રાણમય બનેલા જડતત્ત્વમાંથી ચેતનાનું પણ પ્રાકટ્ય થાય છે. અને આ ચેતનાની વાચક ત્રીજી ' स्वः ' નામની વ્યાહૃતિ છે. હવે આ શબ્દનો વેદમાં એક અર્થ થતો હતો. અને પુરાણોમાં બીજો થાય છે. વેદમાં એ મનોમય કરતાં અતિ-

બનાવવું. પ્રત્યેક વસ્તુ મૂળમાં તો નિઃસીમ બ્રહ્મરૂપ જ છે, પરંતુ અભિવ્યક્તિમાં પોતપોતાના ચીલા અથવા પાટા પર જ ચાલે છે. સૂર્ય, ચન્દ્ર વગેરેની ગતિ પણ પાટા પર ચાલનારા એંજિનના જેવી જ છે, કેમકે તેમની પણ પરિભ્રમણ-કક્ષા નક્કી છે. વેદના દ્રષ્ટાઓ આ બધા ગતિમાર્ગોને છંદ તરીકે ઓળખતા. તેમની આર્ષ દૃષ્ટિવડે તેમણે એ છંદો અથવા પાટાઓનાં સ્વરૂપો જાણ્યાં હતાં. તેમણે જોયું હતું કે વિશ્વ ઉત્ક્રાંતિસ્વરૂપ (evolutioary) છે અને એ ઉત્ક્રાંતિમાં મૂળ અચિત્ અથવા અચેતનામાંથી એક પછી એક જડતત્ત્વ, પ્રાણ અને મન અભિવ્યક્ત બને છે. તેઓ જડતત્ત્વના ઘડાયેલા જગતને **ભૂ:** અથવા પૃથિવી કહેતા, પ્રાણના ઘડાયેલા જગતને **ભુવ:** અથવા અન્તરિક્ષ કહેતા અને મનોમય તત્ત્વના ઘડાયેલા જગતને **સ્વ:** અથવા સ્વર્ગ કહેતા. અને તેઓ જાણતા કે આ ત્રૈલોક્ય અથવા ત્રિભુવનમાંના પ્રત્યેક જગતના ગતિમાર્ગ, તેમના અસ્તિત્વની રેખા અને તેમની ગતિના લય-તાલ જુદા જુદા છે, આને તેઓ તે જગતનો છંદ કહેતા. આમ ભૂર્લોકનો છંદ ગાયત્રી છે, ભુવર્લોકનો ત્રિષ્ટુપ છે અને સ્વર્લોકનો જગતી છે.

આપણે ગદ્ય બોલીએ છીએ ત્યારે કેટલા અક્ષરો બોલ્યા અથવા કેટલા લઘુ-ગુરુ આવ્યા એની પરવા કરતાં નથી, પણ જ્યારે આપણે કાવ્ય કે પદ્ય લખીએ છીએ ત્યારે આ બધી મર્યાદાઓ ખૂબ જ અગત્યની બની જાય છે અને એ મર્યાદાઓમાં બંધાઇ ગયેલા પદ્યને જ આપણે છંદ કહીએ છીએ. આપણે કહીએ છીએ કે મુક્તિમાં સુખ છે અને બંધનમાં ત્રાસ છે: પણ કંઈ હમેશ આ સાચું હોતું નથી. કંઈ નહિ તો છંદમાં બંધાઈ ગયેલા કાવ્ય અથવા પદ્યને ગાવાની આપણને મુક્ત ગદ્ય કરતાં વધારે મઝા આવે છે. બરાબર એ જ રીતે પરમાત્માએ રચેલાં જગતોને જો એણે ઇચ્છયું હોત તો અવકાશ અને કાળમાં ગમે ત્યાં અને ગમે તેમ એ ઘૂમવા દઈ શકત. પરંતુ એને એવી મુક્તતા કરતાં છંદોબદ્ધતા વધારે ગમી. અને તેથી તો એણે રચેલાં બધાં જ જગતો મુક્તપણે નહિ પણ પોતપોતાના છંદમાં બંધાઈ ને, પોતપોતાના

પોતામાં ધારણ કરવા માટે બોલાવી રહ્યા છે. મન અને અતિમનસની વચમાં અનેક જ્યોતિર્મય ભૂમિકાઓ છે અને અતિમનસ પર પહોંચવા માટે તેમનામાં થઈને જ આગળ વધવું પડે છે.

પરંતુ આ આરોહણને માનવ કેવળ સ્વપ્રયાસથી સિદ્ધ કરી શકતો નથી. એને માટે તો મા ભગવતીની શક્તિ, જેને સાવિત્રી—સૂર્યસવિતાની પુત્રી—અતિમનસની પ્રેરણાત્મક શક્તિ કહેવામાં આવે છે તેની જરૂર છે.

*

આ જ બધી વાત આપણને બૃહદારણ્યક ઉપનિષદના દ્રષ્ટા ગાયત્રી-બ્રાહ્મણ (૫. ૧૪)માં ફરી બતાવે છે. સૌથી શરૂઆતમાં જ આપણને એ જણાવે છે કે ભૂમિ, અંતરિક્ષ અને દ્યૌઃ આ આઠ અક્ષરો છે. ગાયત્રીના એક પદમાં આઠ અક્ષર હોય છે એટલા માટે આ ત્રણ શબ્દોના પણ કુલ આઠ અક્ષરો છે× આ શબ્દો અનુક્રમે ભૂઃ, ભુવઃ અને સ્વઃ ના જ વાચક છે. 'भूमिरन्तरिक्षं द्यौरित्य-ष्टाक्षराणि, अष्टाक्षरं ह वा एकं गायत्र्यै पदम्, एतदु हैवास्या एतत्।' આ વાક્યમાં 'પદ' શબ્દના બે અર્થ છે: (૧) ચરણ અને (૨) સ્થાન અથવા ધામ. મંત્રદ્રષ્ટા કહે છે કે આ ત્રૈલોક્ય ગાયત્રીનું પદ છે. એટલે કે એના ચરણમાં ત્રણે લોકોનો સમાવેશ છે, અથવા તો ત્રણ લોકો ગાયત્રીને માટે એના આરોહણમાં ત્રણ સ્થાન અથવા પગથિયાં છે. વેદમાં વિષ્ણુ જેમ त्रिविक्रम (ત્રણ પગલાં ભરનાર) કહેવાય છે, તેમ ગાયત્રીના પણ ચરણમાં ત્રણ પગલાં આવે છે. સંભવ છે કે જેમ વિષ્ણુને માટે વેદ કહે છે કે 'त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः' (ઋગ્વેદ ૧. ૨૨. ૧૮), તેમ 'ગાયત્રી' શબ્દનો પણ મૂળ અર્થ 'ત્રણ પગલાં ભરનારી' હોય, કેમ

× द्यौः શબ્દને ઉચ્ચારશાસ્ત્રના નિયમ અનુસાર दिऔः એમ બે અક્ષરનો ગણવામાં આવ્યો છે. 'स्वः' પણ 'सुवः' એમ બોલાય છે.

મંત્રોમાંથી આ એકને જ કોઈકે ચૂંટી કાઢયો હશે અને ગછી ગતાનુગતિક લોકોએ પણ એનું અનુસરણ કર્યું હશે. જેમ પં. જવાહરલાલ નેહરુએ કહ્યું કે 'આરામ હરામ હૈ' અને એ સૂત્ર અમુક રીતે સાચું પણ છે, પરંતુ કંઈ એ એકમાત્ર અથવા પૂર્ણ સત્ય નથી, કેમકે સખત પરિશ્રમ કરવો એ જેટલું સાચું અને જરૂરતું છે તેટલું જ પરિશ્રમ પછી આરામ લેવો એ પણ સાચું અને જરૂરતું છે. છતાં આપણે એ મહાપુરુષનું એકપક્ષી સત્ય દર્શાવનારું સૂત્રવાક્ય કશો પણ વિચાર કર્યા વિના સ્વીકારી લીધું. આવું જ કંઈક 'ગાયત્રી'મંત્રની બાબતમાં પણ બન્યું હશે.

*

ત્યારે હવે આપણે ગાયત્રી મંત્રના સ્વરૂપની વિચારણા પર આવીએ. આમાં પહેલાં તો આપણે એ જોવાનું છે કે એના આરંભમાં જે ઓંકાર અને ત્રણ વ્યાહૃતિઓનો ઉચ્ચાર કરવામાં આવે છે તે મૂળ વૈદિક મંત્રમાં નથી. આ ચાર અક્ષરો કોણે ઉમેર્યા હશે તે વિષે આપણે કશું જાણતા નથી. જેણે ઉમેર્યા હોય તેણે, પરંતુ એ કાર્ય હેતુપૂર્વક થયેલું છે કેમકે આપણે જેમ શરૂઆતમાં જોયું તેમ વેદના મંત્રો અચેતનામાંથી ચેતનાની ઉત્ક્રાંતિનાં સત્યોને રજૂ કરનારા છે. આ ઉત્ક્રાંતિની નિસરણીના પહેલા પગથિયા તરીકે અચેતનામાંથી જડતત્ત્વનું પ્રાકટ્ય થાય છે અને એની વાચક વ્યાહૃતિ ભૂઃ છે. ખુદ 'વ્યાહૃતિ' શબ્દ જ वि+आ+हृ ધાતુ પરથી સિદ્ધ થયો છે અને એનો અર્થ છે વિશેષતઃ (वि) સર્વ બાજુએથી (आ-समन्तात्) બહાર લઈ આવવું. આપણે આપણા મુખમાંથી વાણી બહાર લઈ આવીએ છીએ માટે આપણી સમસ્ત વાણી વ્યાહૃતિ છે. પરંતુ આ તો એનો એકદેશી અર્થ છે. મૂળમાં તો વિશ્વના આદ્ય ઉપાદાનરૂપ અચેતનામાંથી જે કંઈ બહાર નીકળે છે તે વ્યાહૃતિ છે. અને પહેલાં જડતત્ત્વ અને ભૌતિક ચેતના બહાર આવે છે એટલા માટે ભૂઃ પહેલી વ્યાહૃતિ છે. આ 'ભૂઃ' શબ્દ પણ મૂળ ભૂ-ધાતુ પરથી સિદ્ધ થયો.

એ શ્વાસને ' પ્રાણ ' કહેવામાં આવે છે. (૨) પછી અંદર ગયેલી હવામાંથી પ્રાણશક્તિને ખેંચી લઈને એના બાકીના જે અંશ આપણે માટે નકામો કે હાનિકારક હોય તેને ઉચ્છ્વાસરૂપે બહાર કાઢી નાખીએ છીએ. પણ આપણે માટે જે નકામું કે હાનિકારક હોય તે કંઈ બધાને માટે એવું નથી હોતું. જેમકે આપણે આક્સિજન ગ્રહણ કરીએ છીએ પણ કાર્બન ડાયોકસાઈડ બહાર ફેંકી દઈએ છીએ, પણ એ જ કાર્બન ડાયોકસાઈડ વનસ્પતિજીવનને માટે જરૂરનો છે એટલે એને એ ગ્રહણ કરી લે છે. આપણાં મળમૂત્ર વગેરેનું પણ આમ જ છે: તેઓ આપણે માટે બિનજરૂરી અથવા હાનિકારક છે, પણ વનસ્પતિ અને પ્રાણીજીવનને માટે ખોરાક છે. જેમ શ્વાસને 'પ્રાણ' કહેવાય છે તેમ ઉચ્છ્વાસને ' અપાન ' કહેવાય છે. ' અપ ' એટલે બહાર અથવા દૂર અને ' અન ' એટલે શ્વાસ; જે શ્વાસને બહાર અથવા દૂર ફેંકી દેવામાં આવે છે તે અપાન. આપણી જીવનક્રિયાનું આ બીજું અંગ અથવા પગથિયું છે. (૩) છેક છેવટે, શ્વાસ દ્વારા જે કંઈ પ્રાણશક્તિ આપણાં ફેફસાંમાં પ્રવેશી હોય તેને આખા શરીરમાં સર્વત્ર ફેલાવવી એ ત્રીજું કાર્ય અથવા ત્રીજું પગથિયું છે: એને વ્યાન કહેવામાં આવે છે. વ્યાન એ ' અન ' અથવા પ્રાણને શરીરમાં વ્યાપક બનાવવાની ક્રિયા છે. આ ત્રીજી ક્રિયાને લઈને આપણું આખું શરીર શક્તિસંપન્ન બને છે અને પોષાઈને વૃદ્ધિ પામે છે. પરંતુ પ્રાણનું કાર્ય કંઈ માત્ર શરીર પૂરતું જ મર્યાદિત નથી આપણે પહેલાં જ જોયું તેમ પ્રાણ તો શરીર અને મન ( અથવા ચેતના ) વચ્ચેની કડી છે. અને તેથી પ્રાણ જેટલું કાર્ય શરીરમાં કરે છે તેટલું જ મન અને ચેતનામાં પણ કરે છે. આમ પ્રાણ, અપાન અને વ્યાન આપણી ઉત્ક્રાંતિમાં ત્રણ પગથિયાં જ છે.

આ ત્રણ-ત્રણ અંગોવાળાં ત્રણ પ્રતીકો દ્વારા ગાયત્રીનું સ્વરૂપ મંત્રદ્રષ્ટાએ આપણી સમક્ષ રજૂ કર્યું. પરંતુ તે ઉપરાંત ગાયત્રી પોતે પણ સ્વસ્વરૂપે ત્રિપદી અથવા ત્રણ પગલાંવાળી જ છે, કેમ કે એ છંદમાં

શય વધુ ઊંચી એવી વિજ્ઞાનમય અથવા અતિમાનસ ચેતનાનો વાચક હતો પરંતુ પુરાણોમાં એ 'સ્વર્ગ'નો અર્થાત્ શુદ્ધ મનોમય ચેતનાનો પર્યાય બની ગયો છે. આનું કારણ એ છે કે જ્યાં વેદમાં ભૂઃ, ભુવઃ અને સ્વઃ એમ ઉત્ક્રાંતિનાં ત્રણ જ પગથિયાં ગણાતાં હતાં ત્યાં પુરાણોમાં એ જ ઉત્ક્રાંતિને સાત પગથિયાંમાં વિભક્ત કરવામાં આવી છે અને એ જ ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ, जन, तपः અને सत्यम् નામની સાત વ્યાહૃતિઓ (અભિવ્યક્તિઓ, પ્રાકટ્યો) છે. આ સાત અનુક્રમે જડતત્ત્વ, પ્રાણ, મન, વિજ્ઞાન (અતિમનસ), આનંદ, ચિત્ અને સત્ એ સાત તત્ત્વો અને ભૂમિકાઓની વાચક છે.

ગાયત્રીમંત્રના આરંભમાં મૂકવામાં આવતી ત્રણ વ્યાહૃતિઓ વેદ પછીના કાળમાં એમાં ઉમેરાઈ છે એ તો સ્પષ્ટ છે, કેમકે ઋગ્વેદના મૂળ મંત્રમાં તેઓ નથી. આથી જ્યારે ઉત્ક્રાંતિને સાત ભૂમિકાવાળી ગણવામાં આવી ત્યારે એમાંની પહેલી ત્રણ વ્યાહૃતિઓ ગાયત્રીમંત્ર સાથે જોડવામાં આવી હોવી જોઈએ. અને એ યોગ્ય જ છે કેમકે સૂર્ય સવિતાનો આ મંત્ર છે અને વેદમાં સૂર્ય અતિમનસનું પ્રતીક છે અને તેથી ચોથી ભૂમિકા પર રહેલો છે.

ઓમ્ મંગલવાચક અક્ષર છે અને એની પછીની ત્રણ વ્યાહૃતિઓ અંતરાત્મા અથવા ચેતનાના અનુક્રમે જડતત્ત્વ, પ્રાણ, અને મનની ભૂમિકા પરના આરોહણનો ઉલ્લેખ કરનારી છે. ત્યાર બાદ મનથી પર રહેલી ભૂમિકા પર દ્રષ્ટાની ચેતના આરોહણ કરવાનો પ્રયાસ કરે છે, અને મંત્રદ્રષ્ટા કહે છે: "દેવ સવિતાના પસંદ કરવા યોગ્ય (ઉત્તમ, વરેણ્ય) જ્વલંત સામર્થ્ય(ભર્ગ)નું અમે ધ્યાન કરીને અમારામાં સ્થાપન કરીએ છીએ (ધીમહિ); જે (સવિતા) અમારી (મનથી પરની) ધી (પ્રજ્ઞા, બુદ્ધિ, મનીષાઓ)ને પ્રેરે છે.' આના ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દ્રષ્ટા મનોમય ભૂમિકાથી ઉપર રહેલી ચેતનાની સપાટીઓ પર તો પહોંચી જ ગયા છે અને ત્યાંથી એથી યે ઊંચે રહેલી અતિમાનસ અથવા વિજ્ઞાનમય ભૂમિકા પર જવા માટે સૂર્યની જ્વલંત શક્તિને

અવસ્થાની યાદ આપે છે. વેદાંતમાં પણ જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિની ત્રણ અવસ્થાઓની પેલી પાર રહેલી ચેતનાની ચોથી અવસ્થાને જ તુરીય અવસ્થા કહેવાય છે. તે ઉપરાંત બૃહદારણ્યકનો આ મંત્ર વેદમાં વિષ્ણુના એક બીજા મંત્રના જેવો જ છેઃ 'तद् विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः। दिवीव चक्षुराततम् ॥' (ઋગ્વેદ ૧. ૨૨. ૨૦)-'પેલું રહ્યું વિષ્ણુનું પરમ પદ, જેને દ્રષ્ટાઓ હરહંમેશ જોયા કરતા હોય છે અને જે જાણે કે દ્યુલોકમાં આંખરૂપે વ્યાપેલું છે.' આપણે ભૂલવાનું નથી કે ગાયત્રીને માટે જે ચોથું પદ છે તે જ વૈદિક વિષ્ણુનું ત્રીજું પગલું છેઃ એ બંને એક જ છે અને ઊંચામાં ઊંચું પદ અથવા ધામ છે અને એ અતિમાનસ અથવા વિજ્ઞાન અથવા વેદની ભાષામાં કહીએ તો, ઋતચિત્ યા ઋતચેતના છે.

*

વેદની भूः, भुवः અને स्वः એ ત્રણે ભૂમિકાઓ અનુક્રમે (૧) જડતત્ત્વનાં જગતો, (૨) વચ્ચેનાં પ્રાણ-મનનાં જગતો અને (૩) મનથી પર રહેલાં વિજ્ઞાનમય ચેતનાનાં જ્યોતિર્મય જગતોની વાચક હતી. પણ પછીના કાળમાં સ્વીકારાયેલી બીજી વિશ્વયોજનામાં भूः, भुवः, स्वः (સ્વર્ગ) અને महः એમ એની ચાર ભૂમિકાઓ બનાવી દેવામાં આવી અને તેઓ અનુક્રમે (૧) જડતત્ત્વનાં, (૨) પ્રાણનાં, (૩) મનનાં અને (૪) વિજ્ઞાનમય ચેતનાનાં જગતોની વાચક બની. આ બે યોજનાઓ વચ્ચે કશો જ મૌલિક ભેદ નથી. જેમ આપણે એક થાંભલાનું માપ બતાવવું હોય તો નવ ફૂટ કહીએ કે ત્રણ વાર કહીએ તેથી કંઈ ફરક પડતો નથી, અથવા ફૂટમાં માપ આપીએ કે મીટરમાં આપીએ તો પણ કશો વાંધો આવતો નથી, તેમ ચેતનાની ઉત્ક્રાંતિને આપણે ત્રણ કે ચાર કે પાંચ કે સાત ભૂમિકાઓના સ્વરૂપમાં બતાવીએ તો તેથી કશો ફરક પડતો નથી. અને આ રીતે જુદીજુદી યોજનાઓમાં બતાવાય પણ છે. વિષ્ણુના સૂક્તોમાં ત્રણ ભૂમિકાઓ રૂપે, માંડૂક્ય ઉપનિષદની યોજનામાં વિશ્વ-તૈજસ-પ્રાજ્ઞ-તુરીય એમ

કે વેદમાં 'ગાવું' (गै) અને 'આગળ વધવું' (गम्) બંને ધાતુઓ મૂળમાં એક જ અર્થના હતા. (સરખાવો, વિષ્ણુનું વિશેષણ उरुगाय-વિશાળ ગતિવાળો, उद्गीथ-ગાર્ય ને ઊંચે આરોહણ કરવું, વગેરે) વિષ્ણુનાં આ ત્રણ પગલાં (पद, विक्रम, चरण) ઉત્ક્રાંતિશક્તિનાં ત્રણ પગલાં છે કેમકે વેદમાં વિષ્ણુ ઉત્ક્રાંતિશક્તિનું પ્રતીક છે અને એમ જણાય છે કે ગાયત્રી પણ એનું જ એક બીજું પ્રતીક હોય.

બૃહદારણ્યક આગળ કહે છે: 'ऋचो यजूंषि सामानि इति अष्टाक्षराणि, अष्टाक्षरं वा एकं गायत्र्यै पदम् ।' ગાયત્રીને માટે દ્રષ્ટા આ એક બીજી વ્યાખ્યા આપણને આપે છે, બીજું પ્રતીક પ્રયોજે છે. પરંતુ પહેલાં જે મૂળ વસ્તુ ત્રણ લોકો દ્વારા બતાવી તે તો તેની તે જ છે, કેમકે ત્રણ વેદોના મંત્રો, ઋચા, યજુસ્ અને સામ અનુક્રમે પૃથ્વી, અંતરિક્ષ અને દ્યુલોકની સાથે સંબદ્ધ છે. ઋચ્ અથવા ઋચા જ્યોતિનો મંત્ર છે અને એ આપણી ભૌતિક ચેતનાને જ્યોતિર્મય બનાવે છે. યજુસ્ ક્રિયા અથવા શક્તિનો મંત્ર છે અને એ આપણી પ્રાણમય સક્રિય ચેતના સાથે સંબંધ ધરાવે છે. સામ શાંતિ અને આનંદનો મંત્ર છે અને એ આપણી મનોમય ચેતના સાથે જોડાયેલો છે. આમ ઋગ્, યજુસ્ અને સામ એ ત્રણ પણ ચેતનાના ઉત્ક્રાંત્યાત્મક આરોહણનાં જ ત્રણ પગથિયાંનાં પ્રતીકો છે.

ત્યાર પછી ઉપનિષદ આ જ વિષય માટે એક ત્રીજું પ્રતીક રજૂ કરે છે: 'प्राणो अपानो व्यानः× इति अष्टाक्षराणि, अष्टाक्षरं ह वै एकं गायत्र्यै पदम् ।' આ એક અત્યંત ગહન રહસ્યમય પ્રતીક છે. આપણું જીવન અને આપણો વિકાસ શ્વાસની ક્રિયા પર અવલંબે છે અને એ શ્વાસક્રિયાના ત્રણ તબક્કા છે. (૧) પહેલાં આપણે શ્વાસને અંદર ખેંચીએ છીએ, જેનાવડે વિશ્વમાં રહેલી પ્રાણશક્તિ હવા દ્વારા આપણા વ્યક્તિગત સ્વરૂપમાં પ્રવેશે છે: આથી

× વ્યાનઃ-ઉચ્ચાર શાસ્ત્ર મુજબ 'વિઆનઃ' એમ ત્રણ અક્ષરવાળો શબ્દ છે

અનુષ્ટુપ પણ બની જાય છે કેમકે એ ત્રણને બદલે ચાર ચરણોવાળી બની જાય છે.

પરંતુ ઉત્ક્રાંત્યાત્મક ગાયત્રીશકિત કંઈ માત્ર ત્રણ કે ચાર પદોવાળી જ નથી. પહેલાં તો એ એક પગલું ભરે છે અને ત્યારે એ એકપદી હોય છે; પછી એ ઉત્ક્રાંતિમાં બીજું પગલું ભરે છે અને ત્યારે એ દ્વિપદી પણ છે. આમ એ શકિત જ્યારે જડતત્ત્વમાં કાર્ય કરતી હોય છે ત્યારે એ એકપદી છે, પ્રાણની ભૂમિકા પર પહોંચે છે ત્યારે એ દ્વિપદી છે, મનની ભૂમિકા પર પહોંચે છે ત્યારે એ ત્રિપદી છે અને અતિમનસ અર્થાત્ વિજ્ઞાનની ભૂમિકા પર પહોંચે છે ત્યારે એ ચતુષ્પદી છે. પરંતુ એ શકિત એના મૂળસ્વરૂપમાં તો પરમાત્માની શક્તિ છે અને એ પરાત્પર અથવા વિશ્વાતીત અવસ્થામાં એણે એક પણ પગલું ભર્યું હોતું નથી, ઉત્ક્રાંતિમાં આવી જ હોતી નથી. ત્યારે એ અપદ્ કહેવાય છે અને એ અપદ્ અવસ્થામાં કોઈ પણ એને પહોંચી શકતું નથી. (અપદ્ એટલે ૧. પગલું ભર્યા વિનાની, અને ૨. જેના પ્રત્યે જઈ કે પહોંચી ન શકાય તેવી.) આ જ બધી વાત આપણને બૃહદારણ્યકનો એક બીજો મંત્ર (પ. ૧૪. ૭) સ્પષ્ટપણે બતાવે છે...... 'गायत्रि एकपदी द्विपदी त्रिपदी चतुष्पदी अपद् असि, न हिं पद्यसे।' 'હે ગાયત્રી, તું એકપદી, દ્વિપદી, ત્રિપદી, ચતુષ્પદી અને પદરહિત પણ છે, કેમકે તને પહોંચી શકાતું નથી.'

ગાયત્રીનાં પદોની વાત માંડૂક્ય ઉપનિષદની ઓંકારની ચાર માત્રા અને આત્માના ચાર પાદની વાતને મળતી આવે છે. ત્યાં પણ ઓંકારની અ, ઉ, અને મ રૂપ ત્રણ માત્રાઓ અનુક્રમે આત્માની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિની ત્રણ અવસ્થાઓને અનુરૂપ છે, પરંતુ એ ત્રણેથી પર જે છે તેને માટે માંડૂક્ય કહે છેઃ 'चतुर्थं मन्यन्ते'–' એને ચોથો ગણવામાં આવે છે; 'अमात्र: चतुर्थः' જે માત્રા વિનાનો છે તે ચોથો છે.' આ પ્રમાણે જ ગાયત્રીનું ચોથું પદ અપદ્ છે અને તેથી એ દૃષ્ટિથી ચતુષ્પદી અને અપદ્ બંને એક જ સ્વરૂપ છે, માત્ર ફરક

આઠ આઠ અક્ષરનાં ત્રણ ચરણો આવે છે. વેદમાં વિષ્ણુનાં પગલાં પૌરાણિક વિષ્ણુ–અવતાર વામનનાં પગલાં કરતાં જુદાં છે. જ્યાં પૌરાણિક વામન પહેલું પગલું પૃથ્વી પર (જડતત્ત્વમાં), બીજું આકાશમાં (મનોમય તત્ત્વમાં) અને ત્રીજું બલિરાજાના માથા પર પાતાળમાં (અવચેતનાના ઊંડાણમાં રહેલા બળવાન શક્તિમાં) ભરે છે, ત્યાં વૈદિક વિષ્ણુનાં પહેલાં બે પગલાં તો એ જ છે પણ ત્રીજું પગલું પાતાળમાં નહિ પરંતુ આકાશની પેલી પાર રહેલા સૂર્યમાં (એટલે કે મનોમય ચેતનાની પેલી પાર રહેલા વિજ્ઞાન અથવા અતિમનસમાં) અથવા તો વેદ જેમ કહે છે તેમ 'ત્રિધાતુ'માં (એટલે કે, સત–ચિત–આનંદરૂપ ત્રણ તત્ત્વોથી યુક્ત પરમાત્મામાં ભરે છે.

ગાયત્રી પણ વૈદિક વિષ્ણુની જેમ જ પોતાનાં બધાં પગલાં ઊર્ધ્વ દિશામાં જ ભરે છે. એનાં ત્રણ પગલાં જડતત્ત્વ, પ્રાણ અને મનરૂપ છે, પરંતુ એનું એક ચોથું પણ પગલું છે, જેને માટે બૃહદારણ્યક કહે છેઃ 'अथ अस्याः एतदेव तुरीयं दर्शतं पदं परोरजा य एवं तपति यद्व चतुर्थं तत् तुरीयं दर्शतं पदं इति, ददृश इव हि एप परोरजा इति।'—' વળી આ ગાયત્રીનું આ જ ચોથું દષ્ટિ સ્વરૂપનું પદ (પગલું, ધામ) છે જે આકાશની (જગતોની) પેલી પાર પ્રકાશે છે. જે આ ચોથું (તુરીય) દષ્ટિ સ્વરૂપનું પદ છે તે જ જાણે કે આ જગતોની પેલી પાર દેખાય છે.' ઉત્ક્રાંતિમાં જડતત્ત્વ, પ્રાણ અને મનરૂપ ત્રણ પગલાં પછી એ ત્રણેથી પર, આપણા ઊંચામાં ઊંચા મનોમય આકાશથી પણ પર ચોથું અથવા તુરીય પદ પ્રકાશે છે. એ કંઈ આપણી બાહ્ય ઈંદ્રિયાત્મક અથવા તો માનસિક દૃષ્ટિથી જોઈ શકાતું નથી પરંતુ કોઈ ઊર્ધ્વ અને દિવ્ય દૃષ્ટિને જ પ્રત્યક્ષ થાય છે. એટલે તો દ્રષ્ટા કહે છે 'ददृशे इव'–' જાણે કે દેખાય છે.' માનવની ચેતનાથી પરનું આ દર્શન છે. અને એ ઊર્ધ્વ દર્શનનો વિષય હોઈ એને 'दर्शतं पदं' કહેવામાં આવ્યું છે. મંત્રમાં આવેલા 'તુરીય' શબ્દનો અર્થ છે ચોથું, અને એ આપણને વેદાંતની તુરીય

અનુસારની હોય છે. ભૌતિક વિશ્વનો તાલ ગાયત્રી છે. આ બતાવતાં છાંદોગ્ય ઉપનિષદ (૩. ૧૨. ૨–૩) કહે છે: '**या वै सा गायत्री इयं वाव सा येयं पृथिवी, अस्यां हि इदं सर्वं भूतं प्रतिष्ठितं, एतामेव नातिशीयते। या वै सा पृथिवी इयं वाव सा यदिदं अस्मिन् पुरुषे शरीरं, अस्मिन् हि इमे प्राणाः प्रतिष्ठिताः एतदेव नातिशीयन्ते।**'* —'જે આ પૃથિવી (જડતત્ત્વ) છે તે જ ગાયત્રી છે કેમકે પૃથિવીમાં જ બધું ભૌતિક દ્રવ્ય સ્થિર બન્યું છે અને એ પૃથિવીનું ઉલ્લંઘન કરતું નથી. વળી જે આ વ્યક્તિગત સ્વરૂપમાં શરીર છે તે પણ ગાયત્રી છે કેમકે એ શરીરમાં પ્રાણો સ્થિર બન્યા છે અને તેઓ એ શરીરનું ઉલ્લંઘન કરતા નથી.' ત્યારે વિશ્વમાં જડતત્ત્વ અને જીવન્ત વ્યક્તિગત સ્વરૂપમાં શરીર ગાયત્રીના અષ્ટાક્ષર સ્પંદ અને તાલ પર ગતિમાન બને છે. પૃથ્વીમાં આઠ વસુઓ છે તેમ શરીરમાં આઠ ધાતુઓ છે.

આ ગાયત્રીશક્તિના સ્પંદ અને તાલ ભલે જડતત્ત્વ(પૃથ્વી)માં પ્રગટ થયા હોય પરંતુ તેઓ આવે છે તો સૂર્ય(અતિમનસ, વિજ્ઞાન)-માંથી. સ્થૂલ ભૂમિકા પર પણ આપણા પૃથ્વીના ગોળાનુયે એમ જ છે: એ પોતાની ધરીની આસપાસ તેમ જ સૂર્યની આસપાસ પણ ફરે છે, પરંતુ એની આ બંને ગતિની શક્તિ તો એને પ્રાપ્ત થાય છે સ્થૂલ સૂર્યના ગોળામાંથી. આમ ગાયત્રી મૂળ તો સૂર્યની અર્થાત્ અતિમાનસ વિજ્ઞાનમય ચેતનાની શક્તિ છે, આપણે વધારે સાચી રીતે કહીએ તો સૂર્યની એ શક્તિ જ જડતત્ત્વમાં અષ્ટાક્ષરા ગાયત્રીના પાટા અથવા તાલ પર ગતિમાન બને છે, પરંતુ એ કંઈ એનો એકમાત્ર પાટો અથવા તાલ નથી. દરેક તત્ત્વમાં એ જુદા જ પાટા અને તાલને અભિવ્યક્ત કરે છે અને એના પર ગતિમાન બને છે.

આથી સૂર્યની શક્તિ માત્ર ગાયત્રીરૂપે જ નહિ પણ બીજા અનેક

---

* સરખાવો–શતપથ બ્રાહ્મણ ૬. ૨. ૧. ૧૫ અને જૈમિનીય ઉપનિષદ ૧. ૫૫. ૩માં 'इयमेव (पृथिवी) गायत्री।' 'આ પૃથ્વી જ ગાયત્રી છે.'

ચાર ભૂમિકાઓરૂપે, તૈત્તિરીય ઉપનિષદની યોજનામાં અન્નમય (જડતત્વમય)-પ્રાણમય–મનોમય–વિજ્ઞાનમય–આનંદમય એમ પાંચ ભૂમિકાઓ રૂપે અને વેદની બીજી યોજનામાં તેમ જ પુરાણોની યોજનામાં જડતત્ત્વ–પ્રાણ–મન–વિજ્ઞાન–આનંદ–ચિત્શક્તિ–સત્ એમ સાત ભૂમિકાઓ અથવા જગતોરૂપે એકની એક જ બાબત પુરસ્કૃત કરવામાં આવી.

*

ત્યારે સામાન્ય રીતે જ્યારે આપણે એમ કહીએ છીએ કે ગાયત્રી ત્રિપદી છે ત્યારે આપણે માત્ર એના વાચ્યાર્થ ઉપર એટલે કે એ છંદના ત્રણ ચરણો ઉપર જ આપણી નજર રાખતા હોઈએ છીએ. પણ ત્રિપદીનો અર્થ કંઈ માત્ર બાહ્ય છંદને લગતો જ નથી. એનો બીજો વ્યંગ્યાર્થ ઉત્ક્રાંતિ–પરક છે અને એમાં ગાયત્રી માત્ર છંદ નહિ પણ કોઈ વિશ્વાત્મક શક્તિનું રૂપ ગ્રહે છે. અને આ વિશ્વશક્તિ જ જગતની માતા રૂપ એટલે કે વિશ્વને સર્જનારી છે: પરમાત્મા પિતા છે અને એની શક્તિ માતા છે; સૂર્ય સવિતા પિતા છે અને એની શક્તિરૂપ સાવિત્રી માતા છે. અને ગાયત્રીનું બીજું નામ સાવિત્રી છે. પણ એ બાબત પર આપણે પછી આવીશું.

જ્યારે આ ઉત્ક્રાંત્યાત્મક સર્જક શક્તિ પ્રત્યે, એણે પ્રગટાવેલી ચેતનાની ત્રણ ભૂમિકાઓની નજરે જોવામાં આવે છે ત્યારે એ ત્રિપદી ગણાય છે; પણ જ્યારે એના પ્રત્યે ઉત્ક્રાંતિની ચાર ભૂમિકાઓની નજરે જોવામાં આવે છે ત્યારે એ ચતુષ્પદી પણ ગણાય છે. ચેતનાની ભૂમિકાઓની નજરે જોતાં ત્રિપદી અને ચતુષ્પદી વચ્ચે કશો ભેદ નથી. કેમકે 'પદ'નો અર્થ ત્યાં 'છંદનું ચરણ' નથી પરંતુ 'ચેતનાની ભૂમિકા અથવા ધામ' છે. છંદની નજરે જોતાં પણ એક વિચિત્ર વાત આપણને વેદમાંથી મળે છે. ગાયત્રી છંદમાં આઠ–આઠ અક્ષરોના ત્રણ ચરણો છે પરંતુ જ્યારે એ જ ત્રણ ચરણોમાં એક ચોથું આઠ અક્ષરોનું ચરણ ઉમેરવામાં આવે છે ત્યારે પણ ગાયત્રી ગાયત્રી જ રહે છે કેમકે આઠ અક્ષરનાં ચરણો તો છે જ, પણ તે સાથે સાથે ગાયત્રી

આનો જ વારંવાર ઉલ્લેખ કરે છે, જેમાંના કેટલાક આ પ્રમાણે છે:
'There in a hidden chamber closed and mute
Are kept the record graphs of the cosmic scribe,
The text and glossary of the Vedic truth
Are there; the rhythms and metres of the stars
Signficant of the movements of our fate:'
(Bk. I, Canto 5)
'On peaks where Silence listens with still heart
To the rhythmic metres of the rolling worlds,
He served the sessions of the triple fire.'
(Bk. II, Canto 5)
છાંદોગ્ય ઉપનિષદ (૧.૫.૨) પણ સૂર્યજનિત સંગીતનો ઉલ્લેખ કરતાં કહે છે: 'असौ वा आदित्यः उद्गीथः एष प्रणवः ओमिति हि एष स्वरन् एति।'—'પેલો સૂર્ય પણ ઉદ્ગીથ (ઊર્ધ્વ ગતિનું ગાન) છે, એ જ પ્રણવ છે, કેમકે એ સૂર્ય જ ઓમ્ એવો સ્વર ઉત્પન્ન કરતો આગળ વધે છે.'

*

અનેક છંદોનું રૂપ ધારણ કરનારી આ અભિમતસ્વરૂપ સૂર્યની શક્તિને 'સાવિત્રી' કહેવામાં આવે છે. આપણે પૂર્વે જોયું તેમ સૂર્ય 'સવિતા' છે અને તેથી એની શક્તિનું નામ 'સાવિત્રી' છે. सवितुः इयम् इति सावित्री। 'સવિતા' શબ્દ સૂ-ધાતુ પર સિદ્ધ થયો છે અને એ ધાતુનો અર્થ છે 'પ્રસવ કરવો, જન્માવવું.' (સરખાવો, પ્રસૂતિ.) યાસ્કાચાર્ય કહે છે કે સૂર્યને સવિતા કહેવામાં આવે છે કેમકે એ બધાં જગતોનો 'प्रसविता'-પ્રસવ કરનારો છે. સૂર્યની તો અનેક શક્તિઓ છે પણ એમાંની એક જે સ્થૂલ-સૂક્ષ્મ વિશ્વોને જન્માવે છે તે 'સાવિત્રી' છે, જે પોષે છે તે 'પૂષા' છે, જે સૌ કોઈને પ્રેમ કરે છે તે 'મિત્ર' છે, જે ઉત્ક્રાંતિમાં સૌકોઈને આગળ

એટલો જ છે કે વિશ્વાભિવ્યક્તિની પૂર્વે એ અપદ છે, પરંતુ વિશ્વાભિવ્યક્તિમાં ઉત્ક્રાંતિ પોતાની અંતિમ અવસ્થા પર પહોંચ્યા પછી એ ચતુષ્પદી છે. પરમાત્મા જ્યારે મૂળ વિશ્વાતીત સ્વરૂપમાં હોય છે ત્યારે ગાયત્રી અપદ છે પરંતુ વિશ્વમાં ઉત્ક્રાંતિ દ્વારા આગળ વધી રહેલી ચેતના જડતત્ત્વ, પ્રાણ અને મનને ઓળંગી અતિમનસ પર પહોંચે છે ત્યારે એ ચતુષ્પદી છે.

ગાયત્રીરૂપ ઉત્ક્રાંતિશક્તિની વ્યાપકતા છાંદોગ્ય ઉપનિષદ પણ ૩.૧૨.૧ માં આમ બતાવે છે: 'गायत्री वा इदं सर्वं भूतं यदिदं किञ्च, वाग् वै गायत्री, वाग् वा इदं सर्वं भूतम्।'– 'આ બધું ભૂત (Becoming) અને જે કંઈ છે (Being) તે પણ ગાયત્રી જ છે. વાણી જ ગાયત્રી છે કેમકે વાણી જ આ બધું ભૂત (Becoming) છે. Being અને Becoming, સત્ અને ભૂતભાવ, આત્મા અને ભૂતાનિ, યુગલ તત્ત્વો છે. એમાંનું પહેલું મૂળ, અવ્યક્ત, અનભિવ્યક્ત છે અને બીજું પહેલાનું જ વ્યક્ત, અભિવ્યક્ત સ્વરૂપ છે. પણ મંત્રદ્રષ્ટા કહે છે કે એ બંને ગાયત્રી છે. અહીં વાક્ અથવા વાણી આપણી વાચા નથી પરંતુ પરમાત્માની વાણી અર્થાત્ અભિવ્યક્તિ કે પ્રાકટ્ય છે. પરમાત્માનું પ્રાકટ્ય વિશ્વસ્વરૂપનું છે અને તેથી આખું યે વ્યક્ત વિશ્વ પરમાત્માની વાણી છે. અને એ અભિવ્યક્તિને સિદ્ધ કરનારી શક્તિ ગાયત્રી છે; આપણે કહી શકીએ કે ખુદ અભિવ્યક્તિ પોતે જ, વાણી પોતે જ ગાયત્રી છે, ઉત્ક્રાંતિશક્તિ છે.

*

આપણે પૂર્વે જોયું કે ગાયત્રી, ત્રિષ્ટુપ્ અને જગતી અનુક્રમે પૃથ્વી, અંતરિક્ષ અને દ્યૌઃ અથવા તો ભૂઃ, ભુવઃ અને સ્વઃ એ ત્રણ ભૂમિકાઓના છંદ અથવા સ્વરલહરી અથવા ગતિમાર્ગ છે. જ્યાં જ્યાં જડતત્ત્વનો આવિર્ભાવ છે અને જ્યાં જ્યાં એની ગતિ છે ત્યાં ત્યાં અંત્ર એ ગતિ ગાયત્રીની અષ્ટાક્ષર ગતિ અથવા તો તાલ (rhythm)

'ગાયત્રી' શબ્દનો અર્થ જૈમિનીય ઉપનિષદ, બૃહદારણ્યક (૫.૧૪.૪) વગેરેમાં આમ બતાવવામાં આવ્યો છે: 'एषा गायत्री अध्यात्मं प्रतिष्ठिता, सा हैषा गयांस्तत्रे, प्राणा वै गया:, तत् प्राणांस्तत्रे, तद् गयांस्तत्रे तस्माद् गायत्री नामा।—' આ ગાયત્રી (રૂપ સાવિત્રી) આપણા વ્યક્તિગત સ્વરૂપમાં (પણ) સ્થિર બની છે. એ ગયોને રક્ષે છે. પ્રાણો ગય છે. એ પ્રાણોને રક્ષે છે. આમ ગયોને રક્ષતી હોઈ એ ગાયત્રી છે.' ઉપનિષદોમાં 'પ્રાણ' શબ્દ આપણી બધી જ શક્તિઓનો— કર્મેન્દ્રિયોની, મનની તેમ જ આયુની શક્તિઓનો,— સામાન્યપણે વાચક છે. ઉપનિષદ કહે છે કે આ બધી શક્તિઓ 'ગય' છે, અને ગાયત્રી એમનું રક્ષણ કરે છે. (तत्रे-त्रायति-ત્રાણ કરે છે.) એટલે એને ગાયત્રી કહેવામાં આવે છે. જડતત્ત્વમાંથી ઘડાયેલા શરીરમાં ભૌતિક શક્તિઓનાં આક્રમણો સામે આપણી બધી જીવન અને ચેતનાની શક્તિઓનું રક્ષણ કરવાનું કામ આ ગાયત્રીરૂપ સાવિત્રી કરે છે.

છાંદોગ્ય ઉપનિષદ (૩.૧૨.૧) પણ કંઈક જુદી રીતે આ જ અર્થ આપણને બતાવે છે; गायत्री...गायति च त्रायते च।' 'ગાયત્રી...ગાય છે (ગતિમાન બને છે) અને રક્ષણ કરે છે.' 'ગાવું' એટલે સ્વરલહરીઓને ધીમે ધીમે ઊંચે ને ઊંચે ચઢાવવી. સારો ગાનારો હંમેશ છેક નીચેના (ખરજના-મંદ્ર સપ્તકના) સૂરોથી શરૂઆત કરીને, સંગીત જેમ જેમ આગળ વધતું અને જામતું જાય તેમ તેમ ઉપરના ને ઉપરના (તાર સપ્તકના) સૂરો લગાડતો જાય છે. આથી 'ગાવું' એટલે 'સ્વરોને આગળ વધારવા, ઊંચે ચઢાવવા.' જેમ ગાયક ગાઈને સ્વરોને ઊંચે ચઢાવતો જાય છે, તેમ સૂર્યની શક્તિ સાવિત્રી પણ ગાયત્રીના સ્વરૂપમાં આપણી અસ્તિત્વની અને ચેતનાની બધી શક્તિઓને સારી રીતે જાગતીને તેમ જ સંવાદી બનાવીને જડતત્ત્વમાંથી ઊંચે ને ઊંચે લઈ જાય છે. આ છે એનું ગાવું અને રક્ષવું, 'गायति च त्रायते च.'

*

છંદો અથવા પાટા અથવા તાલરૂપે પણ પ્રગટ થાય છે: બધા જ છંદો સૂર્યની શક્તિના જ ગતિમાર્ગો છે, બધા જ એનાં પોતાનાં સ્વરૂપો છે. જેમ વીજળીની શક્તિ તો એક જ છે પણ વાયર દ્વારા એને બલ્બમાં લઈ જઈએ તો ત્યાં પ્રકાશરૂપે પ્રગટે છે, પંખામાં લઈ જઈએ તો ગતિરૂપે પ્રગટે છે, રેફ્રિજરેટર કે એરકન્ડિશનરમાં લઈ જઈએ તો ઠંડી રૂપે અને ઇલેક્ટ્રિક સ્ટવમાં લઈ જઈએ તો એ ગરમીરૂપે પ્રગટ થાય છે, તેવું જ કંઈક આ અતિમનસરૂપ સૂર્યની મૂળ શક્તિનું છે. જ્યારે એ અષ્ટાક્ષરગતિથી આગળ વધે છે ત્યારે જડતત્ત્વનું રૂપ ધારણ કરે છે, એકાદશાક્ષરગતિથી વિચરે છે ત્યારે પ્રાણ બને છે, દ્વાદશાક્ષરગતિથી ગતિમાન થાય છે ત્યારે મનોમય અને એનાથી પણ ઊર્ધ્વ ચેતનાનું રૂપ ગ્રહણ કરે છે. બીજા બધા છંદોમાં પણ આ ત્રણ મુખ્ય છંદોની વચમાં વચમાં પોતપોતાને અનુરૂપ તત્ત્વોનાં સ્વરૂપોને એ જ સૂર્યની શક્તિ ધારણ કરે છે.*

જ્યાં છંદ અને સ્પંદ અને તાલ હોય ત્યાં સ્થૂલ કે સૂક્ષ્મ સ્વરૂપે અવાજ તો હોય જ. જેમ વીજળીનો પંખો ઘૂમે છે ત્યારે 'ધૂં ધૂં' અવાજ ઉત્પન્ન થાય છે, જેમ મોટર કે વિમાન ગતિમાન થાય છે ત્યારે પોતપોતાને અનુરૂપ અવાજ ઉત્પન્ન કરે છે, તેમ વિશ્વમાં ભૌતિક ભૂમિકા પર ઘૂમી રહેલા બધા ગોળાઓ પણ સૂક્ષ્મ અવાજો ઉત્પન્ન કરે છે. પરંતુ એ આપણી સ્થૂલ કર્ણેન્દ્રિયવડે ગ્રાહ્ય નથી. જેમનામાં સૂક્ષ્મ શ્રવણશક્તિ રહેલી હોય અથવા તો વિકસી હોય તેઓ એમને સાંભળી શકે છે. એ અવાજો કર્કશ ઘોંઘાટ રૂપ નથી હોતા પરંતુ સંગીતના અતિશય સુંદર સ્વરો અને તાલોથી યુક્ત હોય છે. ગ્રીક અગમ્યવાદી પાયથેગોરેસે આ ધ્વનિઓ સાંભળ્યા હતા અને એણે 'Music of the Spheres' (ગોલકોનું સંગીત) નામ આપ્યું હતું. શ્રી અરવિન્દ પોતાના અંગ્રેજી મહાકાવ્ય 'Savitri'માં

*સરખાવો: एको अश्वो वहति सप्तनामा'—સૂર્યરૂપ એક જ અશ્વ સાત નામનો (સાત છંદ અથવા ગતિનો) બનીને આગળ વધે છે.

આજ સુધીના રૂઢિચુસ્ત સંપ્રદાયોમાં પણ આ જ અનુદારતા અને સંકુચિતતા પ્રવર્તે છે. પણ બીજી બાજુએ ધાર્મિક પ્રણાલીઓ અને સાંપ્રદાયિકતાઓમાંથી કેટલાક સમજુ અને તટસ્થપણે ચિંતન કરી-શકનારા માણસો હમણાં બહાર નીકળી આવતા થયા છે અને તેઓ જ વેદોપનિષદોના સર્વાંગી સત્ય અને અદ્ભુતતાને સમગ્રપણે સમજી અને સમજાવી શકે તેમ છે.

મંત્રોના જપ અને અનુષ્ઠાન અને પુરશ્ચરણ અને કર્મકાંડી ક્રિયાઓમાં તેમના વિનિયોગ અને એવાં એવાં કંઈક ઝાંખરાં આદ્ય દ્રષ્ટાઓના મંત્રાત્મક મૂળ સાક્ષાત્કારો અને દર્શનોની આસપાસ પ્રચંડ પ્રમાણમાં આ બીજા યુગમાં ઊગી નીકળ્યાં છે અને મૂળ સત્યને છાઈ અને વીંટાઈ વળ્યાં છે. ઉપરાંત જાતજાતના અતાર્કિક વહેમો, ભ્રમણાઓ, કલ્પી કાઢેલા વિધિનિષેધો વગેરે પણ તેમની આસપાસ જામી ગયાં છે.

એમાંનું એક ઉદાહરણ છે સ્ત્રી-અધિકારનું. પરમાત્માની જેમ જ વેદના દ્રષ્ટાઓની નજરે સ્ત્રી અને પુરુષ જેવો કશો ભેદ છે જ નહિ. તેઓ તો સ્પષ્ટ શબ્દોમાં કહી ગયા છે કે 'नैव स्त्री न पुमानेष न चैवायं नपुसकः' 'આત્મા તો સ્ત્રી પણ નથી અને પુરુષ પણ નથી અને નપુંસક પણ નથી.' અને સાથે સાથે એમ પણ કહી ગયા છે કે, 'त्वं स्त्री त्वं पुमानसि, त्वं कुमार उत वा कुमारी,'– 'તું સ્ત્રી છે અને તું પુરુષ પણ છે, તું કુમાર છે અને તું કુમારી પણ છે.' અંતરાત્માની દિવ્ય અને ઊર્ધ્વ ચેતના પ્રત્યેની ઉત્ક્રાંતિમાં સ્ત્રી અને પુરુષ જેવા ભેદોને કશું જ સ્થાન ન હોઈ શકે અને વેદકાળમાં તેમ જ ઉપનિષદકાળમાં હતું પણ નહિ. આથી તો અદિતિ, યમી વૈવસ્વતી, શશ્વતી આંગિરસી વગેરે કેટલીએ સ્ત્રીઓ વેદમાં ઋષિકાઓ તરીકે, મંત્રદ્રષ્ટાઓ તરીકે જોવા મળે છે અને ઉપનિષદોમાં પણ એમ જ છે. એ પ્રાચીન યુગમાં અધિકાર-અનધિકાર જેવું કશું હતું નહિ, માત્ર જે વ્યક્તિ આંતર અને ઊર્ધ્વ ચેતનામાં જવા માટે તત્પર હોય, એટલે કે જેની ચેતના ઉત્ક્રાંતિમાં એટલા પ્રમાણમાં વિકસેલી

વધારે છે તે અર્યમા છે, જે સૌકોઈને આનંદ સમર્પે છે તે 'ભગ' છે, વગેરે, વગેરે. આ બધામાંથી આપણને તો અહીં માત્ર 'સવિતા' અને 'સાવિત્રી' સાથે જ લેવાદેવા છે.

'સાવિત્રી'—સૂર્યની પ્રસવકારિણી શક્તિ—જડતત્ત્વમાં ગાયત્રીરૂપે પ્રગટ થઈને ભૌતિક દ્રવ્યમાંથી આગળ વધી રહેલા અંતરાત્માઓને ચેતનાની એક પછી એક ઊર્ધ્વ ભૂમિકાઓ પર લઈ જાય છે. એ સાવિત્રીનો બીજો પણ એક છંદ છે અને એ ૮—૮ અક્ષરનાં ત્રણને બદલે ચ.ર ચરણોવાળો અનુષ્ટુપ છે. બૃહદારણ્યક (૫.૧૨.૪–૫) સાવિત્રીનાં આ બંને સ્વરૂપોનો ઉલ્લેખ કરે છે: 'गायत्री नाम, स यामेव अमूं (गायत्रीरूपां)...सावित्रीमन्वाह...तां ह एतामेके सावित्रीम् अनुष्टुभं अन्वाहुः । ...न तथा कुर्यात्, गायत्रीमेव सावित्रीम् अनुब्रूयात् ।—' ગાયત્રી એનું નામ છે. આ ગાયત્રીરૂપ સાવિત્રીનું આહ્‌વાન કરે છે....પણ કેટલાક અનુષ્ટુપરૂપ સાવિત્રીનું આહ્‌વાન કરે છે, પણ તેમ ન કરવું, પણ ગાયત્રીરૂપ સાવિત્રીનું જ આહ્‌વાન કરવું...'

આ અનુષ્ટુપરૂપ સાવિત્રીમંત્ર ઋગ્વેદ (૫.૮૨.૧) માં આમ છે तत् सवितुर्वृणीमहे वयं देवस्य भोजनम् । श्रेष्ठं सर्वधातमं तुरं भगस्य धीमहि ॥' [આ આખા સૂક્તમાં આ એક જ અનુષ્ટુપમંત્ર છે, બાકીના બીજા બધા ગાયત્રીછંદના મંત્ર છે એ નોંધપાત્ર ઘટના છે.]—'દેવ સવિતાના આનંદ (भोजनं-ઉપભોગ-આહ્‌લાદ) ને અમે પસંદ કરીએ છીએ. આનંદના દેવ ભગના શ્રેષ્ઠ અને સૌ-કોઈ સૌથી સુંદર રીતે સ્થાપિત કરનારા વેગવાન સામર્થ્યનું અમે ધ્યાન કરીને અમારામાં ધારણ કરીએ છીએ.' જ્યાં ગાયત્રી સાવિત્રી ઊર્ધ્વ ચેતનાની આરાધનાનો મંત્ર છે, ત્યાં આ અનુષ્ટુપ સાવિત્રી ઊર્ધ્વ આનંદની આરાધનાનો મંત્ર છે. બંને છંદો ૮–૮ અક્ષરના જ છે, પણ એકમાં એવાં ત્રણ પદો છે, જ્યારે બીજામાં ચાર છે એટલો જ ફરક છે.

ત્રીજો ખ્યાલ મંદિર પરત્વેનો છે. ગાયત્રીનું મંદિર કેમ નહિ ?* એવો પ્રશ્ન પણ આ હ્રાસકાળમાં જ ઊભો થવા પામી શકે છે. વેદ-કાળમાં તો કશાનાં જ મંદિરો નહોતાં. અને કોઈપણ દેવ-દેવીની મૂર્તિઓ નહોતી, ચિત્રો નહોતાં. વેદના દ્રષ્ટાઓ તો આંતર ચેતનામાં અને ઊર્ધ્વ ચેતનામાં યોગ દ્વારા પ્રવેશીને જીવંત દેવદેવીઓ સાથે સંપર્ક સાધતા અને તેથી તેમને લાકડા–લોખંડ વગેરેની મૂર્તિઓની અથવા ચિત્રોની જરૂર જ નહોતી અને તેમને કદાચ એવો ખ્યાલ પણ નહિ હોય કે તેમની પછી આવનારા તેમના વંશજો મૂળ સત્યોને અને સત્ત્વોને બાજુએ મૂકીને કલ્પિત મૂર્તિઓ રચશે અને મંદિરો ઊભાં કરશે.

વળી વેદ–ઉપનિષદના દ્રષ્ટાઓ દેવ અને એની શક્તિ વચ્ચે ભેદ નહોતા પાડતા. દરેક દેવ પોતપોતાની શક્તિ સાથે એક છે. આથી સૂર્ય સવિતા અને એની શક્તિ સાવિત્રી બંને એક જ છે. અને તેથી એવા પ્રશ્ન જ રહેતા નથી કે ગાયત્રી મંત્ર સૌર છે કે શાક્ત, અને જો સૌર હોય તો શક્તિચિત્ર શા માટે. વસ્તુતઃ ગાયત્રી તો છંદ છે અને એ છંદનો મંત્ર જે દેવનો હોય તે દેવનો ગણાય. જેમકે વરુણને સંબોધતો ગાયત્રીમંત્ર વરુણનો, ઉષાને સંબોધતો ગાયત્રીમંત્ર ઉષાનો. જેને 'ગાયત્રી' તરીકે હાલ ઓળખવામાં આવે છે તે 'तत्सवितुः' મંત્ર તો, જેમ આપણે ઉપર જોયું તેમ, વેદ અને ઉપનિષદોના કાળમાં સાવિત્ર મંત્ર તરીકે ઓળખાતો હતો; જો કે એ કંઈ એક જ સાવિત્ર મંત્ર નહોતો, કેમકે સૂર્ય સવિતાની આરાધના કરનારા બધા જ મંત્રો 'સાવિત્ર' હતા.

આમ, સૂર્ય સવિતા અતિમનસનું પ્રતીક છે અને એની આરાધનાનો ગાયત્રી છંદનો મંત્ર એ અતિમનસ પ્રત્યે માનવ ચેતનાના આરોહણને સૂચવતો મંત્ર છે.

---

* જો કે ગાયત્રીનું એક મંદિર કાઠિયાવાડમાં દક્ષિણ ભાગમાં સમુદ્ર-કિનારે પરનાવડા ગામમાં છે.

ત્યારે વેદ અને ઉપનિષદોના દ્રષ્ટા ઋષિઓની નજરે સાવિત્રીનું આ સ્વરૂપ છે. તેઓ એ સાવિત્રીના પૃથ્વી પરના સ્વરૂપને ગાયત્રીરૂપે દર્શાવે છે: અને એ ચેતનાની ઉત્ક્રાંતિના સ્વરૂપની છે.

જે એકમાત્ર મંત્રને આપણે ગાયત્રી તરીકે ઓળખીએ છીએ તે મંત્ર તો ઋગ્વેદના ત્રીજા મંડળના બાસઠમા સૂક્તની દસમી ઋચા છે. આ ઋચાને 'सावित्री ऋक्' કહેવામાં આવે છે કેમકે એમાં સૂર્ય સવિતાની આરાધના છે. આની પહેલાની નવમી ઋચા પૂષાની અને એની પછીની અગિયારમી ઋચા ભગની આરાધનાની છે. આપણે ઉપર જોયું તેમ પૂષા, સવિતા અને ભગ એ ત્રણ સૂર્યનાં જ (અતિમનસનાં જ) અનેકમાંનાં ત્રણ જુદાં જુદાં સામર્થ્યો છે, અને વેદના દ્રષ્ટાની નજરે એ બધા જ આદિત્યો દિવ્ય અને સમાન દરજ્જાના છે. વેદના દ્રષ્ટાઓને કોઈપણ વિશેષ દેવ અથવા કોઈ પણ વિશેષ મંત્ર પ્રત્યે વધુ કે ઓછો પક્ષપાત નહોતો; પોતાની યોગસાધનામાં જે જે દિવ્ય શક્તિ કે સ્વરૂપનું તેમને દર્શન થતું તેની તેની તેઓ આરાધના અને સ્થાપના પોતાની આંતર ચેતનામાં કરતા.

પરંતુ દ્રષ્ટાઓના સાક્ષાત્કાર અને અનુભવનો એ યુગ વીતી ગયા બાદ, જ્યારે 'સાપ ગયા અને લિસોટા રહ્યા' જેવો બીજો યુગ આવ્યો ત્યારે દ્રષ્ટાઓ જતા રહ્યા અને માત્ર સામાન્ય કોટિના ધર્મપ્રિય માનવો આવ્યા. તેમણે વેદો અને ઉપનિષદોનાં જીવંત સત્યોનું સ્વરૂપ ગુમાવ્યું, તેમની આર્ષ ઊર્ધ્વ અને આંતર દૃષ્ટિ ગુમાવી અને એને બદલે મનની સ્વચ્છંદ ઇચ્છા અને પક્ષપાતી વૃત્તિઓને સ્થાપી. વેદોપનિષદોનું જે વિશાળ સર્વગ્રાહી સત્ય હતું. તેના તેમણે ટુકડા કર્યા અને દરેક છુટા-છુટા ટુકડાને જુદી જુદી વ્યક્તિઓએ એકમાત્ર સત્ય તરીકે અપનાવી લીધા. એકે કહ્યું 'આ મંત્ર જ સર્વોત્તમ છે,' તો બીજાએ કહ્યું 'નહિ, પેલો મંત્ર જ સર્વોત્તમ છે.' આ રીતે વેદના અસંખ્ય મંત્રોમાંથી આ બીજા યુગના બીજી કોટિના માનવાત્માઓએ થોડાક મંત્રો ચૂંટીને પસંદ કર્યા અને તેમનો પોતાના અનુયાયીઓમાં ફેલાવો કર્યો. ઉક

ઉપનિષદ્ આગળ કહે છે: 'વાણી ગાયત્રી છે.' વાણી અથવા વાક્‌નો મૂળ અર્થ માત્ર બોલાયેલો શબ્દ નહોતો, પણ અભિવ્યક્તિનું, કોઈ પણ સાધન (means of expression) હતો. આપણે જે કંઈ બોલીએ છીએ તે તો આપણી વાણી છે જ, પરંતુ તે ઉપરાંત આપણા મુખ પરના ભાવો, આપણા હાથ-પગ વગેરે અવયવોના ઈશારાઓ, આપણે મૂગાંમૂગાં દાખવેલાં અનેક પ્રકારનાં ચિહ્નો પણ આપણી વાણી જ છે. અને એથી પણ આગળ વધતાં આપણા બધા વિચારો, બધી લાગણીઓ, આપણાં બધાં શારીરિક કર્મો તેમજ આપણા જીવનની આખીયે કારકિર્દી પણ આપણી અભિવ્યક્તિનાં (આપણા ભૂતભાવ અથવા becomingનાં) સાધનો હોઈ આપણી વાણી જ છે. આપણો અંતરાત્મા જે કોઈ રીતે પોતાનું પ્રાકટ્ય કરે તે બધું જ એની વાક્ છે. બરાબર આ જ રીતે આખુંએ વિશ્વ પરમાત્માની અભિવ્યક્તિરૂપ હોઈ એની વાણી છે. ભૌતિક વિશ્વ ભૌતિક ભૂમિકા પર પરમાત્માની અભિવ્યક્તિ છે. આથી ભૌતિક વિશ્વનો છંદ ગાયત્રી પરમાત્માની ભૌતિક ભૂમિકા પરની વાણી છે.

ઉપનિષદે આપણને અહીં બે સમીકરણો (equations) અથવા તો તાદાત્મ્યો (identities) આપેલાં છે. પહેલું, ગાયત્રી આ બધું ભૂતમાત્ર છે અને બીજું, વાણી ગાયત્રી છે. આના ઉપરથી એક ત્રીજું સમીકરણ અથવા તાદાત્મ્ય પણ સિદ્ધ થાય છે અને તે એ કે, ભૂતમાત્ર વાણી છે. એટલે કે સૌ કોઈ પદાર્થો અને સત્ત્વો પરમાત્માની વાણી અથવા અભિવ્યક્તિ છે

ઉપનિષદ્ ગાયત્રી શબ્દની વ્યુત્પત્તિ આપે છે. '**गायति च त्रायते च।**' એટલે કે ગાયત્રી શબ્દ બે ધાતુઓ પરથી સિદ્ધ થયો છે; **गै**-ગાવું, અને **त्रै**-રક્ષણ કરવું, બચાવવું, જાળવવું. આમનો પહેલો ધાતુ **गै**-એના જેવા જ બીજા ધાતુ **गम्**-(જવું, આગળ વધવું)-નો સહોદર છે. 'ગાવું' અને 'જવું' એ બંને ક્રિયાઓ મૂળમાં એક જ સ્વરૂપની છે. દા. ત. 'ઉદ્‌ગીથ'-ઊંચે ગાવું અને ઊંચે જવું,

તે વ્યક્તિને અનુભવો અને સાક્ષાત્કારો થાય. એ સિવાય બીજા કોઈ પણ બાહ્ય આચારો કે ધર્મપાલન આદિની કશી પણ જરૂરનો વેદમાં ઉલ્લેખ નથી. માત્ર સ્ત્રીઓ અને પુરુષો જ નહિ પણ નાના નાના કુમારો પણ દ્રષ્ટા બન્યાનાં ઉદાહરણ વેદમાં આપણને મળે છે.

બરાબર આવી જ એટલે કે સ્ત્રીપુરુષના ભેદ જેવી બીજી એક કલ્પના બ્રાહ્મણ ક્ષત્રિય વગેરેના ભેદની છે. વેદકાળમાં તો બધા જ દ્રષ્ટાઓ બનતા આપણને જોવા મળે છે: ઋગ્વેદનું આખું ત્રીજું મંડળ વિશ્વામિત્રના ક્ષત્રિયકુળમાં ઉત્પન્ન ઋષિઓએ રચેલાં સૂક્તોનું મંડળ છે. પરંતુ સંકુચિતતાનો અને ભેદોનો બીજો જમાનો જ્યારે આવ્યો અને વેદકાલીન સમત્વ આથમી ગયું ત્યારે બ્રાહ્મણો જ બ્રહ્મજ્ઞાનના અધિકારીઓ છે એમ ખ્યાલ ધીમે ધીમે દૃઢ થતો ગયો. પ્રાચીન વેદકાળમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વગેરે વર્ણો જન્મથી નહિ પણ પ્રકૃતિ અથવા સ્વભાવથી કરવામાં આવતા હતા, અને જો સ્વભાવ બદલાય તો તેમનો વર્ણ પણ બદલવાની પૂરેપૂરી છૂટ હતી. વળી કોઈપણ વર્ણને બીજા બધા કરતાં ઊંચો કે હલકો ગણવામાં આવતો નહોતો. બૃહદારણ્યકમાં પણ ક્ષત્રિય રાજા પ્રવાહણ જૈવલિ સ ભગુ ઋષિ ગૌતમને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપતા જોવા મળે છે. અને ઠેઠ ગીતામાં પણ કૃષ્ણ ક્ષત્રિય રાજાઓની પરંપરામાં ઊતરી આવેલા યોગનો ઉલ્લેખ કરતાં કહે છે: 'इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् । विवस्वान् मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः । स कालेनेह महता योगो नष्टः परंतप ॥ આ શ્લોક બતાવે છે કે રાજર્ષિઓ (અર્થાત્ જે રાજાઓ ઋષિ કે દ્રષ્ટા બન્યા હતા, તેમની પરંપરામાં ઊતરી આવેલો યોગ લાંબો કાળ વીતવાને લીધે નષ્ટ થઈ ગયો હતો. આ નષ્ટ યોગ વેદકાળનો જ યોગ છે. મનુ વૈવસ્વત, નહુષ, માન્ધાતા વગેરે રાજર્ષિઓનાં તો કેટલાંય સૂક્તો ઋગ્વેદમાં સમાવિષ્ટ છે. આથી ક્ષત્રિયકુળોત્પન્ન વિશ્વામિત્ર 'ગાયત્રી' મંત્રના દ્રષ્ટા કેમ એવો ખ્યાલ સુદ્ધાં પછીના હ્રાસકાળમાં ઊભો થવા પામ્યો છે.

આ જ વાત આપણને ઉપનિષદના દ્રષ્ટા 'ગાયત્રી' શબ્દવડે બતાવી રહ્યા છે. એનો પહેલો અંશ 'गै' અથવા 'गाय' ગતિનો એટલે કે કેંદ્રત્યાગી બળનો વાચક છે અને પ્રત્યેક પદાર્થમાંથી બહાર જનારી શક્તિનો તેમ જ પ્રત્યેક પદાર્થની વિશ્વમાં ગતિનો ઉલ્લેખ કરે છે. તેમ જ એનો બીજો અંશ 'त्री' પ્રત્યેક પદાર્થના કેંદ્રમાં રહેલા સ્થિર બિંદુનો તેમ જ એના પ્રત્યે થનારી એ પદાર્થના સર્વ અણુ-પરમાણુઓની ગતિનો ઉલ્લેખ કરે છે.

દરેક પદાર્થના ઘટક અણુઓ એક બીજાને વળગી રહે છે અને જ્યાં સુધી એ પદાર્થનો વિનાશ ન થાય ત્યાં સુધી તેઓ છૂટા પડીને અવકાશમાં ચારે બાજુએ વિખેરાઈ જતા નથી એનું કારણ છે આ બે બળોનું સંયુક્ત કાર્ય. જો ગતિ એકલી જ હોય અને સ્થિરતા અથવા સ્થિતિ હોય જ નહિ તો કોઈપણ પદાર્થનું સ્વરૂપ ટકી શકે નહિ. અને જો સ્થિરતા કે સ્થિતિ એકલી જ હોય અને ગતિ હોય જ નહિ તો કોઈ પણ પદાર્થમાં કશો પણ ફેરફાર કે પ્રગતિ કે વિકાસ થાય નહિ. જેને સંસ્કૃતમાં "संहति शक्ति (cohesion અથવા adhesionની શક્તિ) કહેવામાં આવે છે તે જ પદાર્થોને પોતપોતાના સ્વરૂપમાં ટકાવી રાખવાનું કારણ છે. આ શક્તિ અણુઓના એકબીજા સાથે ચીટકી રહેવામાં અથવા વળગી રહેવામાં કારણભૂત છે. અને એ જ શક્તિ દરેક પદાર્થના સ્વરૂપનું 'રક્ષણ' એટલે કે એને ટકાવી રાખવાનું, ધારણ કરી રાખવાનું, જાળવી રાખવાનું કાર્ય કરે છે. આ એનું 'त्राण' છે અને એનો જ ઉલ્લેખ 'ગાયત્રી' શબ્દના બીજા અંશવડે થયો છે. દરેક પદાર્થની સ્થિરતા, એની 'धृति शक्ति' અથવા અસ્તિત્વ-ધારણ શક્તિ અથવા સંઘટન શક્તિ આ 'त्री'ને આભારી છે.

બીજી બાજુ, પ્રત્યેક પદાર્થને ગતિમાન બનાવવાનું, એને અનેક સ્વરૂપ-પરિવર્તનોમાંથી પસાર કરવાનું, એની પ્રગતિ કરાવવાનું કાર્ય ગાયત્રીમાં રહેલી 'गाय' ગતિશક્તિ, ગાયનશક્તિને આભારી છે. કોઈ પણ પદાર્થ જ્યારે ગોળ ઘૂમે છે ત્યારે એ હવામાં વીંઝાતો

# ગાયત્રી અને આપણું સ્વરૂપ

ભૂઃ, ભુવઃ અને સ્વઃ અથવા પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ એ ત્રણ લોકોના (ત્રિભુવન, ત્રૈલોક્યના) છંદ અનુક્રમે ગાયત્રી, ત્રિષ્ટુપ અને જગતી છે. આ ત્રણ છંદો અનુક્રમે જડતત્ત્વ, પ્રાણ અને મનના ગતિમાર્ગો અથવા વહેવાના પથો છે. ગાયત્રી પૃથ્વી અથવા જડતત્ત્વનો ગતિમાર્ગ હોઈ એનો આધાર છે. છાંદોગ્ય ઉપનિષદ (૩.૧૨.૨) કહે છે: या वै सा गायत्री इयं वाव सा या इयं पृथिवी।'— 'આ બધું જ ભૂત, અહીં જે કંઈ છે તે ગાયત્રી છે.' ભૂત શબ્દના સંદર્ભમાં બે અર્થો છે: એક પૃથિવી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતો રૂપ જડતત્ત્વ અને બીજો એ જડતત્ત્વના દેહમાં પ્રગટ થયેલાં પ્રાણીઓ અથવા સત્ત્વો. ઉપનિષદનું વાક્ય એમ કહેવા માગે છે કે આ બંને અર્થમાં સર્વભૂતો ગાયત્રી જ છે.

પૃથ્વી અથવા ભૌતિક દ્રવ્યનો અને ભૂર્લોકનો અધિષ્ઠાતા દેવ અગ્નિ છે. એ અગ્નિનાં આઠ સ્વરૂપો છે અને તેમને વસુઓ કહેવાય છે. વસુ શબ્દ वस् ધાતુ પરથી આવ્યો છે. જેઓ વસે છે અથવા વસાવે છે એટલે કે નિવાસ કરે છે અથવા નિવાસ કરવાને યોગ્ય બનાવે છે તે વસુઓ છે. (સરખાવો, 'વાસ્તુ' શબ્દ.) તેઓ જડતત્ત્વ અથવા પંચમહાભૂતને આત્માના નિવાસને માટે ઘડનારા, એટલે કે આકૃતિઓને ઘડનારા દેવો છે. આ વસુઓ આઠ હોઈ ગાયત્રી છંદના પ્રત્યેક ચરણમાં પણ તદનુરૂપ આઠ-આઠ અક્ષરો આવે છે.

પદાર્થ અથવા શરીરના અણુઓ પણ એકબીજાને સાથે જકડાઈને રહે છે અને તેથી એ પદાર્થ અથવા શરીરનું સ્વરૂપ વિનાશ પામ્યા વિના અથવા વિખેરાઈ ગયા વિના જળવાઈ રહે છે. આને આપણે પૂર્વે સંહતિ શક્તિ અને ધૃતિશક્તિ તરીકે ખતાવી છે. એ બે શક્તિ નાનામાં નાના અણુ-પરમાણુ રૂપ પદાર્થોમાં પણ છે તેમ જ પૃથ્વી, ચંદ્ર, સૂર્ય, તારાઓ, નીહારિકાઓ, બ્રહ્માંડો વગેરે મોટી મોટી વસ્તુઓમાં પણ છે. આ બે શક્તિઓ જ ગુરુત્વાકર્ષણના ખ્યાલને ઊભો કરે છે. ગુરુત્વાકર્ષણ અથવા તો આધુનિક વિજ્ઞાનયુગમાં જેને અવકાશના વળાંક (curvature of space) તરીકે દર્શાવવામાં આવે છે તે તો વિશ્વરચનાની યાંત્રિક અથવા ભૌતિક સમજ જ પૂરી પાડે છે. પરંતુ આજનું ભૌતિકવાદી વિજ્ઞાન એ લક્ષમાં નથી લેતું કે વિશ્વ કંઈ માત્ર ભૌતિક શક્તિનું જ સર્જન નથી પરંતુ કોઈ ચેતનાનું પ્રયોજનપૂર્વકનું કાર્ય છે. અને એ પ્રયોજનની સિદ્ધિને માટે જ એ ચેતના ભૌતિક દ્રવ્યમાં સંહતિ તથા ધૃતિશક્તિને પ્રગટાવે છે. એ પ્રયોજન છે જડતત્ત્વમાં પ્રાણ અને ચેતનાનું ક્રમિક તેમ જ વ્યવસ્થિત પ્રાકટ્ય. એને સિદ્ધ કરવા માટે જડતત્ત્વના ઘડાયેલા પદાર્થોને અમુક સમય સુધી એક અવસ્થામાં સ્થિરપણે જાળવી રાખવા આવશ્યક છે, કેમકે તો જ પ્રાણ અને ચેતના તેમનામાં પ્રગટી શકે અને સ્થિર બની શકે. આથી, ઉપનિષદની ભાષામાં કહીએ તો, તેમને 'પ્રતિષ્ઠિત' (સ્થિર) બનાવવામાં આવ્યા છે.

માત્ર નિર્જીવ પદાર્થોનાં સ્વરૂપો જ નહિ પણ સજીવ સત્ત્વોનાં શરીરો પણ આ પ્રમાણે સ્થિર રહેવાં જરૂરી છે અને તેથી જ ઉપનિષદ આગળ વધતાં કહે છે: 'या वै सा पृथिवी इयं वाव सा यद् इदं अस्मिन् पुरुषे शरीरम्। अस्मिन् हि इमे प्राणाः प्रतिष्ठिताः एतद् एव नातिशीयन्ते।'—જે આ પૃથ્વી છે તે જ આ પુરુષ(અથવા અંતરાત્મા)માં શરીર છે; અને એની અંદર જ આ બધા પ્રાણો (પ્રાણ-અપાન-સમાન-વ્યાન-ઉદાન, અથવા તો

'ગીત' અથવા 'ગીથ', ગતિ, વેદમાં उरुगाय–વિશાળ ગતિ કરનાર, બૃહદારણ્યકમાં ગય–પ્રાણ વગેરે શબ્દો એ બે ધાતુઓની એકાર્થતા બતાવે છે. સંગીતમાં સ્વરોની આરોહ–અવરોહાત્મક ગતિ જગત અને જીવનની બધી જ ગતિઓના ઉદાહરણરૂપ હોઈ આ બે ધાતુઓ એકાર્થક બની ગયા છે, આમ, 'गायति' એટલે 'ગાય છે' પણ થાય તેમ જ 'ગતિમાન બને છે, આગળ વધે છે' પણ થાય. ભૌતિક વિશ્વમાં જે કોઈ ગતિ છે તે બધી જ 'गायति'ના પહેલા અંશમાં સમાવિષ્ટ છે.

પરંતુ બધી જ ગતિ સ્થિતિ અથવા સ્થિરતા પર આધારિત છે, એને જ સાપેક્ષ છે. અને આ સ્થિરતાનો વાચક અંશ 'गायत्री'—માં બીજો અંશ ' त्री ' છે. 'त्रै' ધાતુનો અર્થ છે ત્રાણ અથવા રક્ષણ કરવું, બચાવવું, જાળવવું. ભૌતિક વિશ્વ આખું યે ગતિમાન છે. પરંતુ બધી ગતિના કેંદ્રમાં, મૂળમાં સ્થિરતા રહેલી છે. પૃથ્વી પોતાની ધરીની આસપાસ કલાકના એક હજાર માઈલની અને સૂર્યની આસપાસ સેકંડના વીસ માઈલની ઝડપે ગોળ ઘૂમે છે, પણ આપણને તો પૃથ્વી સ્થિર જ લાગે છે. કેમકે આપણે પણ પૃથ્વીની સાથે જ અને એટલી જ ઝડપે ઘૂમીએ છીએ. વળી આપણે પૃથ્વીથી છૂટા નથી પડી જતા અને આકાશમાં ક્યાંય ઊડી નથી જતા કેમકે પૃથ્વીનું ગુરુત્વાકર્ષણ આપણને પૃથ્વી સાથે જકડી રાખે છે. ચક્રાકાર ગતિમાં હંમેશ બે બળો એકી સાથે કામ કરતાં હોય છે: એક છે કેંદ્રગામી બળ (centripetal force) અને બીજુ છે કેંદ્રત્યાગી અથવા કેંદ્રાપગામી બળ ( centrifugal force ). આ બે બળોની સમતુલાને લઈને જ બધી વસ્તુઓ એકસરખી ગતિમાન પણ રહે છે અને એકસરખી સ્થિર પણ રહે છે. નાનામાં નાના અણુમાં પણ આ બે બળો એકીસાથે કામ કરતાં હોય છે અને મોટામાં મોટા બ્રહ્માંડમાં પણ તેમ જ છે. ભૌતિક વિશ્વમાં કોઈ પણ પદાર્થ એવો નહિ હોય કે જેમાં આ બન્ને બળો એકીસાથે અને સમતુલિતપણે નહિ રહ્યાં હોય.

-ચક્ષુ-શ્રોત્ર-મન, એટલે કે જીવન અને ચેતના)ના આધાર રૂપે તો કંઈક બીજું જ રહેલું છે. ઉપનિષદ એ બાબતમાં કહે છે: यद् वै तत् पुरुषे शरीरम्, इदं वाव तद्, यद् इदम् अस्मिन् अन्तः पुरुषे हृदयम्, अस्मिन् हि इमे प्राणाः प्रतिष्ठिताः।' —'જે આ પુરુષ (અથવા અંતરાત્મા)માં શરીર છે તે જ આ પુરુષની અંદર રહેલું હૃદય છે; એ હૃદયમાં જ આ પ્રાણો પ્રતિષ્ઠિત બનેલા છે.' હૃદય એટલે કેંદ્ર અથવા મધ્યબિંદુ. આપણામાં એકની અંદર એક અથવા એકની પાછળ એક એમ ત્રણ હૃદયો છે. તેમાંનું પહેલું સ્થૂલ (physical) હૃદય આપણા શરીરનું અને રુધિરાભિસરણ વગેરે શારીરિક પ્રવૃત્તિઓનું કેંદ્ર છે; એની પાછળ, લાગણીઓ અથવા ઊર્મિઓને પ્રગટાવનારું સૂક્ષ્મ (emotional) હૃદય પ્રાણનું કેંદ્ર છે; અને એની પણ પાછળ છુપાઈ રહેલું સૌથી સૂક્ષ્મ ચૈત્ય (psychic) હૃદય અંતરાત્માનું કેંદ્ર છે. આ છેલ્લા ચૈત્ય હૃદયને જ ઉપનિષદોમાં 'हृदये गुहायाम्'—'ગુફામાં રહેલું હૃદય' કહેવામાં આવ્યું છે. આપણા પ્રાણ અને ચેતનાનું મૂળ સ્થાન અને આધાર આ છૂપું ચૈત્ય હૃદય છે. એમાં રહેલો અંતરાત્મા જ આપણા શરીર, પ્રાણ, ઇંદ્રિય અને મનને ઘડે છે અને અભિવ્યક્ત કરે છે.

આમ, છાંદોગ્ય ઉપનિષદ આપણને એક બાજુ ગાયત્રીના રહસ્યને અને બીજી બાજુ આપણા સ્વરૂપની સંકુલ પરંતુ સુવ્યવસ્થિત રચનાને પ્રતીકો દ્વારા દર્શાવે છે.

---

હોઈ અમુક જાતનો 'ઘુંઘું' અવાજ ઉત્પન્ન કરે છે: જેવો કે વીજળીનો પંખો, ભમરડો, આપણા હાથવડે જોસજોર ઘુમાવેલો કોરડો અથવા દંડો. તે ઉપરાંત પૃથ્વી, ચંદ્ર, સૂર્ય વગેરે ગોળાઓ પણ પોતપોતાના પરિભ્રમણમાં સૂક્ષ્મ અવાજો ઉત્પન્ન કર્યા જ કરતા હોય છે, પણ એ આપણા સ્થૂલ કાનવડે સાંભળી શકાતા નથી. ગતિને કારણે ઊભા થતા આ બધા ધ્વનિઓને આધારે તો સંગીતના સ્વરોની ઉત્પત્તિ થઈ છે: સાત ગ્રહો પરથી સાત સ્વરો રચાયા છે. અને એને લઈને જ 'गम्'—જવું અને 'ग'—ગાવું એ બે ધાતુઓ એક જ અર્થના વાચક બની ગયા છે.

સંગીતના સ્વરોની ગતિ પણ સ્થિરતાના આધાર પર જ થઈ શકે છે. દરેક વ્યક્તિના કંઠનો મૂળ એક સ્વર ( સા અથવા ષડ્જ ) સ્થિર કર્યા પછી જ એના આધાર પર બીજા સ્વરોનાં સ્વરૂપોને ગોઠવી શકાય છે, એ એક નોંધપાત્ર હકીકત છે; કેમકે સ્થિતિ વિના ગતિ ક્યાંય પણ સંભવી શકતી નથી.

આમ સંગીતમાં તેમ જ વિશ્વમાં પણ સ્થિતિ અને ગતિના યુગલતત્ત્વો રહેલાં છે અને લૌકિક પદાર્થોના છંદરૂપે 'ગાયત્રી' શબ્દમાં એ બંનેનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ બાબતનું વિશેષ સ્પષ્ટીકરણ છાંદોગ્યનો મંત્ર કરે છે: 'या वै सा गायत्री इयं वाव सा या इयं पृथिवी, अस्यां हि इदं सर्वं भूतं प्रतिष्ठितम्, एताम् एव नातिशीयते ।'—જે આ ગાયત્રી છે તે જ આ પૃથ્વી ( જડતત્ત્વ ) છે: કેમકે એ પૃથ્વીમાં જ સર્વ કંઈ ભૂત પ્રતિષ્ઠિત ( સ્થિર ) બનેલું છે અને એ પૃથ્વીનું ઉલ્લંઘન કરીને જતું રહેતું નથી.

આપણે ઉપર જે કેંદ્રત્યાગી અને કેંદ્રગામી બળોની વાત કરી તેનો જ ઉલ્લેખ આ મંત્રમાં ગર્ભિતરૂપે છે. આપણે બધાં પૃથ્વીથી છૂટાં પડીને એનાથી દૂર ચાલી જઈ શકતાં નથી કેમકે પૃથ્વીનું ગુરુત્વાકર્ષણ આપણને એની સાથે જકડી રાખે છે. એટલું જ નહિ પણ પ્રત્યેક

અથવા શોકસૂચક છે, તેથી ખ્રિસ્તી લોકોમાં કોઈ સમાસંબન્ધીનું અવસાન થતાં હાથ પર કાળા રંગનો પટો પહેરવાનો રિવાજ છે અને આપણામાં પણ કાળાં વસ્ત્રો પહેરવામાં આવે છે. ટપાલમાં કાળી લીટીવાળું પરબીડિયું આવે કે તરત આપણને ખબર પડી જાય કે એમાં કંઈ અશુભ સમાચાર છે.

ઉપર આપેલા પ્રકારનાં પ્રતીકોમાં પ્રતીક અને તેનાવડે સૂચિત થતી મૂળ વસ્તુ વચ્ચે અમુક પ્રકારનો નૈસર્ગિક સંબન્ધ રહેલો છે અને તેથી એવાં પ્રતીકો ઘણા યોગ્ય ગણાય છે. સફેદ રંગ પ્રકાશનો ગુણ છે અને દિવસનો છે. કાળો રંગ અંધકારનો ગુણ છે અને રાતનો છે. બધાંય પ્રાણીઓને પ્રકાશ અને દિવસ ગમે છે, તેનાથી તેમને હર્ષ અને સલામતીની લાગણી થાય છે, જ્યારે અંધકાર અને રાત તેમનામાં ડર, બિનસલામતી અને શોકની લાગણી ઉત્પન્ન કરે છે. આમ, સફેદ અને કાળો રંગ અનુક્રમે હર્ષ અને શોકનાં, પવિત્રતા અને મલિનતાનાં નૈસર્ગિક પ્રતીકો બની જાય છે.

પરંતુ બધાંય પ્રતીકોમાં આવો નૈસર્ગિક સંબન્ધ રહેલો નથી. ખાસ કરીને મનુષ્યોએ પોતાની બુદ્ધિથી ઉપજાવેલાં પ્રતીકોમાં એવો સંબન્ધ હોતો નથી. એને બદલે કોઈ બીજા પ્રકારનો જ સંબન્ધ રહેલો હોય છે. જેમકે કેમિસ્ટ્રી અથવા રસાયનવિજ્ઞાનમાં હાઇડ્રોજનનું પ્રતીક H, કાર્બનનું C, પોટેશિયમનું K છે. આ પ્રતીકોમાં દરેક વસ્તુના નામનો પહેલો અક્ષર તે તે વસ્તુનું પ્રતીક બને છે. આવાં પ્રતીકો યોજવાનું કારણ વધુ સગવડ પડે તે છે. ગણિત, બીજગણિત, ભૂમિતિ વગેરેમાં પ્રયોજાતાં પ્રતીકો પણ આ પ્રકારનાં છે, એટલે કે માત્ર સગવડને માટે ઊભાં કરાયેલાં છે. કેટલીક વખત એકનું એક પ્રતીક જુદાં જુદાં સ્થાનોમાં જુદીજુદી વસ્તુનો જ નિર્દેશ કરે છે. જેમ કે ચોકડી(×)નું પ્રતીક ગણિતમાં ગુણાકારનું સૂચક છે, જ્યારે એ જ પ્રતીકને શિક્ષક વિદ્યાર્થીએ કરેલો દાખલો ખોટો છે એમ દર્શાવવા માટે પણ વાપરે છે, તે જ પ્રમાણે કોઈ મતદાર પોતાને પસંદ આવતા

વાક્‌–પ્રાણ–ચક્ષુ–શ્રોત્ર–મન ) પ્રતિષ્ઠિત ( સ્થિર ) બનેલા છે અને એનું ઉલ્લંઘન કરીને જતા રહેતા નથી. આ વિધાનનું પહેલું વાક્ય આપણને જરા ચકિત કરી મૂકે તેવું છે, કેમકે આપણે સામાન્ય રીતે તો એમ ગણતા હોઈએ છીએ કે આપણો અંતરાત્મા આપણા શરીરમાં નિવાસ કરે છે, એટલે કે અંતરાત્મા નાનો છે અને શરીર મોટું છે, કેમકે આધાર તો આધેય કરતાં મોટો જ હોવો જોઈએ ને ? મોટી વસ્તુ નાની વસ્તુમાં કેવી રીતે સમાઈ શકે ? પરંતુ ઉપનિષદ તો આપણને એનાથી ઊલટી જ વાત કરે છે : એ તો કહે છે કે જે આ પુરુષ અથવા અંતરાત્માની અંદર શરીર છે તે જ પૃથ્વી અથવા જડતત્ત્વનું સ્વરૂપ છે; એનો અર્થ એ કે અંતરાત્મા મોટો છે અને શરીર નાનું છે.

આ શરીરની અંદર પ્રાણો પ્રતિષ્ઠિત બનેલા છે. પ્રાણ શબ્દનો અર્થ કેટલાક અર્વાચીન ઉપનિષદોમાં પ્રાણ–અપાન–સમાન–વ્યાન–ઉદાન થાય છે, પરંતુ પ્રાચીન ઉપનિષદોમાં વાણી–પ્રાણ–ચક્ષુ–શ્રોત્ર–મન એ પાંચ તત્ત્વોના રૂપનો પણ જોવા મળે છે. જ્યારે આપણે આ પાંચ તત્ત્વોને ક્રમપૂર્વક ગોઠવીએ છીએ ત્યારે આપણને જણાય છે કે તેઓ તો ઉત્ક્રાંતિમાં પ્રગટતી ચેતનાના ક્રમપૂર્વકના આવિર્ભાવો છે. પ્રાણ અર્થાત્ જીવન એ પહેલું પ્રાકટ્ય છે; પછી વાણી કર્મેંદ્રિયોના પ્રતિનિધિરૂપે અને ચક્ષુ–શ્રોત્ર જ્ઞાનેંદ્રિયોના પ્રતિનિધિરૂપે ઇંદ્રિયાત્મક ચેતનાના રૂપનું પ્રાકટ્ય છે; અને છેવટે મન મન–બુદ્ધિ–ચિત્ત વગેરેના પ્રતિનિધિરૂપે મનોમય ચેતનાના રૂપનું ત્રીજુ પ્રાકટ્ય છે. જો અંગ્રેજી શબ્દોમાં કહીએ તો જડતત્ત્વમાંથી પહેલાં vital—nervous consciousness ( પ્રાણમય જ્ઞાનતંત્વાત્મક ચેતના ), પછી sense-mind ( ઇંદ્રિયાત્મક મન ) અને છેક છેવટે thinking, conceptual mind( ચિંતનાત્મક મન )નો અભિવ્યક્ત થાય છે.

અને પ્રાણ તેમ જ ચેતનાના આ સમસ્ત પ્રાકટ્યનો આધાર છે જડતત્ત્વનું ઘડાયેલું શરીર, પરંતુ આ પ્રાણો( અર્થાત્ વાક્‌–પ્રાણ

બધી ઇન્દ્રિયોમાં આંખ અર્થાત્ ચક્ષુરિન્દ્રિય આપણને સૌથી વધારે અને સૌથી સ્પષ્ટ જ્ઞાન આપવા સમર્થ છે. એટલે જ આંખથી ગ્રહી શકાય એવાં પ્રતીકો સૌથી વધુ પ્રચલિત થાય છે અને સૌથી વધુ સરળતાપૂર્વક સમજી શકાય છે.

પરન્તુ બધાં પ્રતીકો દૃશ્ય પ્રતીકો જ હોય છે એવું કંઈ નથી. જો કે બીજાં પ્રતીકો સમજવાં વધુ કઠણ પડે છે એ ખરું છે. હવે આપણે એ સામાન્ય દૃશ્ય પ્રતીકો પરથી વધુ અમૂર્ત પ્રતીકો પર આવીએ. આપણે જો જરા ઊંડો વિચાર કરીશું તો તરત સમજાશે કે આપણે જે કંઈપણ બોલીએ છીએ તે બધીય વાણી, બધાય શબ્દો આપણા વિચારોનાં શ્રવ્ય પ્રતીકો જ છે. આપણા બધાય વિચારો અમૂર્ત, નિરાકાર અર્થાત્ abstract છે. જ્યાં સુધી આપણે તેમને વાણીવડે શબ્દોમાં વ્યક્ત ન કરીએ ત્યાં સુધી તેઓ એવા જ અમૂર્ત રહે છે. ઉદાહરણ તરીકે, મારા મનમાં હું એક વૃક્ષની કલ્પના કરતો હોઉં, પણ જ્યાં સુધી હું 'વૃક્ષ' શબ્દ બોલું નહિ ત્યાં સુધી બીજા માણસને મારા મનનો વિચાર હું જણાવી શકું નહિ. આમ 'વૃક્ષ' શબ્દ વૃક્ષના વિચારનું શ્રવ્ય પ્રતીક બને છે. આ શબ્દ એક પ્રતીક જ છે અને મૂળ વસ્તુ નથી તેનો પુરાવો એ છે કે 'વૃક્ષ' શબ્દ બોલતાની સાથે જ સાંભળનારના મનમાં વૃક્ષની આકૃતિ વૃક્ષ ન હોવા છતાં ખડી થાય છે. આપણે વૃક્ષ વિષેની વાત કોઈને કરવી હોય તો દરેક વખતે તે વ્યક્તિને મૂર્ત વૃક્ષની પાસે લઈ જઈને આંગળીવડે બતાવવું પડતું નથી. 'વૃક્ષ' શબ્દ પ્રયોજવાથી આટલી સરળતા થઈ જાય છે, કારણ કે 'વૃક્ષ' શબ્દ 'વૃક્ષ' વસ્તુનું પ્રતીક હોઈ તેનો નિર્દેશ કરવા માટે સમર્થ છે. આમ, આપણે બોલીએ છીએ તે બધી જ વાણી કોઈ પદાર્થ, કોઈ ક્રિયા કે કોઈ અવસ્થાનું પ્રતીક જ છે.

આનાથી એક પગલું આગળ વધીએ તો, આપણે લખીએ છીએ તે લિપિ બોલાયેલા શબ્દોનાં પ્રતીકોથી ઘડાયેલી છે. આપણે ઉપર જોયું કે આપણી વાણી અથવા આપણા બોલાયેલા શબ્દો આપણા

# પ્રતીકો અને પૌરાણિક પ્રતીકકથાઓ

જે અમૂર્ત વસ્તુ અથવા વિચાર મનુષ્યના મનને બરાબર સ્પષ્ટપણે સમજાય તેવો ન હોય તેને વધુ સ્પષ્ટ કરી આપવા માટે તેને કોઈ વધુ મૂર્ત સ્વરૂપમાં મૂકવામાં આવે છે. આવા મૂર્ત સ્વરૂપને પ્રતીક અર્થાત્ Symbol કહેવામાં આવે છે. આપણા સામાન્ય દૈનિક જીવનમાં આવાં પ્રતીકો સેંકડોની સંખ્યામાં આપણે પ્રયોજીએ છીએ અને એવાં પ્રતીકોના આધાર પર આપણો વ્યવહાર ચાલે છે. આપણા વ્યવહારમાં જેટલો સ્થૂલ વસ્તુઓનો ઉપયોગ થાય છે તેટલો ઉપયોગ સૂક્ષ્મ વસ્તુઓનો પણ કરવો પડે છે અને બધા મનુષ્યની બુદ્ધિ એવી સૂક્ષ્મ વસ્તુઓને સમજવા સમર્થ હોતી નથી. એટલે એ સૂક્ષ્મ અથવા ન સમજાય એવી વસ્તુઓને કોઈ પ્રતીકના રૂપમાં તેમની સમક્ષ મૂકવી પડે છે. જે વસ્તુ abstract અર્થાત્ ઇન્દ્રિયોને અગોચર છે તેવી વસ્તુઓને concrete અર્થાત્ ઇન્દ્રિયગોચર પ્રતીકો વડે સમજાવવામાં આવે છે ઉદાહરણ તરીકે, શુદ્ધતા અથવા પવિત્રતા એ એક ઇન્દ્રિયોવડે ન ગ્રહી શકાય એવો ગુણ છે તો તેને આપણે સફેદ રંગનું પ્રતીક આપીએ છીએ. તે જ પ્રમાણે લાલ રંગ મંગળ અથવા શુભ પ્રસંગોનું પ્રતીક છે, જેમકે કોઈ મંગળ અવસરમાં આપણે કંકુનો ચાંદલો કરીએ છીએ. કોઈ સ્ત્રી સૌભાગ્યવતી છે કે નહિ તે આપણને એના કપાળ પર ચાંદલો કે સેંથે સિન્દૂર કે હાથે બંગડી છે કે નહિ તેની ઉપરથી ખબર પડે છે. કાળો રંગ અશુભ

સમજવા સમર્થ હોતી નથી. પરંતુ કથાવાર્તા તરીકે જો એ જ સિદ્ધાન્તોને આપ્યા હોય તો તેને એ બહુ સહેલાઈ યાદ રહી જાય છે. પ્રાચીન કાળમાં જ્યારે સાહિત્યને લેખિતરૂપ આપવાની અત્યારના જેવી સગવડો ન હતી ત્યારે આ પદ્ધતિનો ઉપયોગ ઘણો હતો, કેમકે તે સમયે જ્ઞાનને જાળવી રાખવા માટે સ્મૃતિ જ સૌથી વિશેષ ભાગ ભજવતી હતી. આથી તે સમયના અતિવિચક્ષણ માનવો અમુક પ્રતીકોના આધાર પર સુન્દર વિસ્તૃત કથાઓની યોજના કરતા, અને એવી એક જ પ્રતીકકથાની અંદર અનેક જુદા જુદા અર્થો સમાવતા. અત્યારે એવી પ્રતીકકથાઓની ઘણીખરી ચાવીઓ આપણી પાસેથી લુપ્ત બનેલી હોવાથી એમના ઊંડા અર્થોને આપણે બરાબર સમજી શકતા નથી.

પરન્તુ જેમ જેમ આપણે હાલના જુદાં જુદાં વિજ્ઞાનોમાં આગળ વધતાં જઈએ છીએ અને જેમ જેમ આપણા આ પ્રાચીન વારસાનો એ વિજ્ઞાનોની સહાય સાથે વધુ ને વધુ ઊંડો અભ્યાસ કરતાં જઈએ છીએ તેમ તેમ એ કથાઓનાં અત્યન્ત ગહન પ્રતીકોની ચાવીઓ આપણા હાથમાં ઓછેવત્તે અંશે અથવા તૂટક તૂટક આવતી જાય છે. આવી પ્રતીકકથાઓમાંની કેટલીક ખૂબ જાણીતી કથાઓનાં પ્રતીકોના અર્થ અહીં જોઈએ. એટલું ધ્યાનમાં રાખવાનું છે કે એ પ્રતીકોના અહીં આપેલા અર્થો જ માત્ર થાય છે એવું નથી. કેટલાંક પ્રતીકોના તો ચાર કે પાંચ કે સાત અર્થો પણ નીકળે છે અને તે બધાય અર્થો સાચા હોય છે. જેમ જેમ આપણે વધુ સંશોધન કરતા જઈએ છીએ તેમ તેમ એમના નવા ને નવા અર્થો આપણને ઉપલબ્ધ થતા જાય છે.

## ૧. ધ્રુવ

આપણે સૌથી પહેલાં પુરાણોમાં અને લોકોમાં અત્યન્ત જાણીતી ધ્રુવની કથા લઈએ. આ કથાનું મુખ્ય પાત્ર જે ધ્રુવ છે તે એના નામના અર્થ અનુસાર સ્થિર બિન્દુ છે, અને એના આધાર પર જગતનું

ઉમેદવારને મત આપવા માટે પણ મતપત્રક પર એજ પ્રતીકનો ઉપ-યોગ કરે છે.

કેમિસ્ટ્રીનાં પ્રતીકો સમજાવાં સહેલાં છે કેમકે રાસાયનિક પદાર્થના નામનો પહેલો અક્ષર પ્રતીક તરીકે લેવામાં આવ્યો છે. પરંતુ ગણિત, બીજગણિત, ભૂમિતિ વગેરેનાં પ્રતીકો કેવી રીતે થયાં તે સમજાતું નથી. ઉદાહરણ તરીકે =, +, −, ×, ÷ આ બધાં ચિન્હો ગણિતમાં બરાબર, વત્તા, ઓછા, ગુણ્યા અને ભાગ્યાનાં પ્રતીકો કઈ રીતે બન્યાં અથવા X અક્ષર બીજગણિતમાં અજ્ઞાત અથવા અનિશ્ચિત સંખ્યાનું પ્રતીક કેવી રીતે બન્યો તે આપણે જાણતા નથી. કદાચ તેમની પાછળ રહેલો આધાર વિસરાઈ જવા પામ્યો હોય એ સંભવિત છે.

આનાથી વિરુદ્ધ, ભૂગોળના નકશાઓ તે તે દેશનાં બુદ્ધિગમ્ય પ્રતીકો છે. આ પ્રતીકોનો આધાર સરખાપણું અથવા સાદૃશ્ય છે અને તેને લીધે જ આપણી બુદ્ધિ નકશો જોતાં તેનાવડે સૂચિત થતા દેશને સમજી શકે છે. આ સરખાપણા અથવા સાદૃશ્યના આધાર પર વાહનવ્યવહારને લગતાં કેટલાંક પ્રતીકો મોટાં શહેરોમાં રસ્તા પરના પાટિયાં પર ચીતરેલાં આપણને દેખાય છે. ઉદાહરણ તરીકે $<$ આ પ્રતીક રસ્તાના બે ફાંટાઓનું સૂચક છે.

આપણા દેશમાં મ્યુનિસિપાલિટી, ધારાસભા વગેરેની ચૂંટણી થાય છે તેમાં આપણા અભણ નિરક્ષર વર્ગના માણસોની સરળતાને ખાતર ઉમેદવારો પોતાને માટે અમુક ચિહ્નોને પ્રતીક પસંદ કરે છે, ઉદાહરણ તરીકે છત્રી, ખટારું વગેરે. આ પસંદગી પાછળ કશો પણ હેતુ અથવા બુદ્ધિગમ્ય સંબન્ધ હોતો નથી. ઉમેદવારો અને તેમને સૂચવતાં પ્રતીકો વચ્ચે કશો જ સંબન્ધ હોતો નથી. આમ આવાં પ્રતીકોને ખરું જોતાં પ્રતીકો કહી શકાય કે કેમ એ એક શંકા છે.

આપણે અત્યાર સુધી જોયાં તે બધાંય પ્રતીકોમાં એક વિશિષ્ટતા સામાન્ય છે. અને તે એ છે કે એ બધાંય પ્રતીકો દૃશ્ય છે, એટલે કે આપણી દૃષ્ટિ અથવા નજરને અનુલક્ષીને ખડાં કરાયેલાં છે. આપણી

સમુદ્રને તળિયે જઈને બેસે છે અને જ્યાં સમુદ્ર હોય ત્યાં તેની તળે-ટીનો ભાગ ઉપર નીકળી આવી જમીન બની જાય છે. આમ આ આખી ધ્રુવની કથા ખગોળ અને ભૂગોળ–વિજ્ઞાનનું એક પ્રતીક છે.

## ૨. અગસ્ત્ય

તેના જેવી એક બીજી કથા આપણને રામાયણમાં મળે છે અને તે છે અગસ્ત્ય મુનિ વિંધ્યાચળ ઓળંગી ગયા તેની કથા. આપણામાં જે 'અગસ્ત્ય મુનિના વાયદા'ને નામે ખૂબ જ જાણીતી છે તે આ કથા છે. ટૂંકમાં કથા આ મુજબ છે: એક વખત વિંધ્ય પર્વતે ખૂબ જ ઊંચા વધવા માંડ્યું અને સૂર્યને ફરવાના માર્ગને પણ રૂંધી નાખ્યો. આથી દેવો બધા ભેગા થઈને અગસ્ત્ય ઋષિ પાસે ગયા અને તેમને વિનંતી કરી કે એ પર્વતને વધતો રોકો. (અગસ્ત્યનો આશ્રમ એ વિંધ્ય પર્વત પાસે જ હતો) અગસ્ત્યે વિંધ્ય પર્વત પાસે જઈ એને કહ્યું કે, 'હે વિંધ્ય! હું તને ઓળંગીને દક્ષિણ તરફ જાઉં છું, ત્યાંથી પાછો આવું નહિ ત્યાં સુધી તારે ઊંચા વધવું નહિ.' એમ કહી એ દક્ષિણ પ્રદેશમાં જઈને વસ્યા અને ત્યાંથી પાછા આવ્યા જ નહિ એટલે વિંધ્યાચળનું ઊંચા વધવાનું અટક્યું તે અટક્યું.

આપણે ઉપર જોયું તેમ પૃથ્વીની ધરીમાં ફેરફારો થયા જ કરે છે. અને અત્યારે જે એ ધરી સૂર્યની આસપાસના પરિભ્રમણ માર્ગની તરફ આસરે સાડાતેવીસ અંશ નમેલી છે તેટલી ને તેટલી જ નમેલી તે હંમેશ રહેતી નથી. જો એ ઓછી કે વત્તી નમેલી બને તો અત્યારે જે તારાઓ આપણને ઉત્તરમાં દેખાય છે તે થોડા ઘણા અંશો દક્ષિણ તરફ દેખાવા માંડે અથવા દક્ષિણના તારાઓ ઉત્તરમાં દેખાવા માંડે. આવો જ કોઈ બનાવ પ્રાચીનકાળમાં બન્યો હોવો જોઈએ અને એને જ આ કથામાં વણી લેવામાં આવ્યો હોવો જોઈએ. અગસ્ત્યનો તારો આખા દક્ષિણ આકાશમાં સૌથી મોટો અને સૌથી તેજસ્વી તારો છે. વિંધ્યાચળ હાલ આકાશીય વિષુવવૃત્તથી જેટલા અંશ પર

વિચારોનાં શ્રવ્ય પ્રતીકો છે, તે પ્રમાણે આપણી લિપિ અથવા લખાયેલી ભાષા આપણાં વિચારોનાં દૃશ્ય પ્રતીકોની બનેલી છે. શ્રવ્ય પ્રતીકો દ્વારા વિચારોને સમજવાને માટે આપણને બોલનારાની હાજરી જરૂરી થઈ પડે છે, જ્યારે એ જ શ્રવ્ય પ્રતીકોનું દૃશ્ય પ્રતીકોમાં રૂપાન્તર કરી નાખતાં એની હાજરીની આવશ્યકતા રહેતી નથી અને તેથી વ્યવહારમાં વધુ સગવડ પડે છે.

શ્રવ્ય પ્રતીકોનું બીજું એક ઉદાહરણ વાયરલેસ ટેલીગ્રાફીના સાંકેતિક કોડો છે; ઉદાહરણ તરીકે, મોર્સ કોડમાં માત્ર બે જ પ્રકારના ટીકટીક અવાજ( dots અને dashes )વડે આખી ભાષાને એક સ્થાનથી બીજા સ્થાન પર મોકલવામાં આવે છે.

અત્યાર સુધી આપણે જે પ્રતીકો જોયાં તે બધાં આપણા સામાન્ય જાગતિક જીવનને લગતાં હતાં. હવે આપણે એવાં પ્રતીકોનો વિચાર કરીએ કે જે ધાર્મિક જીવનને લગતાં હોય. દુનિયાના બધાય દેશોમાં અને બધાય જમાનાઓમાં આવાં ધાર્મિક પ્રતીકો કોઈ ને કોઈ રૂપમાં હોય જ છે. માણસ પોતાની કલ્પના, શ્રદ્ધા અને સમજ અનુસાર ઈશ્વરનાં અથવા દેવોનાં અથવા પ્રાકૃતિક શક્તિઓનાં સ્વરૂપોને સૂચવનારાં પ્રતીકો ઊભાં કરે છે. બધાય પ્રતીકોની અંદર આ ધાર્મિક પ્રતીકો સૌથી વધુ સૂચક, ગહન અને રહસ્યભરપૂર હોય છે. એ પ્રતીકોના કેટલીકવાર તો અનેક અર્થો (interpretations) થઈ શકે છે અને તે બધાય અર્થો તદ્દન બંધબેસતા પણ હોય છે. કેટલીક વાર તો લાંબી ને લાંબી કથાઓ કે વાર્તાઓ પણ માત્ર આવાં પ્રતીકો ઉપર જ રચાયેલી આપણા જોવામાં આવે છે. વળી આ પ્રતીક—કથાઓની બીજી એક વિશિષ્ટતા એ છે કે એક દેશની કથાઓને તદ્દન મળતી આવતી કથાઓ બીજા દેશોમાં પણ પ્રચલિત હોય છે. આમ આવી પ્રતીકકથાઓ કોઈપણ એક દેશની નહિ પણ આખા જગતની સામાન્ય સંપત્તિ બની જાય છે. સામાન્ય મનુષ્યની બુદ્ધિ ખગોળ, ભૂગોળ, ભૂસ્તરશાસ્ત્ર, વિજ્ઞાન, વગેરેના અનેક ગહન સિદ્ધાન્તોને

સાગરના પાણીને ખસેડવાની વાત આપણા પ્રાચીન પુરાણો, રામાયણ અને મહાભારતે દર્શાવી છે. માત્ર આ ગ્રંથો જ નહિ પણ ઋગ્વેદ સુદ્ધાં આપણને એ જ વાતનું સ્મરણ કરાવતો મંત્ર ( ૧. ૧૭૯. ૬ ) આપે છે : अगस्त्यः खनमानः खनित्रैः—' અગસ્ત્ય કોદાળીઓ–વડે જમીન ખેદતા હતા. ' અગસ્ત્ય મિત્ર અને વરુણના પુત્ર છે અને લોપામુદ્રાના પતિ છે. વેદમાં મિત્ર સૂર્યની એક શક્તિનું નામ છે અને વરુણ આકાશ તેમ જ સમુદ્રના દેવ છે. ભૌતિક ભૂમિકાની નજરે પૃથ્વીનું ઘડતર સૂર્ય, આકાશ અને સાગરનાં જોગાં કાર્યથી થાય છે અને એ કાર્યનું એકીકરણ કરનારી શક્તિ અગસ્ત્ય છે. ' લોપામુદ્રા 'નો અર્થ છે ' લુપ્ત થઈ ગઈ છે મુદ્રા અથવા નિશાની જેની તે. ' એટલે કે પૃથ્વીના જળસ્થળ વિભાગનું સ્વરૂપ અગસ્ત્ય–શક્તિને લીધે એટલું તો બદલાઈ જાય છે કે એને ઓળખવી પણ મુશ્કેલ થઈ જાય છે.

આ તો અગસ્ત્યનું ભૂગર્ભશાસ્ત્રીય પ્રતીક થયું તે ઉપરાંત એનો આધ્યાત્મિક અર્થ પણ એવો જ ગહન છે. આધ્યાત્મિક પ્રતીક અનુસાર ' અગ ' અથવા પર્વત અસ્તિત્વનો વાચક શબ્દ છે. વિશ્વના અસ્તિત્વને ટકાવી રાખનારી શક્તિ તે અગસ્ત્ય. પૃથ્વી ભૌતિક ચેતનાનું પ્રતીક છે. અને પૃથ્વી ' ખોદવાનું ' કામ એની અંદરથી ચેતનાને બહાર લઈ આવવા માટેનું કાર્ય છે. અગસ્ત્ય જડતત્ત્વના ઊંડાણમાંથી ચેતનાને બહાર કાઢે છે. આ દૃષ્ટિએ મિત્ર પ્રેમનું અને વરુણ નિઃસીમ અસ્તિત્વના વૈશ્વિક સીમાભાવનું પ્રતીક છે. એ બે દેવો અગસ્ત્યના જન્મદાતા છે. લોપામુદ્રા અચેતનામાં લુપ્ત અથવા ગુપ્ત થઈ ગયેલી પરમાત્માની મુદ્રા અથવા નિશાની અથવા ચિહ્ન છે. પરમાત્મા સમસ્ત વિશ્વમાં સર્વત્ર છે જ, પણ એ કયાંય પણ દેખાતો નથી. આથી થઈ ગયેલી એ મુદ્રાને ફરી પાછી પ્રાપ્ત અગસ્ત્ય લુપ્ત કરવા, એટલે કે પરમાત્માના સ્વરૂપને ઉત્ક્રાંતિમાં બહાર લઈ આવવા જમીન અર્થાત્ અચિત્ કે અચેતના( Inconscience )ને ખોદે છે.

અગસ્ત્યનું બીજું નામ ' કુંભયોનિ ' એટલે કે ' ઘડામાંથી

પરિભ્રમણ શક્ય બને છે. આ આખી કથા સ્થિતિ અને ગતિ એ બે તત્ત્વોની પ્રતીક પર રચાયેલી કાળચક્રની ગતિની સૂચક કથા છે. ધ્રુવે છત્રીસ હજાર વર્ષ રાજ્ય કર્યું એમ જે એ કથામાં આવે છે તે છત્રીસ હજાર વર્ષનું ધ્રુવનું ચક્ર દર્શાવે છે. ધ્રુવની પત્નીનું નામ શ્રીમદ્ ભાગવતમાં ભ્રમિ આપેલું છે. હવે ભ્રમિનો અર્થ થાય છે ભ્રમણ અર્થાત પરિભ્રમણ. કોઈપણ એક સ્થિર બિન્દુની (ધ્રુવની) આસપાસ જ ગતિ અથવા ભ્રમણ (ભ્રમિ) શક્ય બને છે. ગતિને માપવા માટે કોઈ સ્થિરબિન્દુ આવશ્યક છે. પછી ભલે એની સ્થિરતા એ ગતિને જ માત્ર સાપેક્ષ હોય. આમ સ્થિતિ–ગતિનાં બે તત્ત્વો જે કાલચક્ર અને જગતના સર્જન–પ્રલયને માટે આવશ્યક છે તેનાં પ્રતીકો તરીકે ધ્રુવ–ભ્રમિ રહેલાં છે. એમનાં બે સંતાનોનાં નામો પણ એટલાં જ સૂચક છે. એ છે કલ્પ અને વત્સર. સ્થિતિ અને ગતિ અર્થાત્ સ્થિરબિન્દુ અને પરિભ્રમણ એ બંને સાથે હોવાવડે જ કાલાત્મક ચક્ર પ્રગટ થાય છે. ઉદાહરણ તરીકે, સૂર્યરૂપ સ્થિરબિન્દુ અને પૃથ્વીના પોતાની ધરીની આસપાસના પરિભ્રમણવડે જ આપણો ચોવીસ કલાકનો દિવસ પ્રગટ થયો છે. તેવી જ રીતે ધ્રુવ અને ભ્રમિ એ બેનો યોગ થતાં કલ્પ (અર્થાત્ આપણા ચાર કરોડ અને બત્રીસ લાખ વર્ષનું કાળચક્ર) અને વત્સર (અર્થાત્ આપણા એક વર્ષનું કાળચક્ર) એ બે સંતાનો જન્મ પામે છે. ધ્રુવની જે છ મહિનાની તપશ્ચર્યાનું વર્ણન કથામાં આવે છે તે પૃથ્વીની ધરીમાં થતા ફેરફારોનું પ્રતીક છે. પૃથ્વીની ધરીને આપણે સ્થિર માનીએ છીએ અને કાળના ટૂંકા ગાળાઓ માટે તે સ્થિર રહે છે પણ ખરી, પરન્તુ હજારો વર્ષોના લાંબા ગાળાઓ દરમ્યાન તે સ્થિર રહેતી નથી. આથી અત્યારે જે આકાશીય ઉત્તર અને દક્ષિણ ધ્રુવનાં બિન્દુઓ છે તેમની સાથે એ ધરી એક જ સીધી રેખામાં હંમેશ જ રહેતી નથી. જ્યારે જ્યારે પૃથ્વીની ધરીમાં આવા ઓચિંતા ફેરફારો થાય છે ત્યારે ત્યારે પૃથ્વી પરનાં જળ–સ્થળની રચનામાં મોટા ફેરફારો થાય છે, મોટા મોટા ધરતીકંપોને લીધે જમીનના મોટા ખંડો

અને કાળ (અં. ટાઈમ)માં થાય છે. આ બેમાં અવકાશ સ્થિર તત્ત્વ છે અને કાળ ગતિમાન તત્ત્વ છે. સ્થિતિ અને ગતિ એ બે તત્ત્વોવડે જગતનું સર્જન શક્ય બને છે અને સર્જાયા પછી તેની હયાતી પણ એ બે વડે જ ટકી રહે છે. આ હયાતીનો સમય અર્થાત્ વિશાળ જગત–પ્રવૃત્તિનો સમય તે ગરુડ. વિષ્ણુનું એ વાહન. જ્યારે એ જગત્-પ્રવૃત્તિ સમાપ્ત થાય છે ત્યારે એને ઠેકાણે નિવૃત્તિ અથવા નિષ્ક્રિયતા વ્યાપી જાય છે. એ છે પ્રલયનો સમય. તે વખતે વિષ્ણુ સૂઈ જાય છે. જગતનો પ્રલય થતાં સમુદ્રની ઉપર શેષનાગની શય્યા રચીને વિષ્ણુ શયન કરે છે એમ પુરાણો કહે છે.

જ્યારે આપણે આપણી પ્રવૃત્તિઓમાંથી પરવારીએ છીએ ત્યારે, આપણાં અંગોને સંકેલી લઈને આરામથી સૂઈ જઈએ છીએ. નાગની સૂવાની રીતમાં અંગો સંકેલવાની ક્રિયા સર્વથી વધુ ઉત્કટ સ્વરૂપમાં નજરે પડે છે. પોતાના શરીરનું ગોળ કૂંડાળું વાળીને એની અંદર પોતાનું માથું ખોસીને એ ઊંઘી જાય છે. આ કારણે નાગ વિષ્ણુના શયનનું એક અત્યંત સૂચક પ્રતીક બની જાય છે, વળી, ગરુડ અને નાગ પરસ્પરના વિરોધી પ્રાણીઓ છે. ગરુડ આકાશચારી છે, નાગ સ્થળચર છે. ગરુડ પાંખવાળું છે, નાગ પેટે ચાલનાર અને મોટે ભાગે કૂંડાળું વાળીને પડી રહેનારું પ્રાણી છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ, સૃષ્ટિ અને પ્રલય પણ એકબીજાનાં વિરોધી તત્ત્વો છે.

આમ નાગ સહજ જ પ્રલયાવસ્થાનું–વિશ્વની નિવૃત્તિ–અવસ્થાનું પ્રતીક બની જાય છે. પરંતુ આ નાગનું નામ છે 'શેષ.' શેષ શબ્દનો અર્થ છે બાકી રહેવું. સૃષ્ટિનો પ્રલય થાય છે ત્યારે પણ કશુંક બાકી રહી જાય છે. વિશ્વની અંદર કોઈ પણ પદાર્થનો આત્યંતિક નાશ થતો નથી. પ્રલયાવસ્થામાં પણ બધીય વસ્તુઓનાં અને બધીય યોનિઓનાં બીજ શેષ રહી જાય છે. નોઆહનું વહાણ (Noah's Ark) પશ્ચિમની પુરાણકથાઓમાં અને મનુ અને માછલીની કથા આપણા દેશમાં આ જ વાત આપણને બતાવે છે. ડીલ્યૂજ અથવા

છે તેટલા અંશ પર એ પહેલાં નહિ હોય, પરન્તુ તેના કરતાં વધુ દક્ષિણે હશે. આથી અગસ્ત્યનો તારો હાલ જેટલો દક્ષિણે દેખાય છે તેના કરતાં ઓછો દક્ષિણમાં તે સમયે દેખાતો હશે. અને પૃથ્વીની ધરીમાં તે વખતે થયેલા ફેરફારને લઈને એ અગસ્ત્યનો તારો વધુ દક્ષિણમાં દેખાવા માંડચો હશે, અર્થાત્ વિંધ્ય પર્વતની દક્ષિણમાં ગયો હશે. એ ધરીમાં થયેલા ફેરફારને કારણે જ ભૂકંપ કે બીજા કોઈ હેતુ-વડે વિંધ્ય પર્વત (જે હાલ છે તેના કરતાં પૂર્વે નીચો હશે તે) વધુ ઊંચો થયો હશે. આ બધા બનાવોના આધાર પર અગસ્ત્ય મુનિના વિંધ્યાચળ ઉલ્લંઘનની પ્રતીકકથા ઊભી કરાઈ હશે.

અગસ્ત્ય માટે પ્રાચીન ગ્રંથોમાં બીજી પણ અનેક કથાઓ આવે છે અને એ બધી પણ અનેક પ્રકારનાં પ્રતીકોથી ભરપૂર છે. 'અગસ્ત્ય' શબ્દ જ 'અ+ગ+સ્ત્ય' એ ત્રણ શબ્દોનો સમાસ છે. 'અગ' અથવા 'નગ' એટલે 'નહિ જનારો,' 'નહિ ચળનારો' અર્થાત્ પર્વત. અને એ 'અગ'ને 'એકઠો કરનાર' અથવા 'વિખેરી નાખનાર' તે 'અગસ્ત્ય.' 'સ્ત્યૈ' ધાતુના આ બંને અર્થો છે અને એ બંને અર્થોમાં અગસ્ત્ય અગસ્ત્ય છે, કેમકે પર્વતોનું ઘડતર કરનારી તેમ જ તેમને વિખેરી નાખનારી શક્તિનું એ પ્રતીક છે. ભૂગર્ભવિદ્યા અથવા ભૂસ્તર-શાસ્ત્ર પાસેથી આપણને જાણવા મળે છે કે પૃથ્વી પર પર્વતો અને સમુદ્રોની રચના પૃથ્વીના પેટાળમાં થતા ધરતીકંપોને આભારી છે. જ્યારે ભયંકર પ્રમાણમાં ધરતીકંપ થાય છે ત્યારે અમુક સ્થાનો પર પર્વતો (એટલે કે જ્વાળામુખીઓ, કેમકે બધા જ પર્વતો મૂળમાં તો જ્વાળામુખીઓ જ છે) પૃથ્વીની સપાટી પર ઊપસી આવે છે અને બીજાં સ્થાનોમાં સમુદ્રો ખસી જાય છે. આ બંને કાર્યો કરનારી, એટલે કે પર્વતો ઊભા કરનારી અને સમુદ્રોનાં પાણીને એક સ્થળેથી બીજે સ્થળે ખસેડી નાખનારી પ્રચંડ ભૂગર્ભીય શક્તિ અગસ્ત્ય છે. અને વિંધ્યની કથાના પ્રતીક હેઠળ પર્વતની વાત તેમ જ સમુદ્ર પી જવાની અને ફરી પાછો એને બહાર કાઢવાની કથાના પ્રતીક હેઠળ

તેણે એક વખત અશ્વમેધ યજ્ઞ કર્યો. યજ્ઞના અશ્વનું ઇન્દ્રે હરણ કર્યું. સગરના સાઠ-હજાર પુત્રો અશ્વની શોધમાં નીકળ્યા. તેઓ આખી પૃથ્વી શોધી વળ્યા પણ અશ્વ મળ્યો નહિ. એટલે તેમણે પૃથ્વીને ખોદવાની શરૂઆત કરી. કેટલાય વખત સુધી બધી દિશામાં પૃથ્વી ખોદ્યા પછી ઈશાન કોણમાં મહામુનિ કપિલના આશ્રમપાસે તેમણે યજ્ઞાશ્વને જોયો. તેમણે માન્યું કે કપિલમુનિ જ એને હરી ગયા, એટલે ક્રોધમાં તેઓ તેમના ઉપર ધસ્યા. આથી કપિલમુનિએ પોતાના ક્રોધાગ્નિવડે એ સાઠ હજાર પુત્રોને બાળી ભસ્મ બનાવી દીધા. ત્યારબાદ સગરનો પૌત્ર અંશુમાન એ અશ્વની તેમ જ સાવકા કાકાઓની શોધ કરવા નીકળ્યો. શોધતાં શોધતાં કપિલના આશ્રમ પાસે તેને અશ્વ મળ્યો અને કાકાઓને ભસ્મીભૂત થયેલા તેણે જોયા. ત્યાં તેને ગરુડ કે જે તેનો સાવકો મામો થતો હતો તેનાં દર્શન થયાં. તેણે અંશુમાનને કહ્યું કે અશ્વ લઈને તેણે સગર પાસે પાછા જવું અને કાકાઓના ઉદ્ધાર માટે અને તેમને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય તે માટે આકાશમાંથી ગંગાને પૃથ્વી પર ઉતારવી અને તેના જળનું તેમની ભસ્મ પર સિંચન કરવું. અંશુમાન અશ્વ લઈ સગર પાસે ગયો અને તેનો યજ્ઞ સમાપ્ત કર્યો. પરંતુ તે તેના જીવન દરમ્યાન ગંગાનું અવતરણ સિદ્ધ કરી શક્યો નહિ. એ કાર્ય એના પૌત્ર ભગીરથને માથે આવ્યું. તેણે તપશ્ચર્યા કરી બ્રહ્માને પ્રસન્ન કર્યા અને વરદાનમાં ગંગાનું અવતરણ માગ્યું. ત્યારે બ્રહ્માએ કહ્યું કે એ પૃથ્વી પર ઊતરે તો ખરી, પરંતુ તેના પ્રવાહનો વેગ ઝીલવા શંકરની જટા સિવાય બીજું કોઈપણ સમર્થ નથી. આથી એણે શંકરની આરાધના કરવી. તેણે તેમ કર્યું અને શંકરને પ્રસન્ન કર્યા. એમણે ગંગાને પોતાની જટામાં ઝીલી. પરંતુ ઘણાં વર્ષો સુધી એ એમની જટામાંથી બહાર નીકળવા પામી નહિ. ત્યારબાદ ફરી પાછા ભગીરથે તપ કરી શંકરને સંતુષ્ટ કર્યા, જેથી તેમણે પોતાની જટામાંથી ગંગાને હિમાલય ઉપર આવેલા બિન્દુસર ઉપર મુક્ત કરી.

આ કથાનાં બધાં પ્રતીકોના વિગતવાર અર્થ ઉકેલવા તો-

જન્મેલા ' છે. આ શબ્દ પણ ઉપલી વાતનું જ પ્રતીક છે. કુંભ એટલે અચેતના રૂપ માટીનું પાત્ર, જેની અંદર પરમાત્માની બે શક્તિઓ-રૂપ મિત્ર અને વરુણનું વીર્ય પડ્યું હતું. અગસ્ત્યના મોટા ભાઈ વસિષ્ઠ હતા અને એ પણ એમની સાથે જ ' કુંભ 'માંથી જન્મ્યા હતા. વસિષ્ઠનું સ્વરૂપ પણ પ્રતીકાત્મક છે. પરંતુ એ વિષય બીજી લાંબી વિચારણા માગી લેતો હોઈ અહીં દર્શાવવાનું અનુચિત છે.

### ૩. વિષ્ણુ, ગરુડ અને શેષનાગ

પુરાણોમાં આવતી કથાઓ હાલ લખાય છે તેવી માત્ર મનોરંજન પૂરું પાડનારી વાર્તાઓ નથી. જોકે તેઓ સર્વોચ્ચ મનોરંજન તો પૂરું પાડે જ છે, પરંતુ તેની સાથે સાથે જગતનાં અનેક પ્રકારનાં ગહન રહસ્યોને પણ પોતાની અંદર પ્રતીક અથવા રૂપકના સ્વરૂપે જાળવી રાખે છે. એ રહસ્યો કોઈ વાર ખગોળનાં, તો કોઈ વાર ભૂસ્તરવિદ્યાનાં, તો કોઈ વાર શરીરવિજ્ઞાનનાં, તો કોઈ વાર મનોવિજ્ઞાનનાં, તો કોઈ વાર આત્મવિદ્યાનાં હોય છે. અનેક કથાઓ તો એવી રીતે રચાયેલી હોય છે કે તેમાં એકીસાથે એક કરતાં વધુ પ્રકારનાં અર્થોવાળાં પ્રતીકો યોજાયાં હોય છે.

વિષ્ણુની કથા આવું એક ઉદાહરણ પૂરું પાડે છે. પુરાણોમાંથી આપણને જાણવા મળે છે કે વિષ્ણુનું વાહન ગરુડ એક કાળચક્ર છે. ગરુડ શબ્દનો અર્થ છે પાંખથી ઊડનાર (गरुत्=પાંખ અને डीयते=ઊડવું): આ પૃથ્વી ઉપર જે સૌથી વધુ ઝડપી અને સૌથી વધુ ઊંચે ઊડનારું કોઈ પંખી હોય તો તે ગરુડ છે. આથી કાળની ગતિની ઝડપ દર્શાવવા માટે ગરુડ એક બહુ જ યોગ્ય પ્રતીક બની જાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ દેવો અનુક્રમે જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયના અધિષ્ઠાતા છે. જ્યારે વિશ્વ હયાતીમાં હોય છે ત્યારે એનું પાલન કરનાર અને એને ટકાવી રાખનાર દેવ વિષ્ણુ છે. વિશ્વનો આવિર્ભાવ અવકાશ અથવા દિક્ (અં. સ્પેસ)

માઈલો જેટલા વિસ્તારના ખરા ( જેને અંગ્રેજીમાં glaciers અને ગુજરાતીમાં હિમનદીઓ કહે છે તે ) કેવી રીતે બંધાય છે અને તેમનો હજારો બલ્કે લાખો વર્ષોનો ઇતિહાસ શો છે તે તો Meteorology અર્થાત્ વાયુશાસ્ત્રનો વિષય છે. પરંતુ એક વાત સ્પષ્ટ છે કે પૃથ્વી પર હાલ જેટલા જેટલા ઊંચા પર્વતો છે તે બધાયે પૂર્વકાળમાં પૃથ્વીનાં પેટાળોમાં થયેલી ભયંકર ગડમથલોને કારણે ઉપર ઊપસી આવેલા જમીનના ભાગો છે અને એ પર્વતોમાંનાં લગભગ બધાં જ પૂર્વે જીવંત જ્વાલામુખીઓ હતા. (આ વિષય માટે વધુ જાણવું હોય તો જુઓ T. Paramasiva Iyerની ચોપડી 'The Riks ') પર્વતોનાં શિખરો પર હજારો વર્ષો સુધી બરફ જામ્યા કરે છે અને એ રીતે glaciers બંધાય છે. આ બરફ બંધાવાની ક્રિયા 'Glacial Ages' અર્થાત્ 'હિમયુગો' નામના ભૂસ્તરશાસ્ત્રીય અરસાઓ (Geological periods)માં થાય છે.

ગંગાનદીનો ઉદ્ભવ આવા એક glacierમાંથી જ છે. એ જામી ગયેલા glacierમાંથી બરફ પીગળીને પાણી કેવી રીતે બને છે તે પણ વાયુશાસ્ત્રનો વિષય છે. જ્યારે હિમાલય પર આવા glaciers જામીને પડયા હતા અને એમાંનો બરફ પ્રવાહી બન્યો નહોતો તેવા સમયનો ઉપલી કથામાં નિર્દેશ છે. ભગીરથ પણ (ભગ-એક આદિત્ય, અને એનો રથ તે ભગીરથ) એક પ્રકારની સૂર્યની શક્તિ જ છે. એ શક્તિએ વાતાવરણમાં રહેલા સૂક્ષ્મ જળને હિમાલયની ટોચ પર બરફના રૂપમાં નીચે ઉતાર્યું હતું. કેટલાંય વર્ષો સુધી એ જળ ત્યાં જામીને પડયું રહ્યું હશે. શિવની જટામાં ગંગાનું પુરાઈ જવું એ આ વાયુશાસ્ત્રીય ઘટનાનું પ્રતીક છે. ધીમે ધીમે એ glacier ઓગળવા માંડતાં ગંગાનો પ્રવાહ શરૂ થયો હશે અને ભારતની જમીન પર એ ઊતર્યો હશે.

પૃથ્વીના વાતાવરણમાં પાણીનું આગમન (હાઈડ્રોજન અને ઓક્સિજનના સંયોજનરૂપે) કેવી રીતે થવા પામ્યું તે વિષે સાયન્સ

પ્રલય દરમ્યાન પણ જે બીજ પ્રસુપ્ત પડી રહે છે તેમની અંદરથી વળી પાછી નવી સૃષ્ટિ રચાય છે. આ બાકી રહી ગયેલાં બીજ તે શેષ અને પ્રલયાત્મક નિવૃત્તિ તે નાગ. એ શેષનાગનું બીજું નામ છે અનંત-નાગ. કોઈ પણ વસ્તુનો કાયમનો અંત કદી પણ આવતો નથી. જીવન અનંત છે. આત્મા અનંત છે. જડતત્ત્વ અનંત છે. માત્ર અવસ્થા પલટાય છે, બહારનાં રૂપો બદલાય છે. મૂળ સ્વરૂપ બધાનું અનંત અને શાશ્વત રહે છે. બહારનાં સ્વરૂપ ચાલ્યાં જતાં જે શેષ રહી જાય છે તે અનંત જીવન અથવા અનંત આત્મા છે.

આ શેષ અથવા અનંત નાગ ઉપર શયન કરનાર વિષ્ણુને નારાયણ કહેવામાં આવે છે. નાર અથવા નારા એટલે પાણી. એ નાર નિઃસીમ પરંતુ અવ્યક્ત અસ્તિત્વનું પ્રતીક છે. એના ઉપર પહેલ-વહેલું અયન અથવા ગતિ કરનાર દેવ નારાયણ છે. મનુસ્મૃતિ કહે છેઃ

आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।
ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः॥

—"પાણીને નાર કહેવામાં આવે છે કેમ કે પાણી નર (પુરુષ)ની સંતતિ છે. એ પાણી એની પહેલી ગતિ છે એટલે એને નારાયણ કહે-છે." આ નાર અથવા નારા શબ્દ પરથી જ નારિકેલ (નારિયેળ) શબ્દ આવ્યો છે. આને લીધે મંગળ પ્રસંગોમાં નારિયેળ પૂજામાં અને વહેંચણી કરવામાં એ અર્થના પ્રતીક તરીકે હોઈ શકે છે.

નારાયણની નાભિમાંથી કમળની અને એ કમળમાંથી સૃષ્ટિ ઉત્પન્ન કરનાર બ્રહ્માની ઉત્પત્તિ થાય છે. અને વળી પાછા વિષ્ણુ પોતાનું શેષનાગ પરનું શયન છોડી, ગરુડરૂપ વાહન પર આરૂઢ બની સૃષ્ટિ-યાત્રા પર નીકળી પડે છે.

### ૪. ગંગાવતરણ

વાલ્મીકિ રામાયણમાં આવતી આ કથા ખૂબ જ જાણીતી છે. સૂર્યવંશમાં સગર નામનો રાજા થઈ ગયો. તેને સાઠ હજાર પુત્રો હતા.

પાસે ગયો અને તેમની પાસે પણ એ જ માગણી કરી. તેમણે કહ્યું કે એવો યજ્ઞ કરાવવા તો મહામુનિ વસિષ્ઠ જ સમર્થ છે અને એમણે ના કહી એટલે એણે પોતાનો એ હઠાગ્રહ છોડી દેવો. પરંતુ ત્રિશંકુએ પોતાની જીદ પકડી રાખી અને કોઈ બીજા પુરોહિત પાસે જઈ એવો યજ્ઞ પોતે કરશે એમ તેમને કહ્યું. આથી તેમણે ક્રોધમાં આવી શાપ દીધો કે, 'તું ગુરુનું અતિક્રમણ કરવાને કારણે ચંડાળપણું પામીશ.' આમ 'તે ચંડાળરૂપ બની ગયો, તેનો વર્ણ શ્યામ અને નિસ્તેજ થઈ ગયો, તેણે કાળાં વસ્ત્ર ધારણ કર્યાં.' આ સ્થિતિમાં તે કેટલેક સમયે મહર્ષિ વિશ્વામિત્ર પાસે જઈ ચડ્યો. તેમણે એને ઓળખ્યો અને એને સશરીર સ્વર્ગમાં પહોંચાડવાનું વચન આપ્યું. તેમણે યજ્ઞનો આરંભ કર્યો પરંતુ કોઈ દેવો તેમાં આવ્યા નહિ. આથી વિશ્વામિત્ર ક્રોધે ભરાયા. અને તેમણે પોતાની તપશ્ચર્યાના પ્રભાવથી ત્રિશંકુને સશરીર સ્વર્ગમાં ઊંચે ચઢાવવા માંડ્યો. પરંતુ સ્વર્ગના રાજા ઇન્દ્રે એને સ્વર્ગમાં પ્રવેશવા દીધો નહિ અને પૃથ્વી પર નીચે પાડ્યો. વિશ્વામિત્ર અત્યન્ત ક્રોધે ભરાયા અને એમણે ત્રિશંકુને માટે નવો જ સ્વર્ગલોક સર્જવાનો સંકલ્પ કર્યો. એ દક્ષિણ દિશા તરફ મુખ કરીને બેઠા અને બોલ્યા, 'જેમ ઉત્તર દિશાની અંદર ધ્રુવ અચળ છે તેમ દક્ષિણ દિશામાં આ ત્રિશંકુ દક્ષિણ ધ્રુવ રૂપે અચળ રહો અને ધ્રુવના ફરતું જેમ સપ્તર્ષિનું મંડળ છે તેમ આને પણ થાઓ.' એટલું કહેતાં જ દક્ષિણ દિશામાં નવું સ્વર્ગ ઉત્પન્ન થયું અને તેની અંદર ત્રિશંકુએ સશરીર આરોહણ કર્યું. હજી પણ બ્રહ્મદેવે સરજેલા જ્યોતિષ્ચક્રના માર્ગથી બહિરાકાશમાં ત્રિશંકુ નક્ષત્રો વચ્ચે પોતાના ચંડાલ સ્વરૂપને ત્યજી અતિપ્રકાશિત થઈ અવાક્‌શિરે (ઊંધે માથે) રહે છે.

રામાયણની આ કથાનાં ખગોળશાસ્ત્રીય પ્રતીકો બહુ સ્પષ્ટ છે. ત્રિશંકુ એ દક્ષિણ દિશામાં લગભગ દક્ષિણ ધ્રુવની નજીક રહેલું Crux Australis અથવા Southern Cross નામનું નક્ષત્ર અથવા તારકપુંજ છે. એ ત્રિશંકુને પોતાના દેહ સાથે સ્વર્ગમાં જવાની ઇચ્છા

કરણ છે અને ગંગાનદીના ઉદ્ભવસ્થાનનું ઘણું સૂક્ષ્મ સંશોધન એને માટે આવશ્યક છે. પરંતુ એના મુખ્ય મુખ્ય અંશોના અર્થો આપણને સરળતાથી મળી રહે છે. હજારો નહિ પણ લાખો વર્ષો પૂર્વે પૃથ્વી પર બનેલી ભૂસ્તરશાસ્ત્રની ઘટનાઓનું પ્રતીકરૂપે અહીં વર્ણન આપવામાં આવ્યું છે. એ એક એવા સમયની ઘટનાઓ છે કે જ્યારે ભારતનો નકશો અર્થાત્ જળ-સ્થળની રચના આજે જેવી છે તેવી ન હતી. તે વખતે હિમાલય પર્વત હતો, પણ ગંગાનદી ન હતી. સૂર્યવંશના સગર રાજાના સાઠ હજાર પુત્રોનો અર્થ છે સાઠ હજાર પ્રકારની સૂર્યની શક્તિઓ. જે પ્રાકૃતિક શક્તિઓ દ્વારા પૃથ્વીનાં પડો ધીમેધીમે જીર્ણ થતાં જાય છે અને ઘસાતાં ઘસાતાં આખરે જ્યાં જમીન હોય ત્યાં સમુદ્ર પ્રગટ થાય છે તે સૌર શક્તિઓનો સાઠ હજાર સગરપુત્રો તરીકે નિર્દેશ છે. સગરપુત્રોએ ખોદ્યો હોવાથી એ સમુદ્ર સાગર કહેવાયો. આ સાગર તે હાલનો બંગાળાનો ઉપસાગર. ભૂસ્તરશાસ્ત્રીઓની શોધખોળો ઉપરથી થોડા સમય પહેલાં જ એમ પુરવાર થયું છે કે એ સાગરનાં મોજાં પ્રાચીન સમયમાં એટલે કે લાખો વર્ષો પૂર્વે હિમાલયના ચરણોમાં અફળાતાં હતાં, અર્થાત્ હિમાલય અને બંગાળાના ઉપસાગર વચ્ચે હાલ જે જમીનનો વિસ્તાર છે તે બિલકુલ હતો જ નહિ. પરંતુ આ કથા તો એ સમય કરતાં પણ પૂર્વના કાળની છે, કારણ કે તે વખતે તો ત્યાં જમીન હતી, અને સગરના પુત્રોએ એ જમીન ખોદી કાઢીને તેને સ્થાને સાગર બનાવી દીધો. હિમાલયની તળેટીમાં 'કપિલવાસ્તુ' અર્થાત્ કપિલનું નિવાસસ્થાન (વાસ્તુ=રહેઠાણ) હતું. (ગૌતમબુદ્ધના પિતા શુદ્ધોદનનું રાજ્ય પણ આ જ સ્થાનમાં હતું.) ઉપર આપેલી કથામાં કપિલમુનિના આશ્રમ તરીકે એ જ સ્થાનનો ઉલ્લેખ છે. આમ જ્યાં જમીન હતી ત્યાં સગરપુત્રોએ અર્થાત્ સૂર્યની પ્રાકૃતિક શક્તિઓએ પ્રવૃત્ત બનીને સાગર પ્રગટ કર્યો.

નદીઓનો ઉદ્ભવ પર્વતો પર રહેલા બરફમાંથી થાય છે. ઊંચા પર્વતો ઉપર બરફના ઢગો અથવા મોટામોટા રાક્ષસી કદના

ગુણ ) કહે છે. જ્યારે પૃથ્વીની ધરીના ફેરફારને કારણે ત્રિશંકુપુંજ આ Coal Sackની પાછળ ઢંકાઈ જવાથી પૃથ્વી પરથી જોઈ શકાતો નહિ હોય ત્યારે તેના ઉપરથી ત્રિશંકુને ચંડાળપણું પ્રાપ્ત થવાનું અને તેણે કાળાં વસ્ત્ર પહેરવાનું પ્રતીક પ્રાચીન કથાકારોએ ખડું કર્યું હશે. ત્રિશંકુપુંજની ઉત્તર તરફની ગતિ આ Coal Sack સુધી આવીને થંભી હશે. ત્યાર પછી ફરી પાછી એની દક્ષિણ ક્રાન્તિ શરૂ થઈ હશે. વિશ્વામિત્ર દક્ષિણ દિશા તરફ મુખ કરીને બેઠા એમ જે ઉપર કહ્યું છે તેનો અર્થ એ છે કે વિશ્વામિત્રનો તારો (Alpha Centauri) કે જે એ ત્રિશંકુપુંજની પાસે જ રહેલો છે તેણે પણ પોતાની દક્ષિણ તરફની ગતિ શરૂ કરી. ત્રિશંકુપુંજ પોતે તો એ Coal Sack અથવા કોલસાની ગુણની પાછળ ઢંકાયેલો હોઈ એની દક્ષિણગતિ શરૂઆતમાં દેખાય એવી નહિ હોય. આથી એની નજીકના પરન્તુ કાળા વાદળથી ન ઢંકાયેલા એવા વિશ્વામિત્રની દક્ષિણગતિ જોઈ શકાતી હોવાને કારણે તેના ઉપરથી ત્રિશંકુની દક્ષિણગતિનું પણ અનુમાન થઈ શકતું હશે.

આ દક્ષિણગતિ જ્યાં સુધી ત્રિશંકુનું નક્ષત્ર ફરી પાછું દેખાતું થયું ત્યાં સુધી જ નહિ પણ એ નક્ષત્ર દક્ષિણધ્રુવ પર પહોંચ્યું ત્યાં સુધી ચાલુ રહી હશે. અને એક સમયે ત્રિશંકુ પોતે જ દક્ષિણ ધ્રુવ બન્યો હશે. બ્રહ્મદેવે સરજેલું જ્યોતિષ્ચક્ર તે વિષુવવૃત્ત ઉપર રહેલું રાશિચક્ર છે. તેના માર્ગથી બહાર દક્ષિણમાં ઉપર જણાવ્યું તે મુજબ ત્રિશંકુ પોતાના ચંડાળસ્વરૂપને ત્યજીને અવાક્‌શિરે અર્થાત્ ઊંધે માથે રહેવા માંડ્યો. Crux Australis અર્થાત્ ત્રિશંકુપુંજને આપણે જોઈએ તો એ ઊંધે માથે લટકતું નક્ષત્ર હોય તેવું લાગે છે કેમકે આપણે પૃથ્વીના ઉત્તર ગોલાર્ધમાં રહીએ છીએ. એની અંદર રહેલા તારા ત્રણ શંકુ અથવા ભાલાના આકારમાં ગોઠવાયેલા હોઈ એનું નામ ત્રિશંકુ આપવામાં આવ્યું છે.

આધ્યાત્મિક પ્રતીક તરીકે ત્રિશંકુ શરીર, પ્રાણ અને મન રૂપ ત્રણ શંકુઓને ધારણ કરી ઊંધે માથે એટલે કે પૃથ્વી ભણી લટકતો

આપણને કશું બતાવી શકતું નથી. પરંતુ આ પ્રાચીન કથા અનુસાર આકાશગંગા અર્થાત્ Milky Way અને સૂર્યની શક્તિ એ બેના બેના કાર્યથી એનો પૃથ્વી પર આવિર્ભાવ થયો એમ સ્પષ્ટ જણાય છે. આજનું સાયન્સ પણ આપણને કહે છે કે સૂર્યમાં મોટા ભાગનો ગૅસ હાઇડ્રોજન જ છે, અને એ જ પૃથ્વી પર આકાશમાંથી આવનારા ઑક્સિજન સાથે જોડાઈને પાણીની ઉત્પત્તિ કરે છે એમ જણાય છે.

વળી ઉપલી કથામાં ગરુડનો જે ઉલ્લેખ આવે છે તે ઘણો સૂચક છે. કારણ કે ગરુડ એ એક કાળચક્રનું પ્રતીક છે. એ ગરુડ વિષે તો આપણે આની પહેલાં જ જોઈ ગયાં છીએ. રામાયણમાં દર્શાવ્યા અનુસાર સગરનું રાજ્ય ત્રીસ હજાર વર્ષ ચાલ્યું, ત્યાર પછી દિલીપનું રાજ્ય પણ ત્રીસ હજાર વર્ષ ચાલ્યું, અને આખરે ભગીરથે પોતે પણ એક હજાર વર્ષની તપશ્ચર્યા કર્યા પછી ગંગાને ઉતારી. કાળના આ બધા અરસાઓ, જો આ આખીય કથાને પ્રતીકરૂપે સમજીએ તો આપણને એટલા હાસ્યાસ્પદ અથવા ગપ્પાંરૂપ નથી લાગતા.

ઉપરાંત ગંગાવતરણનો આધ્યાત્મિક અને ઉત્ક્રાંત્યાત્મક પ્રતીકોના રૂપમાં પણ અર્થ થાય છે જે અહીં વિસ્તારભયને કારણે આપવામાં આવ્યો નથી.

## ૫. ત્રિશંકુ

ધ્રુવની કથાની જેમ ત્રિશંકુની કથા પણ ખગોળવિદ્યાના કેટલાક પ્રસંગોના પ્રતીકરૂપ છે. ત્રિશંકુની કથા વાલ્મીકિ રામાયણમાં આવે છે. તે ટૂંકમાં આ પ્રમાણે છે:

અયોધ્યા નગરીમાં પૂર્વે ત્રિશંકુ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને એક સમયે સશરીર એટલે કે આ દેહ સાથે સ્વર્ગમાં જવાની ઇચ્છા થઈ. આથી એ પોતાના પુરોહિત વસિષ્ઠ પાસે ગયો અને પોતાની ઇચ્છા પૂરી થાય એવો યજ્ઞ કરાવવાનું તેમને જણાવ્યું. પરંતુ વસિષ્ઠે એને કહ્યું કે એ વાત અશક્ય છે. ત્યારપછી એ વસિષ્ઠના સો પુત્રો

બસ્તિગુહા (જ્યાં બસ્તિ અથવા bladder રહી છે તે) મૂલાધાર સ્થાન કહેવાય છે. એ મૂલાધારમાં એ પ્રથમ પાર્થિવ ગણપતિપ્રાણ અથવા અપાનપ્રાણ રહે છે. આ ગણપતિપ્રાણ મુખ્યત્વે કરીને બસ્તિગુહામાં રહેલા મલભાગમાં પ્રતિષ્ઠિત રહે છે. જે મળ (વિષ્ટા)ને આપણે ત્યાજ્ય વસ્તુ સમજીએ છીએ તે મળ જ આ સ્થિરતાસમર્પક પ્રાણની આધારભૂમિ બનતો હોઈ જીવનનું કારણ બને છે. આ અપાનપ્રાણ જ્યારે પોતાની સ્થિરતા ગુમાવી બેસે છે ત્યારે માણસનું મરણ થાય છે. આ કારણને લીધે મૂલાધારમાં ગણપતિ દેવતાની સત્તા મનાઈ છે. જ્યાં સુધી એ પ્રાણ શાન્ત છે ત્યાં સુધી શરીર શાન્ત છે, નિર્વિઘ્ન છે. એ પ્રાણ વિચલિત થતાં શરીર વિઘ્નભરપૂર બની જાય છે. ગણપતિપ્રાણના આ સ્વરૂપધર્મને લક્ષમાં રાખીને જ એને વિઘ્નકર્તા અને વિઘ્નહર્તા બેઉ મનાય છે.

મરુત્ગણોનો પતિ હોવાને લીધે એને ગણપતિ કહેવાય છે. જગતનાં બધાં કાર્યોનો પહેલો આરંભક પ્રાણ એ જ છે. મૂલપ્રાણથી જ બધી પ્રવૃત્તિનો આરંભ થાય છે. આથી દરેક કાર્યમાં સૌથી પહેલાં ગણપતિનું સ્મરણ કરવાનું શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે,

આપણે પૂર્વે જોયું તેમ પૃથ્વીની ઘનતાનું કારણ આ ગણપતિ પ્રાણ છે અને તે આગ્નેય પ્રાણ છે કેમકે ઘન બનાવવું એ અગ્નિનું કાર્ય છે. આપણા શરીરની અંદર પણ જઠરાગ્નિ અને અપાનપ્રાણ એ મલને ઘન બનાવવાનું કાર્ય કરે છે અને તેથી જ અપાનપ્રાણ આગ્નેય પ્રાણ છે. ગણપતિનું આ આગ્નેય સ્વરૂપ પૃથ્વીની અંદરની માટીને ઘન બનાવે છે. આ ઘન માટીનો બનેલો ભૂપિંડ ગણપતિપ્રાણનું વાહન છે. આ માટીના બનેલા ઘન પાર્થિવ પ્રાણમાંથી ઉંદરનું સ્વરૂપ નિર્માણ થાય છે. બીજાં પ્રાણીઓની તુલનામાં ઉંદરમાં એ પાર્થિવ ઘન પ્રાણ અતિશય અધિક પ્રમાણમાં રહે છે. આ ઘન પ્રાણના પ્રભાવથીજ ઉંદર જેવું એક નાનું શું પ્રાણી પોતાના દાંતોથી વજ્ર સમાન કઠણ વસ્તુને પણ છિન્નભિન્ન કરી નાખે છે. પૃથ્વીની સપાટી ઉપરની માટી તો

થઈ, આકાશીય વિષુવવૃત્ત ઉપર રહેલું રાશિચક્ર એ ખગોલીય સ્વર્ગલોક છે. આ સ્વર્ગલોકમાં જવાની ઇચ્છા થવાનો અર્થ એ થાય છે કે ત્રિશંકુ-પુંજની દક્ષિણમાંથી ઉત્તર તરફ ક્રાન્તિ થવા માંડવી. આ મુજબની ક્રાન્તિ થવાનું કારણ પૃથ્વીની ધરીમાં થતા ફેરફારનું હોવું જોઈએ. વસિષ્ઠના પુત્રોના શાપને કારણે એને ચંડાળનું સ્વરૂપ મળ્યું અને તેનો વર્ણ શ્યામ અને નિસ્તેજ થઈ ગયો તેમજ તેણે કાળાં વસ્ત્ર ધારણ કર્યાં, એમ જે ઉપર કહ્યું છે તેનો અર્થ આ પ્રમાણે છે: 'આકાશના અમુક અમુક ભાગમાં કાળાં ધાબાં છે અને તેમની અંદર આપણને કાં તો કોઈ પણ તારો દેખાતો નથી અથવા તો કોઈક જ દેખાય છે. આપણે હવે જાણતા થયા છીએ કે આ કાળાં ખાલી ધાબાં કાળાં દ્રવ્યનાં વાદળો છે અને તેઓ આપણી ઠીક ઠીક નજીક હોઈ એની પાછળ દૂર રહેલા તારાઓને જોવાનાં આપણને અટકાવે છે.' * આવું એક કાળું વાદળ એ નરતુરંગ અર્થાત્ Centaurus નામના તારક-પુંજમાં રહેલું છે અને એને અંગ્રેજીમાં Coal Sack× (કોલસાની

---

* Sir James Jeans ના પુસ્તક The Stars in Their Courses' પ્રકરણ ૬ માંથી.

× Coal Sack ને માટે પણ એ જ પુસ્તકમાં Appendix-I માં 'Region 17 Southern Cross' એ શીર્ષક નીચે આ પ્રમાણે એણે લખ્યું છે.

"This region contains one of the most brilliant parts of the Milky Way and also one af the most remarkable features, a pear-shaped black patch on the sky 8° long by 5° wide, which the early navigators and astronomers called the Coal Sack. Early Australian folk-lore interprets this as a yawning pit of darkness and also the embodiment of evil in the shape of an emu...We now know that the Coal Sack is not a hole at all but a cloud of dark matter which blots out the stars behind it."

## અહલ્યા

વાલ્મીકિ રામાયણ તેમ જ આત્મારામાયણમાં આવેલી અહલ્યાની કથા ખૂબ જ જાણીતી છે. અહલ્યા ગૌતમ ઋષિની પત્ની હતી અને ખૂબ જ રૂપવતી હતી. મિથિલાપુરીની પાસેના અરણ્યમાં તેમનો આશ્રમ હતો. એક વખત ઈન્દ્ર અહલ્યાનું રૂપ જોઈ ને તેના પર મોહી પડયો. ગૌતમ ઋષિની ગેરહાજરીનો લાભ લઈ એમના આશ્રમમાં પ્રવેશીને અનેક દિવસો ત્યાં રહી અહલ્યાની સંમતિપૂર્વક એણે એની સાથે સમાગમ કર્યો. આ કર્મ કરીને ઈન્દ્ર જ્યારે બહાર નીકળતો હતો, ત્યારે જ ગૌતમ ઋષિ આવી પહોંચ્યા અને શું બન્યું છે તેની એમને જાણ થતાં ઈન્દ્ર તેમ જ અહલ્યા બંનેને એમણે શાપ દીધો. શાપને કારણે ઈન્દ્રના વૃષણો તૂટીને પૃથ્વી પર પડતાં એ નપુંસક બની ગયો અને અહલ્યા ભસ્મના ઢગલા પર પથ્થરની શિલા થઈ ને પડી. શાપનો અમલ શરૂ થતાં પહેલાં અહલ્યાએ ક્ષમા યાચતાં ગૌતમે એને એમ કહ્યું કે દશરથપુત્ર રામચંદ્ર જ્યારે એ વનમાં આવશે અને એમના ચરણનો સ્પર્શ શિલાને થશે ત્યારે અહલ્યા શાપમુક્ત બનશે.

અહલ્યાને મળેલા શાપની બાબતમાં પુરાણો વગેરેમાં બીજા કેટલાક હકીકતભેદો પણ મળે છે. વાલ્મીકિ રામાયણ(બાલકાંડ ૪૮, ઉત્તરકાંડ ૩૦)માં એમ કહેવામાં આવ્યું છે કે ગૌતમે એને શાપ આ મુજબ આપ્યો કે, 'તું અહીં જ વિધ્વંસ પામશે, અને તારું રૂપ સર્વત્ર વિશકત બની જશે.' શિલા બની જવાની વાત આત્મરામાયણસાર(૧.૩)માં, સ્કંદપુરાણ(૧.૨.૫૨)માં અને ગણેશપુરાણ

અંતરાત્મા છે અને Coal Sack જડતત્ત્વ જેમાંથી પ્રગટ થાય છે તે અંધકારમય અચિત્ અથવા અચેતના ( Inconscience ) છે.

## ૬. ગણપતિ *

ભૂપિંડમાં રહેનારો મૂલપ્રતિષ્ઠારૂપ રુદ્રપ્રાણ ગણપતિ નામથી પ્રસિદ્ધ છે. મરુતો રુદ્રના પુત્રો છે. પ્રાણાગ્નિરૂપ રુદ્રની અગિયાર અવસ્થાઓ છે. આ આગ્નેય પ્રાણના રાસાયનિક સંયોગથી સાત પ્રકારનો મરુત્ વાયુ ઉત્પન્ન થાય છે. આ મરુત્ વાયુ સાત ભાગમાં વિભક્ત થઈ ને અદિતિના ગર્ભમાં રહે છે. અદિતિ પૃથ્વીનો એ ભાગ છે કે જે સૂર્યને અનુગત રહે છે. પૃથ્વીના પૃષ્ઠથી માંડીને સૂર્યપિંડ સુધી વ્યાપ્ત રહેનારો સમસ્ત ભાગ અદિતિ છે. આ અદિતિમંડલમાં સપ્તવિધ મરુત્ વાયુ રહે છે. વાયુમાં ઇન્દ્ર રહે છે અને એ ઇન્દ્રશક્તિના-પ્રવેશથી સાત ભાગમાં વિભક્ત મરુતના દરેકના સાત સાત ખંડ થઈ જાય છે. આમ ઓગણપચાસ મરુતો થઈ જાય છે. તેમાંથી આરંભનો મરુત્ ઘન છે અને છેલ્લો મરુત્ તદ્દન વિરલ ( rarefied ) છે. વચ્ચેના મરુતોની ઘનતા–વિરલતામાં ઓછાવત્તાપણાનો ક્રમ છે. આ પહેલો મરુત્ ગણપતિ છે અને છેલ્લા મરુતનું નામ મહાવીર છે. ભૂપિંડમાં પહેલા મરુતરૂપ ગણપતિ રહે છે. સૂર્યની અંદર મહાવીર રહે છે. પૃથ્વીની અંદર જે એક સ્થિરતાસમર્પક તત્વ રહેલું છે અને જેને લીધે પૃથ્વીને ધરા, ધરતી, ધરણી વગેરે નામો અપાય છે તે ધૃતિધર્મ આ ભૂપિંડમાં રહેલા ધૃતિપ્રાણરૂપ ગણપતિને કારણે છે. આ મૂલ પ્રાણ જો વિચલિત બની જાય તો આખી પૃથ્વી વિચલિત બની જાય છે. અને સર્વત્ર અશાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહે છે.

આપણા પોતાના શરીરની અંદર જેને અપાનપ્રાણ કહેવામાં આવે છે તે આ ગણપતિ પ્રાણ છે. આપણા પેટમાં નાભિની નીચે

---

* ગણપતિના આ સ્વરૂપરહસ્યને માટે હું પં. મોતીલાલ શર્માના 'शतपथब्राह्मण हिन्दीविज्ञानभाष्य' નો ઋણી છું.

નારૂપ પોતાની માતાના ગર્ભમાંથી આડો ફાટીને જ જન્મે છે; नाहमतो निरया दुर्गहैतत् तिरश्चता पार्श्वान्निर्गमाणि। (૪.૧૮.૨).

અવક્રાંતિ (Involution)ની નિમ્ન ગતિમાં આ આલોકિત મન અચેતનામાં નીચે ઊતરે છે. આ જ વાત કાવ્યરૂપે અને પ્રતીકરૂપે અહલ્યા પ્રત્યેના ઇન્દ્રના ગમનના સ્વરૂપમાં દર્શાવવામાં આવી છે. ઇન્દ્રનું આ નીચે ઊતરવું અને અચેતનાના દેખીતા અવરોધને ભેદીને બહાર નીકળવું ઉત્ક્રાંત્યાત્મક ગતિનો આરંભ કરવા માટે આવશ્યક છે. ગૌતમનો શાપ તો ખરું જોતાં એની સંમતિ જ છે કેમકે એ અહલ્યાને પથ્થર અથવા શિલા (ખડક) બની જવાનો શાપ આપે છે, —જે તો માત્ર અચેતનામાંથી જડતત્ત્વની (ભૌતિક દ્રવ્યની) અભિવ્યક્તિનું પ્રતીક જ છે. વેદમાં એક બીજી પણ આવી જ કલ્પના આવે છે, જેમાં અસ્તિત્વને ગિરિ અથવા પર્વત (अद्रि, पर्वत) રૂપે બતાવવામાં આવ્યું છે અને ઉત્ક્રાંત્યાત્મક 'જળ' (आपः) એમાંથી બહાર નીકળીને વહી શકે એટલા માટે એ પર્વતને ભેદનારો પણ ઇન્દ્ર જ બતાવવામાં આવ્યો છે.

રામ ઉત્ક્રાંતિમાં સાત્ત્વિક મનનો અવતાર છે. એનો સ્પર્શ અહલ્યાને માનવ બનાવે છે; ભૌતિક દ્રવ્યમાં અને ભૌતિક દ્રવ્યમાંથી મનોમય માનવચેતનાના ઉત્ક્રાંત્યાત્મક આવિર્ભાવનું આ પ્રતીકરૂપ કથન છે.

'અહલ્યા' શબ્દની બીજી પણ સમજણ આપવામાં આવે છે: દિવસની અંદર જેનો લય થાય છે, જે ડૂબી જાય છે તે અહલ્યા; अहनि लीयते इति. આ અર્થ પણ એની એ જ વાત આપણને બતાવે છે, કેમ કે આ વ્યુત્પત્તિ અનુસાર અહલ્યા એટલે સૌથી પહેલાં ઉત્ક્રાંત્યાત્મક દિવસ(અહન્)માં* અર્થાત્ જડતત્ત્વના આવિર્ભાવરૂપ દિવસમાં પોતાના અંધકારને લીન કરી દેવાની અણી પર

*अहन् — સરખાવો વૈદિક શબ્દ 'अहना', જેનો અર્થ થાય છે 'ઉષા'.

વાયુવડે ઢીલી રહે છે, અને ઘાસ-પાન-ધૂળ-કચરા વગેરેને કારણે એ ઉપલું પડ ઘનાગ્નિરસથી વંચિત રહે છે અને તેથી જ પૃથ્વીમાં વધુ ઊંડે હોય છે તેવી ઘનતા છેક ઉપલા પડમાં આવી શકતી નથી. આ કારણને લીધેજ ઉંદર જમીનના છેક ઉપલા પડમાં અર્થાત્ ઉપલી સપાટી પર ન રહેતાં પૃથ્વીની અંદર ઊંડાણમાં દર બનાવીને એમાં રહે છે. એનું કારણ એ છે કે એને પોતાને અનુકૂળ જીવનરસ એ ઊંડાણમાં જ ઉપલબ્ધ થાય છે. ભૂપિંડમાં રહેલો ગણપતિપ્રાણ જ્યારે સ્વપ્રતિષ્ઠાથી ચ્યુત બને છે ત્યારે એનો પહેલો આઘાત આ ઉંદર ઉપર જ થાય છે. મરકી અથવા પ્લેગનો પહેલો હુમલો ઉંદર પર જ આવે છે અને એ જ સૌથી પહેલા મરવા માંડે છે, કારણ કે ઉંદરનો પ્રાણ આપણા કરતાં ગણપતિપ્રાણની ખૂબ જ પાસે છે.

ગણપતિપૂજનની અંદર પીળી માટીના ગણપતિ બનાવાય છે, એનું કારણ એ છે કે પીળી માટીની અંદર આ ઘન આગ્નેય પ્રાણ ખૂબ વધુ પ્રમાણમાં રહેલો છે. એ જ પ્રાણ સોપારીની અંદર પણ બહુ મોટા પ્રમાણમાં રહેલો છે અને તેથી જ સોપારી આપણી પાચન ક્રિયામાં આટલી બધી સહાય કરી શકે છે. આ સોપારીના પણ ગણપતિ બનાવવાનો રિવાજ આ કારણ ઉપરથી જ પડ્યો છે. વળી ગણપતિ આગ્નેય પ્રાણ હોવાને કારણે અગ્નિના સૂચક લાલ અને પીળા રંગોની વસ્તુઓનો ઉપયોગ ગણપતિપૂજનમાં વિશેષ થાય છે, જેમકે લાલ વસ્ત્ર, લાલ-પીળા રંગની નાડાછડી વગેરે. પૃથ્વીમાં રહેલા ઘન આગ્નેય પ્રાણનો મોટો અંશ તેમાંથી ઊગતી દૂર્વાની અંદર પણ આવતો હોઈ એ દૂર્વા પણ ગણપતિની પૂજામાં વપરાય છે.

ગણપતિનું હાથીનું માથું પણ આ ઘનતાનું સૂચક છે. અહીં એક વાત ખાસ સૂચક છે અને તે એ છે કે ગણપતિની ઉત્પત્તિ પાર્વતીના મળમાંથી થઈ છે, એમ પુરાણોમાં જણાવવામાં આવ્યું છે. આનો અર્થ પણ ઉપર આપેલી સમજૂતી પરથી સ્પષ્ટ થાય છે.

---

# અર્ધનારીશ્વર

એમ કહેવાય છે કે બ્રિટનની પાર્લામેન્ટ બધું જ કરી શકે છે, સિવાય કે સ્ત્રીનો પુરુષ અને પુરુષની સ્ત્રી. પરંતુ પૃથ્વી પરની કોઈ પણ સત્તા કરતાં મહાન એવી કોઈ માનવથી ઊંચી સત્તા છે, જે આ પણ કરી શકે છે અને ઘણી વખત કરે પણ છે.

આપણે ઘણી વાર એવા સમાચાર વાંચીએ છીએ કે જાતિ-પલટો થવાને કારણે કોઈ સ્ત્રીમાં પુરુષનાં અથવા કોઈ પુરુષમાં સ્ત્રીનાં જાતીય લક્ષણોનો આવિર્ભાવ થયો. આવી ઘટના કંઈ માત્ર હાલમાં બને છે એવું નથી. છેક મહાભારતકાળમાં પણ આમ બનતું હતું, એમ શિખંડીના નોંધાયેલા કિસ્સા પરથી જાણવા મળે છે.

હવે પ્રશ્ન એ છે કે આમ બનવાનું કારણ શું હશે. જવાબ આપતાં પહેલાં આપણે ઘણી વાતોનો ખુલાસો કરવો પડશે.

આજનું જીવનવિજ્ઞાન આપણને કહે કે જ્યારે સ્ત્રીપુરુષનો સંયોગ થાય છે ત્યારે પુરુષતત્ત્વયુક્ત જીન્સ જો વધુ પ્રભાવી હોય અને સ્ત્રી-તત્ત્વયુક્ત જીન્સ નિષ્પ્રભાવી હોય તો ગર્ભમાં રહેલું બાળક પુરુષ થાય અને જો એનાથી ઊલટું હોય તો બાળક સ્ત્રી થાય. પરંતુ દરેક સંતાનની અંદર બંને પ્રકારનાં જીન્સ રહેલાં તો હોય જ છે. તેમાંનાં જે પ્રભાવી હોય તે નિષ્પ્રભાવીને દબાવી દે છે, અને જેમ બળવાન મલ્લ નિર્બળને તાત્કાલિક રીતે નિષ્ક્રિય બનાવી દે છે તેમ એ નિષ્પ્રભાવી જીન્સની બાબતમાં પણ બને છે. પણ એનો અર્થ કંઈ એમ નથી કે તેમનો વિનાશ થઈ ગયો હોય છે. આવી કેટલીક વાર સમય આવ્યે-

(૧ ૩૧)માં છે. આત્મરામાયણસારમાં અને બ્રહ્મપુરાણ (૮૭)માં શાપનું સ્વરૂપ આ મુજબ બતાવ્યું છે: 'તું એક જનસ્થાનમાં શુષ્ક નદી બની જશે.' પદ્મપુરાણ (સૃષ્ટિખંડ ૫૪)માં આમ જણાવ્યું છે: 'તારા દેહ પર કેવળ અસ્થિચર્મ રહેશે, સજીવ પ્રાણીની જેમ શરીર પર માંસ અને નખ કદી પણ ઉત્પન્ન નહિ થાય.'

શતપથ બ્રાહ્મણ (૩ ૩ ૪.૧૮), જૈમિનીય બ્રાહ્મણ (૨.૭૯) અને ષડ્‌વિંશ બ્રાહ્મણ(૧.૧)માં ઇન્દ્રને 'अहल्यायै जार' એવું વિશેષણ આપવામાં આવ્યું છે.

આવી છે બ્રાહ્મણગ્રંથો, રામાયણો અને પુરાણોમાં આપેલી અહલ્યાની કથા. એના કથા-અંશને બાજુએ મૂકીને જ્યારે આપણે એના ઊંડાણમાં જોઈએ છીએ ત્યારે કોઈ અત્યંત ગહન મનોવૈજ્ઞાનિક અને ઉત્ક્રાંત્યાત્મક તાત્પર્ય એમાંથી બહાર નીકળતું આપણને દેખાય છે.

'અહલ્યા'નો વાચ્યાર્થ છે હળથી ન ખેડી શકાય એવી પડતર અથવા ખડકાળ જમીન, અ+હલ્યા. ઉત્ક્રાંતિની ગતિ આરંભાઈ ત્યાર પહેલાં 'અચેતના' અથવા 'અચિત્' (Inconscience)નું જે સ્વરૂપ હતું તેનું આ પ્રતીક છે. આ બાબતમાં 'અહલ્યા' 'સીતા'થી ઊલટી છે. 'સીતા'નો અર્થ છે ખેડાયેલી અથવા ચાસ પાડેલી જમીન. પ્રતીકરૂપે, સીતા અચેતનામાંથી જડતત્ત્વ અને પ્રાણને પ્રગટાવનારી પ્રભુની ઉત્ક્રાંત્યાત્મક શક્તિ છે. જગતને સર્જનારી શક્તિરૂપ બ્રહ્માની અહલ્યા પુત્રી છે અને ગૌતમની પત્ની છે. 'ગૌતમ'નો અર્થ છે સૌથી વધારે ઊંચી ચેતના. (ગૌ-ગયા-ચેતના.) ગૌતમ અને અહલ્યા અસ્તિત્વના બે છેડા છે, અનુક્રમે પરચેતના અને અચેતના છે.

ઇન્દ્ર આલોકિત અથવા જ્યોતિર્મય મનની શક્તિ છે. દિવ્ય આનંદરૂપ સોમના ઉન્માદની અસર તળે એ જ્યારે હોય છે ત્યારે એની ક્રિયાશક્તિ પ્રચંડ બની જાય છે. ખુદ ઇન્દ્રનો જન્મ પણ પ્રચંડ બળપૂર્વકનો બતાવવામાં આવ્યો છે. ઋગ્વેદ આપણને કહે છે કે ઇન્દ્રને સીધીસાદી રીતે જન્મ લેવો ગમતો નથી; એ હંમેશાં અચેત-

અને એણે ' જાયા '( પત્ની )ને સર્જી. બીજું એક ઉપનિષદ પણ આ જ વાત દર્શાવ્યા બાદ આગળ કહે છે: આત્માએ પોતાના સ્વરૂપના બે વિભાગ કર્યા. એ બે વિભાગ તે સ્ત્રી અને પુરુષ. એ બંનેએ દરેક ભૂમિકા પર પોતાની ક્રીડા આરંભી. માનવભૂમિકા પર એક પતિ બન્યો અને બીજી પત્ની બની, એમના મિથુનમાંથી મનુષ્યો જન્મ્યા. બીજી ભૂમિકાઓ પર એક વૃષભ બન્યો તો બીજી ગાય બની, એક ઘોડો બન્યો તો બીજી ઘોડી બની, એ રીતે છેક કીડી જેવાં નાનાં પ્રાણીની ભૂમિકા સુધી જોડકાં ઊભાં થયાં અને દરેક યુગલમાંથી મૈથુની સૃષ્ટિરૂપે પ્રાણીમાત્ર ઉત્પન્ન થયાં.

આ વાત ઉપનિષદો ઉપરાંત કેટલાક બ્રાહ્મણગ્રંથોમાં પણ એક જુદા રૂપે દર્શાવવામાં આવી છે. જેને આપણે સામાન્ય રીતે પુરુષ અને સ્ત્રી તત્ત્વરૂપે નિર્દિષ્ટ કરીએ છીએ તે જ બાબતનો આ ગ્રંથો અગ્નિ અને સોમ શબ્દો વડે ઉલ્લેખ કરે છે અને કહે છે કે આખું જગત એ બે તત્ત્વોમાંથી જ ઉત્પન્ન થયું છે. अग्नीषोमात्मकं जगत्। પુરુષતત્ત્વ આગ્નેય છે, સ્ત્રીતત્ત્વ સૌમ્ય છે. એ બંનેનાં મિલન દ્વારા આકૃતિઓનું નિર્માણ શક્ય બને છે. સજીવ અને નિર્જીવ બંને પ્રકારની આકૃતિઓની સૃષ્ટિની બાબતમાં આ જ સિદ્ધાંત રહેલો છે. માનવ અને પ્રાણીઓ તથા જીવજંતુઓ તો સ્પષ્ટપણે આ બે તત્ત્વોના જોડાણ દ્વારા ઉત્પન્ન થાય છે. પરંતુ વનસ્પતિઓની બાબતમાં પણ એમ જ બને છે. ફૂલમાં રહેલા પુંકેસરની પરાગરજ સ્ત્રીકેસર દ્વારા નીચે રહેલા ગર્ભાશયમાં જ્યારે સિંચાય છે ત્યારે બીજની ઉત્પત્તિ થાય છે. આમ આખી વનસ્પતિસૃષ્ટિ મિથુનજન્ય જ છે. નિર્જીવ પદાર્થો જે ભૌતિક દ્રવ્યમાંથી ઘડાય છે તેમાં પણ મૂળમાં સ્ત્રી અને પુરુષ તત્ત્વો છે. આજનું સાયન્સ આપણને કહે છે કે સમસ્ત જડતત્ત્વનું નિર્માણ શક્તિમાંથી થાય છે અને એ શક્તિ વિદ્યુતશક્તિ છે. હવે આ વિદ્યુત શક્તિનાં બે સ્વરૂપો છે: એક પુરુષરૂપ ( પૉઝિટિવ ) અને બીજું સ્ત્રીરૂપ ( નેગેટિવ ).

આવીને ઊભી રહેલી અચેતનાની રાત્રિ.

અહલ્યાને મળેલા શાપની બાબતમાં પૌરાણિક કથાઓમાં દેખાતા બધા હકીકત-ભેદોની પાછળ એ જ વસ્તુ આપણી નજરે ચઢે છે કે અહલ્યા જડતત્ત્વની અભિવ્યક્તિ છે. જનસ્થાનમાં સૂકી નદી બની જવા રૂપનો શાપ નિર્જન જગામાં કોઈ એવા પ્રાણહીન, શુષ્ક પટનો ઉલ્લેખ કરે છે કે જેની અંદરથી ભવિષ્યમાં જીવનની નદીનું પ્રાકટ્ય થવાનું છે. દેહ પર કેવળ અસ્થિચર્મ જ બાકી રહેશે અને સજીવ પ્રાણીની જેમ માંસ અને નખ કદી પણ ઉત્પન્ન નહિ થાય એવી મતલબનો શાપ પણ જડતત્ત્વની એ જ નિર્જીવ શુષ્કતાનો સૂચક છે. ઋગ્વેદ (૧.૬૮.૨) પણ આપણને આ જ જડતત્ત્વમાંથી પ્રાણની ઉત્ક્રાંતિનો ઉલ્લેખ કરી બતાવે છે—शुष्काद्यद् देव जीवो जनिष्ठाः। 'હે દેવ, શુષ્ક (જડતત્ત્વ) માંથી જીવનરૂપે જન્મ્યો.'

આ છે અહલ્યાની કથા પાછળનું મનો વૈજ્ઞાનિક અને ઉત્ક્રાંત્યાત્મક પ્રતીક. અને અવતારોની પરંપરામાં એ પોતાને યોગ્ય સ્થાને બરાબર ગોઠવાઈ જાય છે.

જો કે, બાબુ રમેશચંદ્ર દત્ત દર્શાવ્યું છે તેમ આ આખી કથાને આપણે પ્રતીકરૂપે નહિ પણ રૂપક તરીકે પણ લઈ શકીએ અને આર્યસંસ્કૃતિએ આદિવાસી પ્રજાને તેમની જંગલી દશામાંથી ઉગારી ખેતીપ્રધાન બનાવી એવો અર્થ પણ આપણે અંદર જોઈ શકીએ. આવો માનવવંશ-શાસ્ત્રીય (Anthropological) અર્થ સાચો હો કે ન હો તેની સાથે આપણને ઝાઝી લેવાદેવા નથી. પરંતુ આધ્યાત્મિક અને મનોવૈજ્ઞાનિક નજરે અચેતનામાંથી માનવની મનોમય ચેતનાનું પ્રાકટ્ય કેવી રીતે થયું તે આપણે માટે વિશેષ અગત્યનું છે અને એ નજરે જ આપણે અહલ્યાની કથાનો અર્થ સમજવા અહીં પ્રયત્ન કર્યો છે.

---

પોતાની અર્ધાંગના તરીકે સ્વીકારે છે. જગતમાં બધું જ જ્યાં યુગલ-સ્વરૂપ છે ત્યાં કોઈ પણ સત્ત્વ આ આકર્ષણમાંથી છટકી શકે એમ નથી. મૂળમાં જ જ્યાં પરમ તત્ત્વમાં બ્રહ્મ અને માયાનું યુગલ છે ત્યાં એમાંથી આવિર્ભાવ થયેલી સૃષ્ટિ એનાથી જૂદા રૂપની કેવી રીતે હોય?

આજનું જીવનવિજ્ઞાન આપણને કહે છે કે આ સ્ત્રીપુરુષભાવ કંઈ આખા યે જગતમાં સર્વત્ર આપણને નજરે પડતો નથી. એમિબા અને કેટલાક પ્રકારના બૅક્ટીરિયા જેવાં જંતુઓમાં આ બંને તત્ત્વો એક જ વ્યક્તિગત જંતુમાં એકસાથે જોવા મળે છે અને તેથી તેઓ આ સામાન્ય નિયમના અપવાદો છે. બીજા શબ્દોમાં કહીએ તો જીવન-વિજ્ઞાનના મત અનુસાર જગતમાં મોટા ભાગનાં સત્ત્વો એકલિંગી હોવા છતાં કેટલાંક સત્ત્વો ઉભયલિંગી છે. આ દ્વિલિંગી અથવા ઉભયલિંગી સત્ત્વોને અંગ્રેજીમાં Bi-sexual કહેવામાં આવે છે. તેમને જ ગ્રીક ભાષામાં હર્મેફ્રોડાઈટ કહેવામાં આવતાં હતાં. હર્મેફ્રોડાઈટ શબ્દ હર્મીસ અને એફ્રોડાઈટ એવા બે શબ્દોમાંથી નિષ્પન્ન થયેલો સમાસ છે. આમાં હર્મીસ પુરુષતત્ત્વ છે અને એફ્રોડાઈટ (જે ગ્રીક સાહિત્યની દેવી રતિ અથવા વીનસનું જ બીજું નામ હતું તે) સ્ત્રીતત્ત્વ છે. આપણી અર્ધનારીશ્વરની કલ્પના અને ગ્રીક સાહિત્યની હર્મેફ્રોડાઈટની કલ્પના એક જ વાતનો નિર્દેશ કરે છે. કોઈ પણ એક જ વ્યક્તિગત જંતુમાં બંને લિંગોનાં લક્ષણો એકીસાથે રહ્યાં હોય અને જેનો વંશ-વિસ્તાર બે વ્યક્તિના મિથુન દ્વારા નહિ થતો હોય તેવા જંતુને દ્વિલિંગી અથવા હર્મેફ્રોડાઈટ કહેવામાં આવે છે. આવાં સત્ત્વો પોતાના સ્વરૂપના બે વિભાગો કરીને પોતાનો વંશ ચાલુ રાખે છે. આ પદ્ધતિને દ્વિવિભાજન પદ્ધતિ કહેવાય છે. આવાં એમિબા, બૅક્ટીરિયા વગેરે સત્ત્વો એટલાં સૂક્ષ્મ છે કે તેમની જીવનચર્યા જોવા અને સમજવા માટે માઇક્રોસ્કોપનો ઉપયોગ કરવો પડે છે. જીવનવિજ્ઞાન આપણને કહે છે કે જે વિકસિત જીવયોનિઓ છે તેમાં તો બે લિંગો છૂટાં પડી ગયેલાં હોય છે, પરંતુ આરંભાવસ્થાના જીવની જાતિઓ પણ

ત્યારે તેઓ પાછાં સક્રિય અને સતેજ બની જાય છે અને પોતાનું સ્વાભાવિક કાર્ય કરવા મંડી પડે છે. તેઓ આમ સક્રિય ક્યારે અને કઈ વ્યક્તિમાં થાય છે કે હજી પૂરેપૂરું જાણવા મળ્યું નથી. પરંતુ એમ લાગે છે કે પ્રભાવી–નિષ્પ્રભાવીપણામાં પણ માત્રાભેદ હોવો જોઈએ અને જો કોઈ કિસ્સામાં એ બે વચ્ચેનો ફરક નામનો જ હોય, દાખલા તરીકે પ્રભાવી જીન્સ એકાવન ટકા બળવાળાં અને નિષ્પ્રભાવી ઓગણપચાસ ટકા બળવાળાં હોય, તો તેમની વચ્ચેનું અંતર કોઈક કારણે વિલુપ્ત થઈ જતાં અમુક ઉંમરે જાતિપલટો શક્ય બનતો હોય.

આપણા પ્રાચીન જ્ઞાન અનુસાર એમ જણાય છે કે ભૌતિક વિશ્વમાં સર્વત્ર મૈથુની (અથવા સ્ત્રી–પુરુષના સંયોગ દ્વારા થનારી) સૃષ્ટિ છે. અને શું સજીવ કે શું નિર્જીવ બધી જ સૃષ્ટિ સ્ત્રીતત્ત્વ અને પુરુષતત્ત્વના મિલન દ્વારા જ શક્ય બને છે. આથી તો છેક પરાત્પર બ્રહ્મથી માંડીને સ્થૂલમાં સ્થૂલ સ્થાવર યોનિ સુધી બધું જ યુગલસ્વરૂપ છે એમ પ્રાચીનો કહેતા હતા. બ્રહ્મ અને માયા, એ જોડકું પરાત્પર અથવા વિશ્વાતીતમાં પણ તેમણે આપણને બતાવ્યું છે; તેમ જ ઈશ્વર અને શક્તિ અથવા ઈશ્વરીનું વિશ્વાત્મક ભૂમિકા ઉપર અને પુરુષ અને પ્રકૃતિનું જોડકું વ્યક્તિગત ભૂમિકા ઉપર તેમણે દર્શાવ્યું છે. ઉપરાંત જગતની રચના કરનારાં જે દિવ્ય તત્ત્વો અથવા સત્ત્વો છે તેમની અંદર પણ આ સ્ત્રીપુરુષભાવ સ્પષ્ટપણે તેમણે રજૂ કર્યો છે. આ જ બધાં દેવ–દેવીઓનાં યુગલોરૂપે આપણી સમક્ષ આવે છે; જેમાં સર્જક સત્ત્વો બ્રહ્મા અને સરસ્વતીની જોડરૂપે, પાલક સત્ત્વો વિષ્ણુ અને લક્ષ્મીની જોડરૂપે અને સંહારક સત્ત્વો શિવ અને કાલીની જોડરૂપે મુખ્ય છે. પરંતુ આ ત્રણ યુગલો તો પુરાણકાળના સાહિત્યમાં જોવા મળે છે. વેદકાળમાં પણ એવાં જ યુગલોનો, અગ્નિ અને અગ્નાયી, ઇંદ્ર અને ઇંદ્રાણી અથવા શચિ, વગેરેનો ઉલ્લેખ છે.

ઉપનિષદ તો કહે જ છે કે આત્મા સૃષ્ટિ પૂર્વે એકલો જ હતો અને એ એકાકીને ગમતું નહોતું આથી એણે બીજાની ઇચ્છા કરી,

સર્વત્ર વ્યાપક છે.

આ સમીક્ષા પરથી આપણે એવા નિર્ણય પર આવી શકીએ છીએ કે આખા જગતમાં સર્વત્ર મૈથુની સૃષ્ટિ જ છે અને એનો કોઈ પણ અપવાદ હજી સુધી આપણી જાણમાં નથી. ઉપરાંત, જીવનની આરંભદશામાં અવિભાજિત લિંગોની જે પરિસ્થિતિ હતી તેનાં લક્ષણો લિંગોનું વિશિષ્ટીકરણ અને વિભાજન થયાં છતાં હજી બાકી રહી ગયાં છે, અને તેથી દરેક સ્ત્રીતત્ત્વમાં અંદર પુરુષતત્ત્વ અને દરેક પુરુષતત્ત્વમાં અંદર સ્ત્રીતત્ત્વ આપણને માલૂમ પડે છે.

આ ઊલટું તત્ત્વ કંઈ માત્ર એક સિદ્ધાંત તરીકે જ દરેકની અંદર રહેલું નથી, પણ આપણને ન જણાય એવી રીતે સક્રિય છે. એ નિષ્પ્રભાવી છે એમ આપણે કહીએ છીએ પણ એનો અર્થ એમ નથી કે એ નિષ્ક્રિય પડેલું છે. દરેક પુરુષમાં સ્ત્રીનાં શારીરિક તેમ જ માનસિક લક્ષણો અને દરેક સ્ત્રીમાં પુરુષનાં શારીરિક તેમ જ માનસિક લક્ષણોનું જે કંઈ થોડુંઘણું પ્રાકટ્ય આપણને જોવા મળે છે, તે આ 'નિષ્પ્રભાવી' લેખાતા તત્ત્વને જ આભારી છે. કેટલીક સ્ત્રીઓમાં પુરુષના જેવા દાઢી અને મૂછના આછા વાળ, કર્કશ ઘાંટો વગેરે અને કેટલાક પુરુષોમાં સ્ત્રીઓનાં જેવાં વૃદ્ધિ પામેલાં સ્તનો, તીણો અવાજ વગેરે જે જોવા મળે છે તે આનાં ઉદાહરણો છે. આ શારીરિક લક્ષણો ઉપરાંત માનસિક લક્ષણો પણ સ્ત્રીનાં પુરુષમાં અને પુરુષનાં સ્ત્રીમાં ઘણી વખત જણાય છે. આપણે જેને પુરુષમાં બાયલાપણું અને સ્ત્રીમાં 'એમેઝોન'પણું (શઠોડીપણું, હિડિંબાપણું) કહીએ છીએ તે આ માનસિક લક્ષણોના ઊલટાસૂલટાપણાનાં ઉદાહરણો છે.

આનાથી પણ એક પગલું આગળ વધીને આપણે એમ કહી શકીએ કે દરેક પુરુષ માત્ર બહાર પુરુષ છે, પણ અંદર તો શારીરિક* અને માનસિક બંને રૂપે સ્ત્રી છે, અને દરેક સ્ત્રી માત્ર બહાર સ્ત્રી છે,

* દા. ત. સ્ત્રીના યોનિભાગમાં અંદર રહેલું ક્લિટોરિસ નામનું અવયવ પુરુષની જનનેંદ્રિયનું જ અવિકસિત રૂપ છે એમ વૈજ્ઞાનિકો કહે છે.

જડતત્ત્વનાં ઘડાયેલા દરેક પદાર્થના મૂળ આરંભક દ્રવ્યરૂપ પરમાણુઓ પણ વિદ્યુતના આ બેવડા સ્વરૂપને કારણે જ પ્રોટોન અને ઇલેક્ટ્રોન એવાં બે રૂપનાં બની જાય છે.

સ્ત્રી અને પુરુષ વચ્ચે જે પરસ્પરનું આકર્ષણ છે તે પણ માત્ર સજીવ સૃષ્ટિમાં જ નથી, પરંતુ નિર્જીવ લેખાતા પ્રોટોન અને ઇલેક્ટ્રોન વચ્ચે પણ છે. આ આકર્ષણનું કારણ એ છે કે દરેક પ્રાણી અને પદાર્થમાં પૂર્ણતા પ્રાપ્ત કરવાની કામના સ્વાભાવિક છે; આથી કોઈની અંદર જે કંઈ ન હોય તેના પ્રત્યે એની વૃત્તિ થાય. સ્ત્રી અને પુરુષ એક જ આત્માનાં બે અડધિયાં છે, બૃહદારણ્યક ઉપનિષદ્ જેમ કહે છે તેમ 'અર્ધબૃગલ' છે અર્થાત્ એક જ દાણાની બે ફાડ છે. પછીના જમાનાઓમાં જેમ કહેવાતું આવ્યું છે તેમ એકબીજાના અર્ધાંગ છે, પૂરક છે. દરેક પોતે અર્ધ હોવાથી પોતાના બીજા અર્ધ પ્રત્યે આકર્ષાય છે અને એની સાથે પોતાના જોડાણવડે આખું અથવા પૂર્ણ થવા ચાહે છે.

આ જ ખ્યાલ આપણા પ્રાચીન ગ્રંથોમાં 'અર્ધનારીશ્વર'ની કલ્પના દ્વારા વ્યક્ત કરવામાં આવ્યો હતો. અર્ધનારીશ્વર શિવ અને પાર્વતીનું યુગલ સ્વરૂપ છે. ચિત્રકારો અને શિલ્પીઓ એની પ્રતિમામાં શરીરનું સમસ્ત જમણું અંગ શિવનું અને ડાબું અંગ પાર્વતીનું દર્શાવે છે. પરંતુ આ તો માત્ર કલાકારની કલ્પના છે. મૂળમાં તો આના કરતાં કંઈક જુદી જ વાત રહેલી હતી. એક જ શરીરના બે વિભાગો, જમણું અને ડાબું અંગ, કંઈ પુરુષ અને સ્ત્રી નથી. પુરુષ અને સ્ત્રીતત્ત્વો તો શરીરનાં અંગેઅંગમાં, કોશેકોશમાં, અણુએ અણુમાં વ્યાપક છે. જેમ આજનું જીવનવિજ્ઞાન બતાવે છે તેમ અને પ્રાચીનકાળના રહસ્યજ્ઞો જાણતા હતા તેમ, જ્યાં પુરુષતત્ત્વ પ્રભાવી હોય ત્યાં પાછળ સ્ત્રીતત્ત્વ નિષ્પ્રભાવી સ્વરૂપે રહેલું જ હોય; અને જ્યાં સ્ત્રીતત્ત્વ પ્રભાવી હોય ત્યાં પુરુષતત્ત્વ નિષ્પ્રભાવી સ્વરૂપે એની પાછળ રહેલું જ હોય.

અર્ધનારીશ્વરની પાછળ આ જ સત્ય રહેલું છે. શિવ આમ તો સંન્યાસી છે અને ઉપભોગથી પરાઙ્મુખ છે. પરંતુ તે પાર્વતીને

કહી શકાતું નથી. કદાચ એવી માનસી સૃષ્ટિ ભૌતિક જગતમાં નિર્મિત ભૌતિક સૃષ્ટિ નહિ હોય, પણ એની પૂર્વાવસ્થારૂપે કે મોડેલરૂપે કોઈ સૂક્ષ્મ મનોમય જગતમાં રચાયેલી સૃષ્ટિ હોય એ પણ સંભવિત છે. વળી એ શક્યતા પણ છે કે ભાવિમાં મૈથુની સૃષ્ટિ બિલકુલ જ નહિ હોય અથવા તો એની સાથે સાથે બીજા કોઈ પ્રકાર કે પ્રકારોની સૃષ્ટિ પણ પ્રગટ થાય.

પરંતુ આ ભૂતકાળ અને ભાવિને બાજુએ મૂકીએ તો વર્તમાનમાં તો આપણા જગતમાં મૈથુની સૃષ્ટિ બિનહરીફ પ્રવર્તતી હોય એમ સ્પષ્ટ દેખાય છે. અને તેથી જ અર્ધનારીશ્વરનું પ્રતીક સંપૂર્ણપણે ઔચિત્યયુક્ત છે.



જીવયોનિઓમાં આવું દ્વિલિંગીત્વ જોવા મળે છે.

હવે પ્રશ્ન એ છે કે આવી દ્વિલિંગી જાતિઓ મૈથુની સૃષ્ટિની સર્વવ્યાપકતાના સિદ્ધાંતના અપવાદરૂપ છે? એ વાત તો સર્વસ્વીકૃત છે કે દ્વિલિંગી જાતિઓમાં પણ બંને લિંગોનાં શારીરિક લક્ષણો તો છે જ. માત્ર એ બંને પ્રકારનાં લક્ષણો એક જ વ્યક્તિમાં સાથે હોય છે એટલો જ તફાવત દ્વિલિંગી અને એકલિંગી જીવયોનિઓ વચ્ચે છે. જેમ વનસ્પતિઓમાં એક જ ફૂલમાં પુંકેસર અને સ્ત્રીકેસર બંને સાથે હોય છે અને તેમની અંદર પણ સ્વયંફલીકરણની પદ્ધતિ વડે બીજરૂપ સંતાનની ઉત્પત્તિ થતી જોવામાં આવે છે તેના જેવું જ આ છે. એનું કારણ તો એ છે કે જીવન જ્યારે આરંભદશાનું હોય છે ત્યારે એણે ગ્રહણ કરેલા સ્થૂલ શરીરમાં વિશેષીકરણ (સ્પેશિયલાઈઝેશન) ન થયું હોવાને કારણે બે લિંગોનું વિભાજન થયેલું હોતું નથી. પરંતુ એનો અર્થ કંઈ એમ નથી થતો કે ત્યાં મૈથુની સૃષ્ટિ પણ નથી. જો બંને લિંગોનાં લક્ષણો હાજર હોય તો પછી બંને લિંગો તો ત્યાં છે જ અને એ બેની વચ્ચેનો સંબંધ એક જ વ્યક્તિગત સત્ત્વમાં થતો હોય કે બે જુદાં વ્યક્તિગત સત્ત્વો વચ્ચે થતો હોય, એ તો માત્ર વિગતોનો જ તફાવત છે. મૂળ સિદ્ધાંતમાં એનાથી કશો બાધ આવતો નથી. આના જેવું જ એક બીજું પણ ઉદાહરણ છે અને તે છે ઇંદ્રિયગોલકોનું વિશેષીકરણ. વનસ્પતિ જાતિઓમાં પ્રાણીજાતિઓનાં જેવાં વિશેષિત (સ્પેશિયલાઈઝ્ડ) ઇંદ્રિયગોલકો નથી, કેમ કે તેમનામાં ઇંદ્રિયોનું—જોવા, સાંભળવા વગેરે શક્તિઓનું વિશેષીકરણ થયું નથી, એટલે કે જેમ પ્રાણીઓ માત્ર આંખવડે જ જુએ, કાનવડે જ સાંભળે, ઇત્યાદિ—તેવું વનસ્પતિઓમાં નથી. પરંતુ તેથી કંઈ એમ નથી ઠરતું કે વનસ્પતિઓમાં જોવા–સાંભળવા વગેરેની શક્તિઓ જ નથી. તેઓ પણ જુએ અને સાંભળે તો છે જ, પરંતુ તેમના આખા શરીર દ્વારા તેઓ આ કાર્યો કરે છે, કેમ કે તેમનામાં વિશેષિત ઇંદ્રિયગોલકો ન હોઈ, એ શક્તિ તેમના આખા સ્વરૂપમાં

આઠની બતાવી છે : શૃંગાર, વીર, કરુણ, રૌદ્ર, હાસ્ય, ભયાનક, બીભત્સ અને અદ્‌ભુત. કેટલાક આ આઠમાં નવમો શાંત રસ પણ ઉમેરે છે. જગતમાં અને જીવનમાં આ નવ રસ છે તેથી તો જીવન જીવવા જેવું લાગે છે.

પણ જીવનમાં યે કોઈ એકધારો એકની એક બાબતમાં આપણને રસ રહેતો નથી. જીવનની અવસ્થાઓ અથવા તો ઉંમરની સાથે આપણા રસ પણ બદલાય છે. એટલે તો આ બધા નવે નવ રસમાં આપણને ક્યારેક ને ક્યારેક મઝા આવે છે કદાચ એની માત્રા ઓછીવત્તી હોય, પણ આનંદ તો ખરો જ. વિવિધતા અને અનેકરંગિતામાં જ આનંદ છે.

છતાં અમુક બાબતમાં બધાને જ રસ પડી શકે અને એવા રસને આપણે રસોનો રાજા કહી શકીએ, અથવા તો એને ચૂંટી કાઢેલો પ્રમુખ કહીએ તો પણ ચાલે, કેમકે મોટા ભાગના લોકો એને જ પસંદગી આપે. આવો રસ છે શૃંગાર રસ.

શૃંગાર એટલે 'શૃંગ વત્તા આર'; શૃંગ કે શિખર પ્રત્યે જનારો અથવા લઈ જનારો. શૃંગનો અર્થ અહીં આનંદનું શૃંગ અથવા પરાકાષ્ઠા એવો થાય છે. અને માણસના જીવનમાં આનંદનું શૃંગ આહ્‌લાદની પરાકાષ્ઠા કઈ?

આ પ્રશ્નના બે ઉત્તરો સંભવી શકે છે, કેમકે માણસના જીવનના બે પ્રકારો છે. એક છે ભૌતિક જીવન અને બીજું આત્મિક જીવન. બંનેની અંદર આનંદ છે, તૃપ્તિ છે. અને બંનેની અંદર એ આનંદ, એ તૃપ્તિ કશાકના મિલનથી, કશાકની સાથેની સંલગ્નતાથી થાય છે. ભૌતિક જીવનમાં બહારના પ્રિયતમ કે પ્રિયતમાના મિલનથી અને આત્મિક જીવનમાં અંદરના કે ઉપરના પ્રિયતમ કે પ્રિયતમાના યોગથી. પહેલી વૃત્તિ છે કામ અને તેનો ઉપભોગ. અને એ જ વૃત્તિ શૃંગાર રસનો આધાર છે.

માણસના જીવનમાં તો શું પણ પ્રાણી-પંખીઓ અને ખુદ વનસ્પતિઓના જીવનમાં પણ કામોપભોગ એક ખૂબ જ અગત્યની

પણ અંદર શારીરિક અને માનસિક બંને રૂપે પુરુષ છે. આવું વિધાન સહેલાઈથી કોઈને ગળે ઊતરે તેવું નથી, પણ સત્ય છે.

અને 'અર્ધનારીશ્વર' આપણને આ જ સત્ય બતાવનારું એક રહસ્યમય પ્રતીક છે. સામાન્યપણે શિવ જ અર્ધનારીશ્વર તરીકે ઓળખાય છે, પણ રાધા અને કૃષ્ણનું યુગલ પણ ઘણી વખત કલાકારોવડે લગભગ શિવપાર્વતીના યુગલ જેવું જ આલેખવામાં આવે છે. વળી, પેલા ભજનમાં, રાધા જ્યારે કૃષ્ણને કહે છે કે, 'જો હું કૃષ્ણ બનું અને તું રાધા બને...' ત્યારે અજાણપણે આ જ સત્ય એ શબ્દોમાં વણાઈ ગયેલું આપણને દેખાય છે.

અને એ સત્ય પરથી બીજું સત્ય એ ફલિત થાય છે કે કોઈ પણ સત્ત્વ સંપૂર્ણપણે પુરુષ નથી અથવા સંપૂર્ણપણે સ્ત્રી પણ નથી, પરંતુ હમેશ ન્યૂનાધિક અંશે બંનેનું મિશ્રણ જ હોય છે. વેદ અને ઉપનિષદ્ આ વાત દર્શાવતાં આપણી સમક્ષ એકબીજાથી તદ્દન ઊલટાં-સૂલટાં બે વિધાનો મૂકે છે, તેમાંનું એક છે :

त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी ।

—'તું સ્ત્રી છે, તું પુરુષ છે, તું કુમાર છે અને તું જ કન્યા છે.' અને બીજું છે :

नैव स्त्री न पुमानेष न चैवायं नपुसंकः ।
यद् यच्छरीरमादत्ते तेन तेन स युज्यते ॥

—'એ (આત્મા) સ્ત્રી પણ નથી અને પુરુષ પણ નથી અને નપુંસક પણ નથી; એ જે જે શરીરને ગ્રહણ કરે છે તેની તેની સાથે જોડાય છે.'

અલબત્ત, એ શક્યતા તો છે જ કે જગતમાં મૈથુની સૃષ્ટિનો આરંભ થયો ત્યાર પહેલાં કદાચ કોઈ બીજા જ પ્રકારની કે પ્રકારોની સૃષ્ટિ હોય. અને આપણા પ્રાચીન પુરાણોમાં આવી સૃષ્ટિના ઉલ્લેખ આવે છે. એવા એક પ્રકારની સૃષ્ટિને તેઓ માનસી સૃષ્ટિ કહે છે. પરંતુ એ પ્રકારની સૃષ્ટિ ખરેખર ભૌતિક દ્રવ્યમાં થયેલી સૃષ્ટિ હતી કે પછી કોઈ બીજા જ સૂક્ષ્મ દ્રવ્યમાં થયેલી સૃષ્ટિ હતી તે નિશ્ચયપૂર્વક

પણ જીવનના આ નિમ્ન સ્વરૂપોમાં તેઓ 'instinctive' અથવા પ્રકૃતિએ મૂકેલી અંધ પ્રેરણાના રૂપનાં છે. વનસ્પતિમાં ફૂલો, પ્રાણીઓમાં શારીરિક સુંદરતા, પંખીઓમાં રંગો અને ગીતો–આ છે તેમનો શૃંગાર અથવા શણગાર.

માનવ પણ આમ તો છે પ્રાણી જ અને તેથી એને પણ અંધ પ્રેરણાત્મક કામવાસના વારસામાં મળેલી જ છે, પણ માનવ પ્રાણી ઉપરાંત પણ કશુંક છે. એનામાં પ્રાણી કરતાં વધુ ઊંચાં મન, બુદ્ધિ, હૃદય અને સજ્ઞાન બનેલો અંતરાત્મા છે. આથી દેહના સૌંદર્ય અને શણગાર ઉપરાંત હૃદયનાં, મનનાં અને આત્માનાં સૌંદર્ય અને શણગાર પણ એનામાં ધીમે ધીમે વિકસતાં જાય છે. કલા, વાઙ્મય, પ્રભુ પ્રત્યેનું આકર્ષણ અંદરના શણગારો છે. તેઓ માનવચેતનાની વિશિષ્ટ અભિવ્યક્તિઓ છે. આ બધાં સર્જનની વૃત્તિનાં-(ક્રીએટીવ ઇન્સ્ટીંક્ટનાં)–ઊર્ધ્વીભૂત સ્વરૂપો છે, અને માનવને દિવ્યતા પ્રત્યે લઈ જાય છે. કામેચ્છા અને શૃંગાર રસ, જે અત્યાર સુધી સ્થૂલ ભૂમિકા પર સર્જનનાં પ્રેરક બળો હતાં તે હવે સૂક્ષ્મ અને સૂક્ષ્મતર ભૂમિકા પર સર્જનના આધારસ્તંભો બને છે.

આમ આ કામેચ્છા બાહ્ય અને આંતર બંને જીવનને માટે અત્યંત અગત્યની છે અને અનિવાર્ય શક્તિ છે. પ્રકૃતિની એ એક અત્યંત પવિત્ર વસ્તુ છે. અને પ્રાચીન જમાનાઓમાં એની આ પવિત્રતાનો સ્વીકાર જગતમાં સર્વત્ર હતો. આથી કામેચ્છા અને એની વાઙ્મય, કલા વગેરેમાં થતી શૃંગાર રસના રૂપની અભિવ્યક્તિ સાત્ત્વિક, પવિત્ર અને માનને પાત્ર ગણાતી. આથી તો તેમણે એ રસને રસોના રાજાનું સ્થાન આપેલું.

પણ એ જમાનાઓ ગયા અને સાથે સાથે એના પ્રત્યેનો આદરભાવ પણ ગયો, એની સાત્ત્વિકતા ગઈ, એની પવિત્રતા ગઈ. શૃંગાર રસ આજે તો રસોનો રાજા નહિ પણ રસોનો વિદૂષક બની ગયો છે. દરેક માનવ–શું સ્ત્રી કે શું પુરુષ હલકી ચેષ્ટાઓ, હલકા પ્રકારની

# રસરાજવી શૃંગાર

શૃંગાર રસને રસોનો રાજા કહેવામાં આવે છે. રાજા શબ્દ સાંભળીને જ આજના લોકશાહીના જમાનામાં કદાચ આપણે ભડકી જઈએ. સમાનતા આપણને ખૂબ જ પ્રિય લાગે છે, છતાં અમુક વ્યક્તિઓ તેમ જ વસ્તુઓ પોતપોતાના ક્ષેત્ર કે વર્ગમાં બીજાં બધાંમાં આગળ તરી આવતી હોય તો એને આપણે રાજા કહી શકીએ અને રાજા શબ્દ જો ન ગમતો હોય તો માત્ર પ્રધાન કહીએ તો પણ ચાલે; જેમ કે ઋતુઓનો રાજ અથવા ઋતુઓમાં પ્રધાન વસંતઋતુ છે. પણ એનો અર્થ કંઈ એમ નથી થતો કે બીજી બધી ઋતુઓ કશી વિસાતમાં જ નથી અથવા તો આખા વર્ષની અંદર માત્ર એક જ ઋતુ છે અથવા હોવી જોઈએ.

રસોની બાબતમાં પણ એવું જ છે. આમ તો આપણે જાતજાતના રસોને જાણીએ છીએ. પણ જેમ કોઇકની જીભને ગળપણ ભાવે તો બીજા કોઈકને ખારું ખારું કે તીખું તમતમતું જ ભાવતું હોય, તેમ જીવનની અંદર પણ વ્યક્તિ એ વ્યક્તિના રસ જુદા જુદા હોય છે, તેમને મઝા જુદા જુદા વિષયોની અંદર આવતી હોય છે. પણ એક વાત બધી વ્યક્તિઓમાં સમાન છે અને એ છે મઝા અથવા આનંદ. રસો જુદા જુદા હોય પણ એ બધાની પાછળ રહેલો આ લાદ મૂળમાં એક જ છે અથવા એનાથી જો ઊલટી રીતે મૂકીએ તો મૂળમાં રહેલો એક જ આનંદ જુદાજુદા રસરૂપે પોતાની અભિવ્યક્તિ કરે છે.

આપણા જીવનમાં આવા રસોની સંખ્યા એ વિષયના જાણકારોએ

# વૃક્ષરાજીના જીવતા દીવા

"તુંજ પાંખ ઝગઝગે પર્ણનાં ઝુંડોમહીં ચકો રચી."

કવિ કલાપીએ આ લીટી લખી તો ખરી અને કવિતા તરીકે એ સુંદર પણ છે. પરંતુ આગિયા કંઈ જ્યોતિપાંખાળા સ્વર્ગીય ફિરસ્તા નથી અને જે ચળકે છે તે તેમની પાંખો નથી પણ તેમનાં શરીરનો પૂંછડી આગળનો ભાગ છે. આમ જંતુશાસ્ત્રની નજરે કલાપીની લીટી ભૂલ ભરેલી ગણી શકાય.

'આગિયા' શબ્દનો અર્થ છે: આગવાળાં જીવડાં. તેઓ વાંદા (beetles)ના વર્ગના છે અને તેમની અનેક જાતો છે રાતે તો તેઓ અંધારામાં ઝાડમાં ચમકતા હોય ત્યારે બહુ જ સુંદર લાગે છે, પણ જો તેમને દિવસે જોયા હોય તો તેમનો દેખાવ જરા પણ ગમે એવો જણાતો નથી.

તેઓ સેંકડોની સંખ્યામાં શા માટે આમ રાતે વૃક્ષઘટામાં ચમકયા કરે છે તે તમે જાણો છો? એ ચમકારા તો માત્ર તેમના સંવનનનાં ચિહ્નો છે. તેમને માટે પ્રેમ ખરેખર જ જ્યોતિરૂપ છે, અને એ જ્યોતિવડે તેઓ પોતાના પ્રેમપાત્રનું આહ્વાન કરે છે.

આગિયાના જીવનક્રમ વિષે ખાતરીપૂર્વકની માહિતી બહુ મળતી નથી, પણ એમ કહેવાય છે કે તેઓ પોતાનાં ઈંડાં ભેજવાળી જમીન-માં મૂકે છે અને ત્રણેક અઠવાડિયામાં તેમાંથી ઈયળ જેવાં ડિંભો (larvae) પેદા થાય છે. ડિંભરૂપે તેઓ લગભગ બે વર્ષ જંગલના

એક વખત તેમનું સંવનન, લગ્ન અને ઈંડાના ઉત્પાદનનું કામ પૂરું થઈ જાય એટલે પછી તેમને પોતાના દીવાની જરૂર રહેતી નથી અને તેઓ મૃત્યુ પામે છે: તેમનો જીવન–દીપ ઓલવાઈ જાય છે!

અત્યાર સુધી આગિયાઓની નેવું જાતો માલમ પડી છે. આ બધી જાતોમાં નર આગિયા કરતાં માદા કદમાં મોટી છે, પણ એની આંખો નર કરતાં નાની હોય છે. માદામાં પ્રકાશ આપનારું માત્ર એક જ નાનું અંગ છે જ્યારે નરમાં બે મોટાં અંગો છે. આગિયાની કેટલીક જાતોમાં માદાને બિલકુલ પ્રકાશ હોતો નથી.

નર આગિયાના ચમકારાના બે પ્રકારો છે. એ જ્યારે કોઈ પણ એક સ્થાન પર સ્થિર બેઠેલો હોય છે ત્યારે એનો ચમકારો ઊજળો હોય છે પણ બહુ તીવ્ર હોતો નથી, અને પા કે અરધી સેંકડને અંતરે એ આવા ચમકારા કર્યા કરે છે. પણ જ્યારે એ ઊડતો હોય છે ત્યારે એના ચમકારા ખૂબ જ તેજસ્વી અને કાળના અનિયત અંતરવાળા બની જાય છે. જો આપણી આંખો આવા વખતે તેમની ખૂબ જ પાસે લઈ જઈએ તો નાના ટોર્ચના ઓચિંતા પ્રકાશની જેમ એના પ્રકાશવડે પણ એ અંજાઈને આંધળી બની જાય છે.

આગિયાની માદા ઝાઝું ઊડતી નથી અને કેટલીક જાતોમાં તો બિલકુલ જ ઊડતી નથી. કોઈ ઘાસના તણખલા પર કે ઝાડની ડાળી પર એ મોખરાની જગા પસંદ કરે છે અને ત્યાં બેસીને નરની વાટ જુએ છે. જો પોતાની નજીકમાં કોઈ ચમકારા મારતા નરને જુએ તો એ પોતાના ચમકારાથી એને પ્રત્યુત્તર આપે છે. જેટલી વખત નર ચમકારા કરે તેટલી વખત એ પણ જવાબ વાળે છે; આમ તેઓ એકબીજાના સ્થાનને જાણી શકે છે અને નર માદાની પાસે ને [illegible] જઈ શકે છે. છેવટે માદા જ્યાં હોય ત્યાં નર પહોંચે છે અને [illegible] શરૂ થાય છે.

કેટલા જ આ અત્યંત પવિત્ર વૃત્તિને માટે કરતો દેખાય છે. અલબત, શૃંગાર મશ્કરી રસ અને કામેચ્છા આનંદને માટે જ પ્રકૃતિએ મૂકેલાં છે, પણ સાત્ત્વિક, પવિત્ર આનંદ એક વસ્તુ છે, જ્યારે આજે દેખાતી અશ્લીલતા, ગ્રામીણતા, સ્થૂલતા, હલકી વિલાસિતા જુદી જ વસ્તુ છે. આ બધું કંઈ શૃંગાર રસ નથી. આજે જેને આપણે સેક્સ–અપીલ કહીએ છીએ અને જેનું આજના સિનેમાઓમાં, હલકા પ્રકારનાં નૃત્યોમાં અને હોળી જેવા તહેવારોની ઉજવણીમાં છડેચોક પ્રદર્શન થાય છે તે કંઈ શૃંગાર રસ નથી. પ્રકૃતિએ આપેલી પ્રજનનની વૃત્તિ–જાતીય વાસના પવિત્ર વૃત્તિ છે અને અધમ પ્રદર્શનને માટે નથી. આવાં પ્રદર્શનમાં નથી મધુરતા, નથી સુરુચિ, નથી સુકોમળતા.

શૃંગાર રસ, (સેક્સ–અપીલ નહિ, પણ સાચો શૃંગાર રસ) ખરે જ રસોનો રાજા છે અને આપણે આશા સેવી શકીએ કે જ્યારે ભવિષ્યમાં માનવની ઉત્ક્રાંતિ આગળ વધશે ત્યારે એ શૃંગાર રસની પાછળ રહેલો મહાન આનંદ માત્ર રાજા જ નહિ પણ રાજાધિરાજ બનશે અને ઉપનિષદોની જેમ આપણે ફરી પાછા કહી શકશું કે :
रसो वै सः रसं ह्येवायं लब्ध्वा आनन्दीभवति।

---

એક કિણ્વ( enzyme )ના રૂપનું બની જાય છે. આ કિણ્વ આગિયાના શરીરમાં ઉત્પન્ન થાય છે. આ બંને રાસાયનિક દ્રવ્યોને એના પેટના અંદરના ભાગમાં રહેલાં તત્ત્વો પેદા કરે છે. એ દ્રવ્યો અત્યંત બારીક શ્વાસનળીઓ વાટે જતી હવાવડે ઓક્સિજનયુક્ત બને છે.

આ ઉપરાંત એક 'એડિનોસીન ટ્રાયફોસ્ફેટ' નામનું રસાયન પણ એના ચમકારા માટે જરૂરી છે. એ તત્ત્વ સ્નાયુઓની ગતિને માટે અનિવાર્ય છે અને બધાં જ પ્રાણીઓ તેમજ મનુષ્યોમાં પણ એ રહેલું છે. વૈજ્ઞાનિકોએ એને જનાવરોના સ્નાયુઓમાંથી છૂટું પાડીને લાંબા વખતથી મરી ગયેલા આગિયાઓના પ્રકાશ-ઉત્પાદક અંગોને એનાવડે ફરી પાછાં પ્રકાશવાળાં બનાવ્યાં છે.

પણ હજી એ પ્રકાશનું રસાયન પૂરેપૂરું સમજાયું નથી, કેમ કે એ ખૂબ જ જટિલ અને નાજુક છે. એ દીવાની 'સ્વિચ' કેવી રીતે દબાવવામાં આવે છે અને એનું નિયમન કેવી રીતે કરાય છે તે હજી સમજાયું નથી.

એક સંશોધકે કેટલાક આગિયાને 'એડ્રિનેલીન' નામની દવાના નાના શા ટીપાનું ઇન્જેક્શન આપ્યું એ દવા આગિયાના પ્રકાશને ઉત્તેજિત કરનારી છે એમ એને પહેલાંથી જ જાણમાં હતું. જેવું ઇન્જેક્શન આપવામાં આવ્યું કે તરત જ તેમના દીવાઓનો પ્રકાશ ખૂબ જ વધી ગયો અને જ્યાં સુધી એની અસર ચાલુ રહી ત્યાં સુધી એટલે કે લગભગ એકાદ કલાક સુધી, એ સ્થિરપણે તેજસ્વી રહ્યો. પછી એ પહેલાં જેવો થઈ ગયો.

આગિયા દિવસના પ્રકાશ દરમ્યાન ભાગ્યે જ જોવા મળે છે. તેઓ પાંદડાંની નીચેની બાજુએ અથવા માટીમાં અથવા થડની છાલની ચિરાડોમાં છુપાઈ જાય છે અને જરાયે હાલતા કે ચમકતા નથી. વળી ચાંદનીમાં પણ તેમના ચમકારા લગભગ કે પૂરેપૂરા પણ બંધ થઈ જાય છે, તેમ જ કૃત્રિમ પ્રકાશ પણ તેમને ગમતો નથી. જાણે કે તેઓ પોતા કરતાં વધુ મોટા બીજા પ્રકાશથી શરમાઈ ન જતા હોય!

અજવાળા પ્રદેશમાં રહે છે.

ન્યૂઝીલૅન્ડની ગુફાઓમાં રહેનારા આગિયાઓનાં ડિંભોને જોવાં એ એક અદ્ભુત દશ્ય છે, ખાસ કરીને વૅલિંગ્ટનથી લગભગ બસો માઈલ ઉત્તરે વાઈટોમોની ગુફાઓમાં. આ ગુફાઓની ઊભરણીઓ પર આવાં ચમકતાં ડિંભો હજારોની સંખ્યામાં હોય છે અને એ દરેકની અંદરથી એક લાંબું પ્રકાશમય સૂત્ર લટકતું હોય છે—જે દેખીતી રીતે તો ખોરાકના કણો અથવા નાનાં જીવડાં પકડવામાં ઉપયોગમાં આવે છે. જો કોઈ મોટેથી વાત કરે અથવા ગુફાની દીવાલો પર જોરથી ટકોરા મારે તો એ બધાં ડિંભો એકીસાથે પોતાના દીવા ઓલવી નાખે છે. થોડો વખત વીત્યા બાદ એ દીવા પાછા સળગે છે,—શરૂઆતમાં સંકોચપૂર્વક, પણ પછી વધુ હિંમતભેર, અને છેવટે વળી પાછી આખી ઊભરણી પ્રકાશમય બની જાય છે.

આ ડિંભો અથવા બચ્ચાંનો ખોરાક છે પોતા કરતાં પણ મોટાં એવાં બીજાં જીવડાં, ગોકળગાયનાં તેમ જ અન્ય જંતુઓનાં ડિંભો. પણ ગમ્મતની વાત તો એ છે કે આગિયા પુખ્ત ઉંમરના થાય છે પછી કશો જ ખોરાક લેતા નથી. જાણે કે અન્નનો ત્યાગ કરનારા જોગીઓ જ જોઈ લો! પ્રજનનવયને પહોંચ્યા બાદ કદાચ તેમને ખોરાક બહુ જ ક્ષુલ્લક વસ્તુ લાગતી હશે, કે પછી પોતાની સંવનન અને પ્રેમની લીલામાં તેઓ એટલા તો મશગૂલ બની જતા હશે કે ખોરાક લેવાનું સાવ જ ભૂલી જતા હશે! પુખ્ત વયના થયા બાદ તેઓ બહુ જ થોડા દિવસો અથવા તો જૂજ અઠવાડિયાં જીવે છે.

જેમ આગગાડીની ફાટકને રખવાળ લાલ-લીલી બત્તીઓ ધરીને એન્જિનડ્રાઈવરને સૂચન આપે તેમ નર આગિયો માદાને પોતાના શરીરના પાછળના ભાગમાં રહેલા દીવા વડે સૂચન અને ઈજન આપે છે. તેમના ચમકારાની પાછળ કેવળ આ જ હેતુ છે. રાતના અંધારામાં તેઓ એકબીજાના સ્થાનને જાણી શકે એટલા માટે જ તેઓ આમ ચમક્યા કરતા હોય છે.

## જાળાંના જાદુગર

પરમાત્મા સાથે જો કોઈ પણ જીવડાની સરખામણી આપણા પ્રાચીન ઉપનિષદોએ કરી હોય તો તે છે કરોળિયો. આપણી નજરે એ જંતુ ક્ષુદ્ર લાગે છે પણ પરમાત્માની અને એનો સાક્ષાત્કાર કરનારા ઋષિઓની નજરે જગતમાં કશું પણ ક્ષુદ્ર કે બિનઅગત્યનું નથી. એક ઉપનિષદ કહે છે :

> यथोर्णनाभिः सृजते गृह्णते च
> यथा पृथिव्यामोषधयः संभवन्ति ।
> यथा सतः पुरुषात् केशलोमानि
> तथाऽक्षरात् संभवतीह विश्वम् ॥
> (મુંડક ઉ. ૧.૧.૭.)

'જેમ કરોળિયો જાળું સર્જે છે અને ધારણ કરે છે, જેમ પૃથ્વીમાં વનસ્પતિઓ ઉત્પન્ન થાય છે અને જેમ જીવતા માણસને કેશ અને રોમ ઊગે છે, તેમ અવિનાશી પરમાત્મામાંથી અહીં વિશ્વ ઉત્પન્ન થાય છે.'

પરમાત્માને આમ જેની ઉપમા અપાઈ છે તે કરોળિયો એક અદ્‌ભુત પ્રાણી છે અને એના જીવનની તેમ જ એનાં કાર્યોની વિચિત્રતા આપણને આશ્ચર્યમુગ્ધ કરી દે તેવી છે.

રોબર્ટ બ્રૂસ અને કરોળિયાની કથા તો આપણે બધા જ જાણીએ છીએ. એમાં એમ બતાવવામાં આવ્યું છે કે કેટલીય વાર કરોળિયો જમીન પર પડવા છતાં દર વખત એ પાછો ઊંચે ચઢી જાય છે અને

કે ડબ્બીમાં તેમને આસાનીથી પકડી શકાય છે. જો આખી બાટલી ભરીને આગિયા પકડ્યા હોય તો તેઓ ખાસ્સો ઘાસતેલના દીવા જેટલો પ્રકાશ આપી શકે છે અને એ પ્રકાશમાં આપણે સાધારણ વાંચી પણ શકીએ છીએ.

માત્ર આગિયા જ આવી રીતે પ્રકાશ આપતાં જંતુઓ છે એવું નથી. બાઈબલમાં એક વાક્ય આવે છે–' And God said let there be Light and there was Light;' ('ઈશ્વરે કહ્યું કે પ્રકાશ પ્રગટો, અને પ્રકાશ પ્રગટ્યો.') એમ જણાય છે કે ઈશ્વરે આમ જે પ્રકાશ પ્રગટાવ્યો તે સજીવ–નિર્જીવ સર્વ પદાર્થોમાં છૂપો કે ખુલ્લો રહ્યો જ છે.

સર સી. વી. રામને સ્ફટિકો( crystals )માં રહેલા પ્રકાશ વિષે ખૂબ જ સુંદર વિવરણો કરી બતાવ્યાં છે. તે ઉપરાંત વનસ્પતિ-સૃષ્ટિમાં અને જીવજંતુસૃષ્ટિમાં પણ કેટલીક યોનિઓમાં સ્વયંસ્ફુરિત પ્રકાશ રહેલો છે. કેટલાક પ્રકારના બૅક્ટીરિયા, ફૂગ, વાદળી, પરવાળાં, અમુક જાતની માછલીઓ, ગોકળગાયો, તેમ જ કેટલાંક શતપદ અને સહસ્રપદ જંતુઓમાં પણ આવો પ્રકાશ જોવા મળે છે. જોકે સરીસૃપ, પક્ષી કે સ્તન્યવંશના પ્રાણીઓમાં કદી પણ એ જણાયો નથી,

થોડાંક વર્ષો પહેલાં મુંબઈમાં જુહુના અને ચોપાટીના દરિયામાં આવાં પ્રકાશમાન બારીક જંતુઓ લાખોની સંખ્યામાં પાક્યાં હતાં અને દિવસોના દિવસો સુધી રાતે તેમના પ્રકાશની ચાદર સમુદ્રના પાણી પર બિછાયેલી જોવામાં આવતી.

એ બધાં જંતુઓ, માછલીઓ અને આગિયાઓની જ્યોતિની વિશિષ્ટતા એ છે કે એ શીતળ જ્યોતિ છે. પ્રકૃતિમાં જે ઉષ્ણ જ્યોતિ છે તે પદાર્થવિજ્ઞાનની છે; જે શીત જ્યોતિ છે તે જીવવિજ્ઞાનની છે.

વૈજ્ઞાનિકોએ શોધી કાઢ્યું છે કે આગિયાનો પ્રકાશ 'લ્યુસિફરિન' નામના દ્રવ્યના બળતણ પર આધાર રાખે છે. એ દ્રવ્ય ઑક્સિજન સાથે સમાગમમાં આવતાં 'લ્યુસિફેરેઈઝ' ( Luciferase ) નામના

કરોળિયાને માટે સંસ્કૃતમાં બીજો પણ એક શબ્દ છે અને એ છે 'લૂતા.' આ શબ્દ પાછળ એક પુરાણકથા રહેલી છે કે વસિષ્ઠ અને વિશ્વામિત્ર ઋષિઓ વચ્ચે જ્યારે સ્પર્ધા અને તકરાર ચાલતી હતી ત્યારે એક વખત વસિષ્ઠના કપાળમાંથી તીવ્ર તેજવાળા પસેવાનાં બિંદુઓ કાપેલા (લૂન) ખડમાં પડ્યાં અને તેમાંથી કરોળિયા ઉત્પન્ન થયા એટલા માટે તેઓ 'લૂના' કહેવાયા.

કરોળિયાના તાંતણા ઉત્પન્ન કરનારા અને કાંતનારા બધાં જ અવયવો એના પેટના નીચલા ભાગમાં, પેડુમાં રહેલાં છે. જેમને સંસ્કૃતમાં 'ઊર્ણ' (ઊન) કહેવામાં આવે છે તે આ તાંતણાને અંગ્રેજીમાં silk (રેશમ) કહેવાય છે. અને એ રેશમ કરતાં પણ પાતળા તંતુઓ છે. એક વખત માદાગાસ્કરમાં આ કરોળિયાના રેશમનો ઉદ્યોગ પણ ઊભો કરવામાં આવ્યો હતો. પરંતુ કરોળિયાનું પાલન ખૂબ ખર્ચાળ બની જતું હોઈ એને પડતો મૂકવામાં આવ્યો હતો. એમ કહેવાય છે કે બ્રાઝિલની શહેનશાહબાનુએ મહારાણી વિકટોરિયાને કરોળિયાના રેશમનો બનાવેલો પોશાક ભેટ મોકલ્યો હતો.

કરોળિયાના રેશમનો જે તાંતણો આપણી નજરે દેખાય છે તે કંઈ એક જ તાંતણો નથી હોતો, પણ જેમ ટેલિફોનના કેબલમાં અનેક તાર હોય છે તેમ એ તાંતણો પણ અનેક અતિશય બારીક તારોનો બનેલો હોય છે. એ દરેક છૂટા છૂટા તારનો વ્યાસ ત્રણ–દસહજારાંશથી વધુ હોતો નથી.

કરોળિયા આખી પૃથ્વી પર સર્વત્ર વ્યાપક છે અને અત્યાર સુધી તેમની ૨,૫૦૦ વર્ગો (genera)માં વિભક્ત ૫૦,૦૦૦ જાતો (species) જાણમાં આવી છે, તેમજ બીજી જાતો મળતી જ જાય છે. તેઓ ઈંડાંમાંથી ઉત્પન્ન થનારા જીવો છે અને તેમનું આયુષ્ય આશરે ચાર વર્ષનું છે.

કેટલાક કરોળિયા દિવસચારી હોય છે તો કેટલાક નિશાચર. અને ... ચ્યુ જાતજાતનાં સ્થળોમાં હોય છે. કેટલાક

કે પછી તેમની પ્રકાશાત્મક નિશાનીઓ નકામી થઈ જતી હશે અને તેથી તેઓ નહિ ચમકતા હોય!

આવી છે તેમની જ્યોતિર્મય જીવનકહાણી!



અને પેટમાં ગડપ થઈ જઈ કોઈ અદ્ભુત ' પ્રેમ-સમાધિ'માં લીન થઈ જવાનું જોખમ તો વહોરવાનું જ છે. કેમકે કરોળિયણ સંજોગ થતાં પહેલાં કે થયા પછી કરોળિયાને ઘણી વાર ખાઈ જાય છે. જો કે કરોળિયાની બધી જાતોમાં આમ હોતું નથી.

તેમના આ ખાઉંવરા સ્વભાવને લઈને તો કરોળિયાના રેશમનો ઉદ્યોગ પડતો મૂકવો પડ્યો હતો, કેમકે દરેક કરોળિયાને એની માસ મારી ન નાખે એટલા માટે બીજા બધાથી અલગ રાખવો પડતો હોઈ તેમનું પાલન ખૂબ ખરચાળ થઈ જતું હતું.

કેટલાક કરોળિયાને બે આંખો હોય છે, તો બીજા કેટલાકને ચાર અથવા છ આંખો પણ હોય છે અને બીજા કેટલાક આંખ વિનાના એટલે કે આંધળા કરોળિયા પણ જોવામાં આવ્યા છે. આંખો-વાળા કરોળિયાની જોવાની શક્તિ કેટલાકની તીવ્ર તો બીજા કેટલાકની મંદ હોય છે પણ બધાની જ સ્પર્શેંદ્રિય સારી રીતે વિકસેલી હોય છે. તેમના પગ પર તેમજ તેમનાં રેશમ કાંતવાનાં અંગો પર પણ ઝીણી રુવાંટી હોય છે અને એ રુવાંટી બહારના સ્પર્શોનાં જ્ઞાનને જ્ઞાનતંતુસંસ્થા દ્વારા મગજને પહોંચાડે છે. તેમને કાન ક્યાં છે તે હજી જાણવા મળ્યું નથી, પણ તેઓ સાંભળી શકે છે એ વાત ચોક્કસ છે. કદાચ માણસ જે અવાજો સાંભળે છે તેના કરતાં જુદા જ અવાજોને તેઓ ગ્રહણ કરતા હોય એ સંભવિત છે. તેમની સૂંઘવાની શક્તિ બહુ ઓછી વિકસિત છે.

બધા કરોળિયાને બબ્બે વિષગ્રંથિઓ હોય છે અને તે તેમનાં જડબાંની અંદર બે બાજુએ અડીને રહેલી હોય છે. એ ગ્રંથિઓ-માંથી નળીઓ વાટે વિષ તેમના આંકડાના અગ્રભાગ પર આવી શકે છે. આ ઝેરનો ઉપયોગ તેઓ પોતાના શિકારને મારવામાં કરે છે, પણ માણસો ઉપર એની ઝાઝી અસર થતી નથી.

કરોળિયા સાપની જેમ થોડે થોડે વખતે પોતાની કાંચળી ઉતારે છે. આવે વખતે તેમના શરીરની આખી ને આખી ચામડી જ

પોતાનું જાળું બાંધવાનું કાર્ય પૂરું કરે છે. અનેક વાર મળેલી નિષ્ફળતાથી નિરાશની બની રોબર્ટ બ્રૂસના મનમાં આ જોઈ ને હિંમત આવે છે અને એ પોતાના કાર્યમાં ફરી એક વાર પ્રયત્ન કરીને સફળતા પ્રાપ્ત કરે છે.

આ વાત અને એમાંથી મળતો બોધ છે તો ખૂબ જ સુંદર અને રોબર્ટ બ્રૂસને કરોળિયાનું ખંતીલું કામ જોઈ ને કદાચ નવીન ઉત્સાહ અને આશા પ્રાપ્ત થયાં પણ હશે, એનો આપણને ઇનકાર કરી શકતાં નથી. પરંતુ જંતુશાસ્ત્રની નજરે જોતાં કરોળિયો જાળું બાંધતાં નીચે પડી જતો નથી અને 'કરતાં જાળ કરોળિયો ભોંય પડી પછડાય" વાળા દોહરામાં જેમ કવિ દલપતરામ કહે છે તેમ એ ભોંય પર પછડાતો પણ નથી. કેમકે કરોળિયો એક અદ્ભુત કાંતનાર અને વણકર છે અને એની સમતોલતા જાળવવાની આવડત બેનમૂન છે. તેમ જ એ જે તાંતણા પરથી અદ્ધર લટકે છે તે તાંતણો એને પોતાને માટે તો પૂરતો મજબૂત હોઈ એના ભારથી જવલ્લે જ તૂટી જાય છે.

આપણો આ ગુજરાતી 'કરોળિયો' શબ્દ જોડણીકોશના મત અનુસાર સંસ્કૃત 'કોલિક'–(વણકાર)–પરથી આવ્યો છે. પરંતુ કદાચ એ શબ્દ સંસ્કૃત 'कुरुल'–(કેશની લટ)–પરથી આવ્યો હોય એ પણ શક્ય છે.

કરોળિયાને માટે સંસ્કૃત શબ્દ ઊર્ણનાભિ અથવા ઊર્ણવાભિ છે અને એ શબ્દ આપણને આપણા પ્રાચીન પૂર્વજોની અસાધારણ અવલોકન શક્તિનું એક સુંદર ઉદાહરણ પૂરું પાડે છે. કેમકે કરોળિયો આપણે સામાન્ય રીતે માનીએ છીએ તેમ પોતાના મોંની લાળમાંથી નહિ પણ નાભિમાંથી ઊનના જેવા તાંતણા ઉત્પન્ન કરતો હોઈ ખરેખર ઊર્ણનાભિ છે. કાઠક સંહિતા ( ૮.૧ ) ના દ્રષ્ટા આપણને કહે છેઃ सोऽयमूर्णनाभिः स्वैरान्त्रैः संतितंसति।–'આ કરોળિયો પોતાનાં આંતરડાંવડે તંતુઓને રચે છે.'

(Chamber) બનાવવાનું છે, જેની અંદર માત્ર નવાં જન્મેલાં બચ્ચાં જ નહિ પણ તેમની માતા પણ સલામત રહી શકે. આવી કોટડીની દીવાલમાં આવજાવ કરવા માટે નાનો દરવાજો રાખવામાં આવે છે, જેના દ્વારા બચ્ચાંને માટે ખોરાક અંદર લાવી શકાય છે. પરંતુ એ દરવાજા વાટે જ શત્રુઓ પણ અંદર ઘૂસી આવી શકે. આથી તેમને અંદર આવતાં રોકવા માટે કેટલીક જાતના કરોળિયા નળી-આકારનાં જાળાં કે માળા બનાવે છે અને કેટલાક કરોળિયા તો એવા જાળાના મુખ પર છટકાંવાળા દરવાજા પણ ઊભા કરે છે, તો વળી બીજા કેટલાકો તાંતણાના જ બનાવેલાં મિજાગરાંથી યુક્ત દરવાજા રચે છે. છટકાંવાળા દરવાજાનું મિજાગરું ઢીલું હોય છે અને એવો દરવાજો પોતાના જ વજનથી આપમેળે બંધ થઈ જાય એવો હોય છે. દરમાં માળાનું ઢાંકણુ કોઈક કરોળિયાનું વેફર જેવું પાતળું, તો કોઈકનું જાડું પણ હોય છે. એની બહારની બાજુને કરોળિયો હંમેશ ઘાસ-પાલાના નાનાનાના ટૂકડાઓથી ઢાંકી દે છે કે જેથી એના શત્રુઓને પોતાના માળાની ખબર જ ન પડે. જો કોઈ શત્રુ ઢાંકણુ ઊંચકવાનો પ્રયાસ કરે તો અંદર બેઠેલો કરોળિયો એ ઢાંકણની અંદરની બાજુ પકડી રાખે છે અને પોતાના આંકડાવડે શત્રુ પર હુમલો કરે છે.

બીજા અમુક પ્રકારના કરોળિયા દર કરીને રહેતા નથી, પણ જાળાં ગૂંથવાની સહજવૃત્તિ ધરાવનારા હોય છે. તેઓ જંતુઓને ફસાવવા માટે જાળાં રચતાં હોય છે. ઝાડની ડાળીઓ કે પાંદડાં કે એવી કોઈ સ્થિર વસ્તુની અંદર તેઓ જાળાં બનાવે છે. આવાં જાળાંનું બહારનું રૂપ ત્રિકોણ, ચતુષ્કોણ કે બહુકોણ હોય છે, પણ એવા બહારના આકારની અંદર જાળું લગભગ ગોળાકાર હોય છે. જેમને આધારતંતુઓ કહી શકાય તેવા તાંતણાઓ કેંદ્રમાંથી ત્રિજ્યારૂપે ચારે બાજુએ પ્રસારીને બહારના આકારને તેઓ વચમાં લટકતો રહે એવી રીતે મજબૂત બનાવે છે. પણ એમાંનો એક તાંતણો એવો રચે છે કે જેનાવડે કરોળિયો બાજુ પરના પાંદડાની પાછલી બાજુએ કે એવી કોઈ સુરક્ષિત

જમીન પર રહે છે, તો કેટલાક ઝાડપાલામાં, કેટલાક જંગલના નિવાસી છે તો બીજા કેટલાક સૂકાં રણોના, કેટલાક જમીનની નીચેની ગુફાઓના નિવાસી છે તો બીજા કેટલાક માણસોનાં ઘરોના.

તેમનો મુખ્ય ખોરાક છે બીજાં જંતુઓ. જંતુઓ પકડવા માટે જુદી જુદી જાતના કરોળિયાઓની જુદી જુદી પદ્ધતિઓ છે. આપણા કવિ પૂજાલાલે જેમ 'સંતોના બે પ્રકારો' બતાવ્યા છે—એક, ઝાડની જેમ એક જ સ્થાને રહીને લોકોને ઉપદેશ આપનારા અને બીજા, વાદળની જેમ ઠેરઠેર ફરીને લોકોને બોધ આપનારા,—તેમ કેટલાક કરોળિયા જુદે જુદે સ્થળે ફરી ચીલઝડપથી પોતાના શિકાર પર તરાપ મારી તેમને ખાઈ જનારા છે, તો બીજા કેટલાક એક જ સ્થાન પર છુપાઈ ને બેસી રહી શિકાર પોતાની પાસે આવે ત્યારે તેને ઝડપી લેનારા છે

કરોળિયાઓમાં નર અને માદા એકબીજાથી તદ્દન સ્પષ્ટપણે જુદા વરતાઈ આવે છે. નર નાનો હોય છે અને કેટલીક વાર તો માદા કરતાં ખૂબ જ નાનો હોય છે. પણ પ્રમાણમાં એના પગ લાંબા હોય છે.

ઘણી વખત આપણે 'નારી! તું નારાયણી' એવો શબ્દપ્રયોગ કરીએ છીએ. અને, કેટલીક કર્કશાઓનો અપવાદ બાદ કરતાં, માનવ-સ્ત્રીને માટે એ સાચો પણ હશે. પરંતુ કરોળિયાની બાબતમાં તો એ સાચો નથી જ. એનાથી ઊલટું જ, જો કરોળિયાની જાતમાં કોઈ કવિ કે લેખક હોત તો જરૂર એ એમ જ લખત કે 'નારી! તું રુદ્રાણી, નારી! તું સંહારિણી.' કરોળિયાની માદા ભયંકર રીતે ખાઉધરી છે અને એ માત્ર બીજાં જંતુઓને જ નથી ખાતી પણ ખુદ પોતાના પ્રેમીને, પોતાના 'જીવન-સાથી'ને પણ મારી નાખે છે અને ખાઈ જાય છે. જો કે કરોળિયાની જાતમાં 'જીવન-સાથી' કે 'સુંવાળો સહચાર' જેવું કશું હોતું નથી. જે કોઈ પણ નર કોઈ પણ માદાને પ્રેમ કરવા જાય તેણે એની સાથે પોતાના આત્માનું ઐક્ય તો બાજુએ રહ્યું, પણ શરીરનું ઐક્ય (શિકાર અને શિકારી પ્રાણી વચ્ચેના જેવું ઐક્ય) પ્રાપ્ત કરવાનું જોખમ એટલે કે પોતાના શરીરને પ્રિયતમાના મુખ

## લિપિ અને લેખન

**જ્યારે** આપણા દેશમાં બધી ભાષાઓને માટે એક જ લિપિનો પ્રશ્ન હમણાં ગંભીરપણે વિચારાઈ રહ્યો છે ત્યારે ભારતમાં લિપિઓનો ઇતિહાસ કેવો હતો તે જાણવું સૌ કોઈને માટે રસમય થઈ પડે એવો વિષય છે. અને તેમાં પણ લિપિ અથવા લેખનનો આરંભ કેવી રીતે થયો તેમ જ પ્રાચીન લિપિઓ કેવી હતી એ વાત તો વિશેષ કુતૂહલ-ભરી બની જાય છે.

આપણા દેશના પ્રાચીન ઇતિહાસની જેમ જ લેખનકલાનો પ્રાચીન ઇતિહાસ પણ અંધારામાં જ પડેલો છે અને અનેક યુરોપીય તેમ જ ભારતીય વિદ્વાનોએ એને ઉકેલવાના પ્રયાસો કર્યા છે તેમ જ હજી પણ કરવાના ચાલુ રાખ્યા છે. ઓગણીસમી સદી અને વીસમી સદીના આરંભમાં યુરોપીય વિદ્વાનોનું એમ માનવું હતું કે ભારતીય લિપિ અથવા લખાણની પદ્ધતિ બહુ જૂની નથી. મોટે ભાગે સાહિત્ય મુખપાઠ દ્વારા જ એક પેઢી પાસેથી બીજી પેઢીને પ્રાપ્ત થતું હતું. પણ પ્રાચીન ભારતના ગ્રંથકર્તાઓ જાણતા હતા કે આ મૌખિક પરંપરાનો તો માણસની સ્મૃતિ પર જ આધાર છે અને તેથી જો ગ્રંથો લખી ન લેવામાં આવ્યા હોય તો તેઓ વિલુપ્ત થઈ જવાનો અથવા તો તેઓમાં ગોટાળા કે ભૂલો થઈ જવાનો પૂરો સંભવ છે. વળી કંઠસ્થ સાહિત્ય કરતાં ગ્રંથસ્થ સાહિત્યનો લાભ વધુ માણસો લઈ શકે એ તેમના ખ્યાલમાં હતું. આથી તેમણે પોતાની રચનાઓ લખવાનો પ્રાચીનકાળથી જ આરંભ કરેલો.

નહિ પણ ખુદ એની આંખની કીકીનાં બહારનાં પડ તેમ જ નસકોરાંની અંદરનું અસ્તર પણ ઊતરી જાય છે. આ સમયે કરોળિયાની દશા ખૂબ જ લાચાર હોય છે અને તેઓ ખાઈ કે કરડી પણ શકતા નથી. તેમના જીવનકાળમાં તેઓ જુદી જુદી જાત પ્રમાણે સાત કે આઠથી તેર વખત કાંચળી ત્યજે છે.

કરોળિયાને દરેક બાજુએ ચાર–ચાર મળી આઠ પગ અને દરેક પગને સાત–સાત આંગળાં હોય છે તેમજ દરેક આંગળાને છેડે નખ હોય છે. એ સંધિપાદ વર્ગનું અને અષ્ટપાદ ઉપવર્ગનું પ્રાણી છે. આ ઉપવર્ગનાં પ્રાણીઓને સ્વતંત્ર માથું નથી હોતું, પણ માથું અને છાતી જોડાયેલાં હોય છે.

કરોળિયાના કાંતવાના અવયવો ( કર્તિકાઓ–Spinnerets ) પેડુમાં અને દાંતિયો પગમાં હોય છે. કાંતવાના ભાગમાંથી તેઓ રેશમી દોરા જેવો ચીકણો રસ બહાર કાઢે છે. કરોળિયાની પીઠ પર વણવાના છ અવયવો હોય છે અને તેઓમાં પુષ્કળ છિદ્રો હોય છે. એ છિદ્રોમાંથી ઝરતા ચીકણા રસના તંતુ બને છે, તંતુ કાઢતી વખતે કરોળિયો કોઈ પદાર્થ પર પોતાના એ અવયવો દબાવે છે અને રસ ચિટકાડે છે અને પછી પોતે દૂર ચાલતો જાય છે. આ પ્રમાણે તાંતણો બને છે.

કરોળિયા બે પ્રકારનાં જાળાં બનાવે છે: એક પોતાને રહેવા માટે નળીના આકારનું અને બીજું ભક્ષ્ય પકડવા માટે ચક્રાકારનું. આમાંનું પહેલું રહેવા ઉપરાંત ઇંડાં મૂકવા માટે પણ હોય છે અને એ કાગળ જેવા પાતળા અને ધોળા પડનું બનેલું હોય છે.

ઘણા પ્રકારના કરોળિયા જમીનમાં દર કરીને રહે છે અને એ દરની અંદર તેઓ એની દીવાલ સરસું જાળું બનાવે છે. સામાન્ય રીતે કરોળિયા પોતાની જાળના તાંતણાઓના અનેક જાતના ઉપયોગો કરે છે. એમ જણાય છે કે જાળું રચવાનું મૂળ પ્રયોજન તો પોતાનાં ઇંડાંને સંરક્ષણ આપવા માટે કોશેટો બનાવવાનું છે. ત્યાર પછી બીજું પ્રયોજન એ ઇંડાંવાળા કોશેટાને રાખવા માટે રેશમી તાંતણાઓની કોટડી

'લિપિ' શબ્દનો બીજો પ્રાચીન પર્યાય 'લિવિ' પણ હતો, એમ પાણિનિ વગેરેનાં વખાણો પરથી જણાય છે. આજે પણ મરાઠી ભાષામાં 'લિહ્ણે' ધાતુ 'લખવું' અર્થનો આપણને મળે છે, જે કદાચ આ 'લિવિ' પરથી જ આવ્યો હશે.

વળી, લેટિન શબ્દ 'લિબર' (Liber–પુસ્તક), જેના ઉપરથી અંગ્રેજી શબ્દ 'લાયબ્રેરી'—પુસ્તકાલય આવ્યો છે તે પણ ઘણે ભાગે આ જ મૂળ હિંદી–યુરોપીય ધાતુ પરથી સિદ્ધ થયો હોવો જોઈએ, કેમકે 'લિવિ' 'લિબિ' એ બે માત્ર એક જ શબ્દના બે ઉચ્ચારભેદો છે.

## લિપિની પદ્ધતિઓ

આખા જગતની અંદર લિપિ અથવા લખાણની ચાર જ શક્ય પદ્ધતિઓ છે. (૧) ડાબેથી જમણે, (૨) જમણેથી ડાબે (૩) ઉપરથી નીચે અને (૪) નીચેથી ઉપર.

સામાન્ય રીતે આપણે આમાંની પહેલી બે પદ્ધતિઓથી એટલાં બધાં ટેવાઈ ગયેલા છીએ કે બાકીની બે પદ્ધતિઓ પણ હોઈ શકે અને પ્રચલિત પણ છે એવો ખ્યાલ સુદ્ધાં આપણને આવતો નથી. પ્રાચીન કાળમાં અને આજના જમાનામાં પણ આ ચારે પદ્ધતિઓથી દુનિયામાં લખાણ થાય છે.

આપણી દેવનાગરી, ગુજરાતી વગેરે લિપિઓ તેમ જ યુરોપની ઘણીખરી લિપિઓ ડાબી બાજુથી જમણી બાજુ લખાય છે. પરંતુ પર્શિયન, ફિનિશિયન, ઉર્દૂ, વગેરે લિપિઓ જમણેથી ડાબે લખાય છે. પ્રાચીન સમયની ભારતની બ્રાહ્મી લિપિ ડાબેથી જમણે અને ખરોષ્ઠી લિપિ જમણેથી ડાબે લખાતી હતી.

આ બધી લિપિઓ સીધી લીટીમાં લખાય છે. કોઈ પણ લિપિ પ્રાચીન કે અર્વાચીન સમયમાં ત્રાંસી કે ગોળાકાર કે બીજી કોઈ એવી પદ્ધતિએ લખાતી જાણમાં નથી. આથી જ આપણે ઉપર કહ્યું છે કે લિપિની માત્ર ચાર જ શક્ય પદ્ધતિઓ છે.

જગાએ જઈને ભરાઈ રહી શકે અને શિકારની વાટ જોઈ શકે. જાળાના ગમે તે ભાગમાં કોઈ જીવડું ફસાયું હોય તો એણે ઊભો કરેલો કંપ જે તાંતણા પર હોય તે તાંતણાને આધારે કરોળિયો પહેલાં જાળાના કેંદ્ર પર અને ત્યાંથી એ જીવડું જ્યાં હોય તે સ્થાન પર સપાટાબંધ પહોંચી જાય છે.

આ ઉપરાંત તાંતણાઓના બીજા પણ અનેક ઉપયોગો છે. એમના આધારે કરોળિયો ગમે તેટલી ઊંચાઈથી છેક નીચે જમીન પર ઝડપભેર ઊતરી જઈ શકે છે અને પોતાના ધારેલા સ્થાન પર પહોંચી જઈ શકે છે. તે ઉપરાંત અનેક જાતોમાં નવા જન્મેલા નાનકડા કરોળિયા જાળાના આધારે સુલેમાની શેતરંજીની જેમ હવા પર તરીને સ્થળાંતર પણ કરે છે. જે બાજુએ પવન વાતો હોય તે બાજુએ તેઓ પોતાના મૂળ સ્થાનથી દૂર દૂર કશા પણ પરિશ્રમ વિના હવાઈ મુસાફરી કરીને જઈ શકે છે. કેટલાક કિસ્સામાં તો આ રીતે તેઓ સમુદ્ર ઓળંગીને તળભૂમિ પરથી સાગર વચ્ચે રહેલા ટાપુઓ પર જતા પણ જણાયા છે આ મુજબ તેમનાં કુળો પોતાના મૂળ દેશથી તદ્દન જુદા દેશોમાં જઈને ત્યાં પોતાનાં સંસ્થાનો ઊભાં કરે છે.

આમ આ નાનકડું પ્રાણી પરમાત્માએ રચેલી સૃષ્ટિમાં અનેક રીતે અદ્ભુત છે. અને એનાં સ્વરૂપ તથા જીવનનું નિરીક્ષણ તેમ જ અભ્યાસ ખૂબ જ રસમય વિષય બની જાય છે.

અને છેવટે આપણે ઉપનિષદમાંથી કરોળિયાની એક બીજી સુંદર ઉપમા ટાંકીને આ નાનકડો લેખ સમાપ્ત કરીશું :

यस्तूर्णनाभ इव तन्तुभिः प्रधानजः स्वभावतः।
देव एकः स्वमावृणोति...... ॥ (શ્વેતાશ્વતર ઉ. ૬. ૧૦)

—'કરોળિયો જેમ સ્વભાવતઃ જ તાંતણાઓમાં પોતાને છુપાવી દે છે તેમ એક એવો પરમાત્મા સ્વભાવતઃ જ પ્રકૃતિમાં જન્મેલા ગુણોરૂપ તાંતણાઓમાં પોતાને ઢાંકી દે છે.'

---

૧. સિરિલિક
૨. મરાઠી (નાગરી)
૩. મોડી
૪. ગુજરાતી
૫. બંગાળી
૬. કૈથી
૭. મૈથિલ
૮. ઊડિયા
૯. અહોમી
૧૦. બ્રહ્મી
૧૧. કાશ્મીરી
૧૨. શારદા
૧૩. ગુરુમુખી
૧૪. ટાકરી
૧૫. ગ્રંથ
૧૬. તેલુગુ
૧૭. કાનડી
૧૮ તામિલ
૧૯. મલયાલી

૨૦. તુળુ
૨૧. કારશુની
૨૨. સિંહલી
૨૩. યવદ્વીપી
૨૪. સિયામી
૨૫. કોરિયન
૨૬. ચીની
૨૭. કાતાકાના
૨૮. હિરાગાના
૨૯. અનામી
૩૦. મોંગોલિયન
૩૧. કાલમુક
૩૨. માંચુ
૩૩ સિરો–ખાલ્ડી
૩૪. અરબી
૩૫. ટર્કિશ
૩૬. પર્શિયન
૩૭. ઉર્દૂ (હિંદુસ્થાની)
૩૮. અર્વાચીન સેમેરિટન

૩૯. રેબિનિક
૪૦. આર્માનિયન
૪૧. જ્યોર્જિયન
૪૨. ગ્રીક (માઈન્યુસ્કુલ)
૪૩. રોમન
૪૪. ઇટાલિક
૪૫. ઇંગ્લિશ
૪૬. જર્મન
૪૭. સર્બિયન
૪૮. વાલાચિયન
૪૯. ગ્લેગોલિટિક
૫૦. રશિયન
૫૧. આલ્બેનિયન
૪૨. રોમિક
૫૩. મધરેબી
૫૪. પ્યૂનિક (કાર્થેજિયન)
૫૫. અમેરિક
૫૬. એઝટેક
૫૭. મેકિસકન
૫૮. મય

કેટલાક એમ માને છે કે લિપિનો પ્રચાર હિંદમાં ઈ. પૂ દસમી સદી પહેલાં દાખલ થયો હતો, તો વળી બીજા કેટલાક ઋગ્વેદ અને વૈદિક ગ્રંથોમાંથી સ્પષ્ટ અને ગર્ભિત ઉલ્લેખો બતાવીને એમ કહે છે કે ખૂબ જ પ્રાચીન કાળથી હિંદમાં એનો પ્રચાર હતો જ. અને કેટલાક તો એમ પણ કહે છે કે લિપિ અથવા લેખનકળાનો આરંભ જ ભારતમાંથી થયો છે. પરંતુ આની સામે અમુક યુરોપીય પંડિતોનું એમ માનવું છે કે હિંદમાં લિપિનું જ્ઞાન વિદેશમાંથી, એટલે કે કાં તો ગ્રીસમાંની કે ઇજિપ્તમાંથી કે બીજા કોઈ દેશમાંથી આવ્યું.

મહાકવિ કાલિદાસના જમાનામાં તો આવી લખવાની પદ્ધતિ હતી એમ એમના રઘુવંશમાંના એક શ્લોક પરથી સ્પષ્ટ જણાય છે. એ શ્લોક બહુ જ સુંદર કલ્પના આપણને આપે છે.
એ કહે છેઃ

लिपेर्यथावद् ग्रहणेन वाङ्मयं नदीमुखेनेव समुद्रमाविशत् ॥
(રઘુવંશ ૩ ૨૮)

'જેમ નદીના મુખ વાટે સમુદ્રમાં પ્રવેશાય તેમ લિપિના યોગ્ય જ્ઞાન-વડે એણે વાઙ્મયમાં પ્રવેશ કર્યો.'

તે ઉપરાંત રામાયણ, મહાભારત, કૌટિલીય અર્થશાસ્ત્ર, પાણિનિના વ્યાકરણશાસ્ત્ર વગેરેમાં તો લિપિનો સ્પષ્ટ ઉલ્લેખ ઠેર ઠેર જોવા મળે છે.

પણ પ્રાચીનકાળની લિપિના અથવા લેખનપદ્ધતિના સૌથી પ્રબળ પુરાવા તો શિલાલેખો તેમ જ તાંબા વગેરે ધાતુ પર, સિક્કાઓ પર અને માટીની પકવેલી ચકતી વગેરે પર કોતરાયેલા લેખો પૂરા પાડે છે.

## લિપિ એટલું શું ?

'લિપિ' શબ્દ પોતે જ આપણને પ્રાચીન લેખનશાસ્ત્રનો ઇતિહાસ સૂચવે છે. 'લિપ્' ધાતુ પરથી એ શબ્દ આવ્યો છે અને એનો અર્થ છે લીપવું, લેપન કરવું. કોઈ પણ સપાટી ઉપર લેપ કરીને એટલે કે ચિત્ર દોરીને શરૂઆતમાં લખાણ કરાતું હતું એમ એ શબ્દ ઉપરથી આપણને લાગે છે. એનો અર્થ એ કે સૌથી પ્રાચીન અને કદાચ આદિ લિપિ ચિત્રલિપિ હશે, જેની અંદર દરેક પદાર્થને દર્શાવવા માટે તેનું એક ચિત્ર દોરવામાં આવતું હશે. દા. ત., એમ લખવું હોય કે પક્ષી પૂર્વ દિશામાં ઊડે છે, તો ઊડતા પક્ષી અને ઊગતા સૂર્યનાં ચિત્રો પાડવામાં આવે. આવી ચિત્રલિપિ ચીનમાં ખૂબ જ પ્રાચીન-કાળથી ચાલી આવેલી છે તેમ જ પાકિસ્તાનમાં પણ મોંહે-જો-દડોની પ્રાચીન સિંધુખીણની સંસ્કૃતિમાં પણ એવી જ ચિત્રલિપિ હતી એમ જણાય છે.

૫૩. પાદલિખિત
૫૪. દ્વિરુત્તરપદસંધિલિખિત
૫૫. દશોત્તરપદસંધિલિખિત
૫૬. અધ્યાહારિણી
૫૭. સર્વરુતસંગ્રહિણી
૫૮. વિદ્યાનુલોમ
૫૯. વિમિશ્રિત
૬૦. ઋષિતપસ્તપ્ત
૬૧. ધરણીપ્રેક્ષણા
૬૨. સર્વૌષધનિષ્યન્દ
૬૩. સર્વસારસંગ્રહણી
૬૪. સર્વભૂતરુતગ્રહણી

આ બધી લિપિઓમાંથી ખરેખર કેટલી લિપિઓ પ્રચલિત હતી તે કહેવું અશક્ય છે. પરંતુ એમાંની પહેલી બે, બ્રાહ્મી અને ખરોષ્ઠીને માટે નિશ્ચયપૂર્વક કહી શકાય છે કે તેઓ તો પ્રચલિત હતી જ. કેમકે એ લિપિઓમાં લખાયેલા ગ્રંથો, શિલાલેખો, વગેરે સામગ્રી પૂરતા પ્રમાણમાં મળી આવેલી છે. આ બેમાં બ્રાહ્મી લિપિ આખા હિંદુસ્તાનમાં વપરાતી હતી અને ખરોષ્ઠીનો ઉપયોગ હિંદુસ્તાનના વાયવ્ય ખૂણામાં આવેલા પ્રદેશોમાં થતો હતો. આ ઉપરાંત યવન, દરદ, ચીન, હૂણ, અસુર, વગેરે લિપિઓ પણ પ્રાચીન ભારતને પરિચિત હતી. અંગ, વંગ, મગધ, દ્રવિડ, વગેરે લિપિઓ તે તે પ્રાંતની લિપિઓ હતી, જે બધી મૂળ બ્રાહ્મીનાં જ રૂપાંતરો જેવી હતી. તે ઉપરાંત પુલિન્દ, ઉગ્ર, નાગ, યક્ષ વગેરે લિપિઓ તે તે આદિજાતિઓની લિપિઓ હોવી જોઈએ. વળી ઉપરની નામાવલીમાં કેટલીક એવી ગણાવવામાં આવી છે કે જેના ઉપરથી તેઓ ચિત્રલિપિઓ હોય એમ લાગે છે: આમાં મનુષ્ય, અંગુલીય, પુષ્પ, મૃગચક્ર, વજ્ર, વગેરેનો સમાવેશ થાય છે.

## લખવાનાં સાધનો

### ભોજપત્રો

હવે આપણે લખવા માટે જોઈતી સાધનસામગ્રીની વાત કરીએ. પ્રાચીન ભારતમાં સૌથી વધારે પ્રચલિત સાધન ભોજપત્ર અથવા ભૂર્જપત્ર હતું. ભૂર્જ નામના વૃક્ષની નરમ આંતરછાલ સર્વત્ર પુષ્કળ મળતી હોવાથી એનો વપરાશ ખૂબ થતો. અલબેરૂની આ ભૂર્જપત્રને માટે જણાવે છે કે મધ્ય અને ઉત્તર ભારતના લોકો ધનુષોને વીંટાળવા માટે વપરાતા ભૂર્જપત્રોના આશરે એક વાર લાંબા અને ચારેક આંગળ પહોળા ટુકડા કરતા અને તેમને લખવા યોગ્ય બનાવવા માટે વિવિધ

પ્રાચીન સમયની દેવનાગરી લિપિની એક વિચિત્રતા અહીં નોંધવા જેવી છે અને તે એ કે એ લિપિમાં બધા અક્ષરો ડાબી બાજુથી જમણી બાજુ લખાતા હતા, પણ કેટલીકવાર અંક અથવા આંકડા જમણી બાજુથી ડાબી બાજુ લખાતા હતા.

## લખવાની પદ્ધતિનું એક બીજું વર્ગીકરણ

ઉપલી ચાર પદ્ધતિઓ તો દિશાભેદને આધારે રચાઈ હતી, પણ બીજા એક ભેદને કારણે બે પદ્ધતિઓ ઊભી થવા પામી છે. તેમાંની એકમાં શબ્દનો દરેક અક્ષર બીજા અક્ષરોથી તદ્દન છૂટો લખવામાં આવે છે, જ્યારે બીજામાં એક શબ્દના બધા અક્ષરો એક બીજા સાથે જોડાયેલા લખાય છે. દા. ત., ગુજરાતી લિપિમાં બધા અક્ષરો છૂટા છૂટા લખાય છે, જ્યારે અંગ્રેજીની ત્રીજી અને ચોથી 'એબીસીડી'માં લખાયેલા દરેક શબ્દના અક્ષરો એક બીજા સાથે જોડાયેલા કાઢવામાં આવે છે. આવી જોડાયેલા અક્ષરોવાળી લિપિને અંગ્રેજીમાં કર્સિવ (cursive) એટલે કે કર્વ (curve) અથવા મરોડથી જોડાયેલી લિપિ કહેવામાં આવે છે. આપણા દેશમાં કોંકણની મોડી લિપિ આવી કર્સિવ લિપિ છે.

દેવનાગરી લિપિ આ બે પ્રકારની લિપિની વચ્ચેની છે, કેમકે તેમાં અક્ષરો છૂટા છૂટા હોવા છતાં તેમનાં માથાં સીધી લીટીથી એક-બીજાની સાથે જોડવામાં આવે છે.

કર્સિવ લિપિ વધારે ઝડપથી લખી શકાય છે કેમકે તેમાં દરેક અક્ષર પછી વારે વારે હાથ ઉપાડી લેવો પડતો નથી, એટલો એનો ફાયદો છે.

## આધુનિક જગતની લિપિઓ

હાલના સમયમાં બધું મળીને અઢારેક લિપિઓ જગતમાં પ્રચલિત છે. તે આ પ્રમાણે છે:

અને લાંબા પત્રોમાં બંને બાજુ વચમાં કાણું પાડી દોરીથી તેમને બાંધવામાં આવતા. કાગળના આગમન સાથે તાડપત્રોનો વપરાશ પણ ઓછો થતો ગયો.

## કાગળ

સામાન્ય એમ મનાય છે કે કાગળની શોધ ચીનમાં ઈસ્વી સન ૧૦૫માં થઈ. એનાથી ઊલટું, સિકંદરની સાથે ઈ. પૂ. ૩૨૭ની સાલમાં ભારતમાં આવનાર એક ગ્રીક લેખક જણાવે છે કે કપાસને કૂટીને ભારતના લોકો લખવા માટે કાગળ બનાવતા હતા. જો કે હિંદુસ્તાનની આબોહવામાં કાગળ બહુ લાંબો વખત ટકી રહેતો ન હોવાથી ઈ. સ. ચૌદમી સદીની પહેલાંનાં કાગળ પરના લખાણો મળી શકતાં નથી. વળી, અસલ કાગળની નીપજ પણ ઓછી હોઈ લોકો ભોજપત્રો અને તાડપત્રો જ વિશેષ વાપરતા. મુસ્લિમ જમાનામાં કપાસમાંથી કાગળ બનાવાતો અને તેના ઉપર ચોખા કે ઘઉંના છુંદાનું પાતળું પડ મૂકીને શંખ અથવા પથ્થરના લીસા વેલણવડે એને પોલિશ કરવામાં આવતો. આમ કરવું જરૂરી હતું, કેમકે જો કાગળ એમ ને એમ વાપરવામાં આવે તો શાહી સર્વત્ર ફેલાઈ જતી હતી. તાડપત્રોની જેમ જ કાગળોને પણ વચ્ચે કાણું પાડી દોરીથી બાંધવામાં આવતા.

## સુતરાઉ કાપડ

આ ઉપરાંત સુતરાઉ કાપડ( કાર્પાસિક પટ )નો પણ લખવાના સાધન તરીકે ઉપયોગ થતો. કાગળની જેમ જ આવા પટ પણ લાંબો વખત ટકતા નહિ. તેમને ભેજ લાગતાં તેઓ બગડી જતા અથવા તો જીવજંતુઓ પણ તેમનો વિનાશ કરી નાખતાં. પણ કાપડ પરના ખરીતો ત્રણસો વરસ જૂના લેખો શૃંગેરી મઠમાં હજી જળવાઈ રહેલા છે. કાપડને લખવા માટે તૈયાર કરવાની રીત કાગળના જેવી જ હતી. એમાંના વણાટમાં રહી ગયેલાં છિદ્રોને ચોખા કે ઘઉંના માવાવડે ભરી દેવામાં આવતાં અને પછી પથ્થર કે શંખ વડે કાપડને પોલિશ કરવામાં આવતું અને તેના ઉપર કાળી શાહીથી લખાણ લખવામાં આવતું.

પણ મોહેં-જો-દડોની સંસ્કૃતિની શોધ થયા પછી યુરોપીય પંડિતોની કલ્પનાને ફટકો પડયો છે કેમકે ત્યાં ચિત્રલિપિમાં લખાયેલા લેખો મળી આવ્યા છે. અને લિપિના ઇતિહાસમાં હંમેશ અક્ષરલિપિ કરતાં ચિત્રલિપિ પહેલી આવે છે એવો નિશ્ચિત સિદ્ધાંત સર્વસ્વીકૃત છે.

વળી કેટલાક પ્રાચીન જૈન સૂત્રગ્રંથોમાં એમ કહેવામાં આવ્યું છે કે ભારતમાં એ ગ્રંથોના જમાનામાં અઢાર લિપિઓ પ્રચલિત હતી. અને બીજા એક 'લલિત વિસ્તર' નામના બૌદ્ધોના પ્રાચીન સંસ્કૃત પુસ્તકમાં ૬૪ લિપિઓનાં નામો ગણવામાં આવ્યાં છે. આ નામાવલી અનેક રીતે રસમય છે તેથી એને અહીં ઉતારવી યોગ્ય થઈ પડશે. તે આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૧. બ્રાહ્મી | ૧૮. ઊર્ધ્વધનુ | ૩૫. વાયુમરુ |
| ૨. ખરોષ્ઠી | ૧૯. દરદ | ૩૬. ભૌમદેવ |
| ૩. પુષ્કરાસુરી | ૨૦. ખાસ્ય | ૩૭. અંતરિક્ષદેવ |
| ૪. અંગ | ૨૧. ચીન | ૩૮. ઉત્તરકુરુદ્વીપ |
| ૫. વંગ | ૨૨. હૂણ | ૩૯. અપરગૌડાદિ |
| ૬. મગધ | ૨૩. મધ્યાક્ષરવિસ્તર | ૪૦. પૂર્વવિદેહ |
| ૭. માંગલ્ય | ૨૪. પુષ્પ | ૪૧. ઉત્ક્ષેપ |
| ૮. મનુષ્ય | ૨૫. દેવ | ૪૨. નિક્ષેપ |
| ૯. અંગુલીય | ૨૬. નાગ | ૪૩. વિક્ષેપ |
| ૧૦. શકારિ | ૨૭. યક્ષ | ૪૪. પ્રક્ષેપ |
| ૧૧. બ્રહ્મવલ્લી | ૨૮. ગંધર્વ | ૪૫. સાગર |
| ૧૨. દ્રાવિડ | ૨૯. કિન્નર | ૪૬. વજ્ર |
| ૧૩. કનારિ | ૩૦. મહોરગ | ૪૭. લેખપ્રતિલેખ |
| ૧૪. દક્ષિણ | ૩૧. અસુર | ૪૮. અનુદ્રુત |
| ૧૫. ઉગ્ર | ૩૨. ગરુડ | ૪૯. શાસ્ત્રાવર્ત |
| ૧૬. સંખ્યા | ૩૩. મૃગચક્ર | ૫૦. ગણાવર્ત |
| ૧૭ અનુલોમ | ૩૪. ચક્ર | ૫૧. ઉત્ક્ષેપાવર્ત |
| | | ૫૨. વિક્ષેપાવર્ત |

કોરતો થયો હતો. સંસ્કૃતિના ઉદયની પહેલાં પણ આદિમાનવ પર્વતોની ગુફાઓમાં દીવાલો પર રેખાકૃતિઓ કોતરતો હતો. 'લખવું' શબ્દ જે મૂળ સંસ્કૃત 'લિખ્' કે 'રિખ્' ધાતુ પરથી આવ્યો છે, તેનો અર્થ છે કોતરવું અથવા ખોતરવું, અને એ શબ્દ જ આપણને પથ્થર પર કોતરાતાં આવાં પ્રાચીન ચિત્રોની યાદ આપે છે. કદાચ આવાં શિલાચિત્રો માનવનાં સૌથી પહેલાં લખાણો હશે.

જેમ જેમ સંસ્કૃતિનો વિકાસ થતો ગયો તેમ તેમ માનવ શિલાચિત્રો પરથી શિલાલેખો પર આવતો ગયો. આવા લેખો ખડકો પર, સ્તંભો પર, શિલાપટ્ટો પર, મૂર્તિઓની પીઠિકાઓની પાછલી બાજુઓ પર, ફૂલદાની વગેરે વાસણોની કિનારીઓ અને ઢાંકણો પર, મંદિરોની દીવાલો પર અને ફરસબંધી પર કોતરાયેલા જોવા મળે છે. આવા લેખો કોતરતાં પહેલાં એ પથ્થરની સપાટીને ઘણુંખરું લીસી બનાવવામાં આવતી હતી અને પછી તેના પર લખાણ લખવામાં આવતું હતું. જો કે કેટલાક શિલાલેખો ખરબચડી સપાટી પર કોતરાયેલા પણ મળી આવ્યા છે.

### ઈંટો

મેસોપોટેમિયા અને બીજા પશ્ચિમ એશિયાઈ દેશોમાં લખવા માટે ઈંટનો ઉપયોગ સારા પ્રમાણમાં જોવા મળે છે, પણ ભારતમાં જૂજ જણાય છે. આવી ઈંટો મુખ્યત્વે મંદિરોની દીવાલોમાંથી પ્રાપ્ત થઈ છે. ઈંટો ઉપરાંત માટીનાં વાસણો અને માટીની મુદ્રાઓ પર પણ કોતરાયેલા લેખો મળી આવ્યા છે. માટી ભીની અને નરમ હોય ત્યારે જ એના પર અક્ષરો લખી પછી એ ઈંટો કે વાસણો કે મુદ્રાઓને સૂકવવામાં અને પકવવામાં આવતી હતી એમ જણાય છે.

### ધાતુઓ

પથ્થર અને ઈંટ કરતાં પણ વધારે સુગમ તો ધાતુનાં પતરાં હતાં. સોનું, ચાંદી, તાંબું, પિત્તળ, કાંસું, લોખંડ અને કલાઈ,

રીતે તૈયાર કરતા. પહેલાં તેમને કદનુ અને લીસા બનાવવા માટે તેલ લગાડી પૉલિશ કરવામાં આવતા અને પછી લખવાના કામમાં લેતા. દરેક છૂટા પત્રને નંબર આપવામાં આવતા અને પછી બધાને એકઠા કરી કપડામાં વીંટાળી તેમની પોથી (પુસ્ત, પુસ્તક) બાંધવામાં આવતી. તેમના ઉપર લખાણુ બરુની કલમથી કરાતું અને ખાસ પ્રકારની શાહી વાપરવામાં આવતી. દરેક પત્રનો વચ્ચેનો ભાગ કોરો રાખવામાં આવતો અને એમાં કાણાં પાડી દોરીવડે તેમને બાંધવામાં આવતા. પછી તેમને એટલા જ માપનાં લાકડાનાં બે પાટિયાંની વચ્ચે રાખવામાં આવતા.

મોગલોના જમાનામાં જ્યારથી ભારતમાં કાગળનું આગમન થયું ત્યારથી ભોજપત્ર પર લખવાનું ઓછું ને ઓછું થતું ગયું. જો કે હજી પણ તાવીજો (માદળિયાં) ભોજપત્ર પર લખાય છે.

તાડપત્રો

ભોજપત્રોનાં જેટલાં જ કે કદાચ તેમનાથી પણ વધારે પ્રચલિત સાધનો તાડપત્રો (તાલ અથવા તાલિવૃક્ષનાં પાન) હતાં. તાડનાં ઝાડ મૂળ દક્ષિણ હિંદનાં હતાં, પણ પછી તેઓ આખા હિંદુસ્તાનમાં ફેલાયાં. લખવા માટે તેમનાં પાનને તૈયાર કરવાની પદ્ધતિ ભોજપત્રો કરતાં જુદી હતી: તેમને પહેલાં સૂકવવામાં આવતાં, પછી પાણીમાં ઉકાળવામાં કે પલાળી રાખવામાં આવતાં, પછી ફરી પાછાં સૂકવવામાં આવતાં અને છેવટે કોઈ લીસા પથ્થરથી કે શંખથી ઘસીને પોલિશ કરી માપ મુજબ કાપવામાં આવતાં. જો કે રોજિંદા સામાન્ય વપરાશને માટે તો વગર તૈયાર કરેલાં તાડપત્રો જ કામમાં લેવાતાં. તૈયાર કરેલાં તાડપત્રોનું માપ લંબાઈમાં એકથી ત્રણ ફૂટ અને પહોળાઈમાં એકથી ચારેક ઈંચ જેટલું રખાતું. તાડપત્રો પરનાં લખાણને માટે ઉત્તર ભારતમાં શાહી વપરાતી, પણ દક્ષિણમાં અણીદાર કલમવડે તેમના પર અક્ષરો કોતરવામાં આવતા અને પછી તેમના પર કોલસાની ખૂબ બારીક ભૂકી કે કાજળ ચોપડવામાં આવતી. ટૂંકા પત્રોમાં એક જ બાજુ વચમાં

પરના લેખનો તો માત્ર એક જ નમૂનો અત્યાર સુધી મળ્યો છે.

### શાહી

ભારતમાં મોટે ભાગે 'મસી'નો જ શાહી તરીકે ઉપયોગ થતો હતો. આ શબ્દ સંસ્કૃત 'મસ'–કૂટવું, ધાતુ પરથી આવ્યો છે. હજી પણ ગુજરાતી શબ્દ 'મસળવું' એ જ અર્થનો વાચક છે. શાહી બનાવવા માટેનો જે 'મસાલો' હતો તેને ખાંડી–કૂટીને તૈયાર કરવો પડતો હતો, અને તેથી જ શાહીને 'મસી' કહેવામાં આવતી હતી.

વળી 'મસી' શબ્દનો અપભ્રંશ 'મેસ' હજી પણ ગુજરાતીમાં કાજળના પર્યાય તરીકે વપરાય છે. કાજળ અથવા મેસ પણ શાહીને ઠેકાણે કેટલાંક લખાણોમાં વાપરવામાં આવતી હતી અને હજી પણ વપરાય છે.

પથ્થર, ઈંટ, ધાતુ, વગેરે પરના લેખો કોતરાતા હોઈ તેમાં શાહીની જરૂર પડતી નહિ. પણ ભોજપત્ર, તાડપત્ર, કાગળ, કાપડ, વગેરે પર લખવા માટે કોઈક ને કોઈક પ્રકારની શાહી જરૂરી હતી.

આવી શાહી વિવિધ પ્રકારની બનતી. પણ કાળી શાહી સૌથી વધુ પ્રચલિત હતી હતી. સાધારણ લખાણ, જેને કાયમ રાખવાની જરૂર ન હોય તેને માટે ગુંદર કે સાકર કે એવો કોઈ બીજો ચીકણો પદાર્થ ભેળવેલી કોઈ જાતની કોલસાની ભૂકીનો ઉપયોગ કરાતો. પણ લાંબો વખત ટકાવી રાખવાનાં લખાણો લખવા માટે પાણીથી મિશ્રિત લાખ, ટંકણખાર (અં. બોરેક્સ), લોધ્રવૃક્ષનાં સફેદ ફૂલ અને કાજળ એ બધાંને તલના તેલમાં લાંબો વખત ઉકાળીને તૈયાર કરાયેલી શાહી વપરાતી. એક ગ્રંથમાં એવો પણ ઉલ્લેખ આવે છે કે કાશ્મીરમાં ભોજપત્રો પર લખવા માટેની શાહી બદામના કોલસામાંથી ગોમૂત્રમાં ઉકાળીને બનાવવામાં આવતી હતી. આવી રીતે બનાવાયેલી શાહી પાણીથી ધોવાઈ ન જતી હોવાને કારણે આવા લેખોને સમય સમય પર પાણીથી ધોઈને સાફ કરી શકાતા હતા.

રંગીન શાહીઓમાં લાલનો સારો પ્રચાર હતો અને પીળા

મશિરમાં આમલીના ચિચોડાના માવાથી અથવા કોલસાની ભૂકીથી કાપડને કાળું કરવામાં આવે છે અને એ સુકાય પછી એના ઉપર ચોકથી કે અનાજના લોટથી અને રંગવડે પણ લખાણ કરવામાં આવે છે અને આકૃતિઓ પણ દોરવામાં આવે છે.

## લાકડાનાં ફલકો

કાગળ અને કાપડ ઉપરાંત લાકડાનાં ફલકો ઉપર પણ લખાણ લખવામાં આવતું હોવાનો કેટલાક પ્રાચીન ગ્રંથોમાં ઉલ્લેખ છે. વાંસની સળી બનાવી તેનાવડે ફલક ઉપર નવશિખાઉઓ અક્ષરો લખવાનો અભ્યાસ કરતા એમ પણ બૌદ્ધ સાહિત્યમાંથી જાણવા મળે છે. લલિત–વિસ્તર નામનો ગ્રંથ ચંદન–ફલકનો ઉલ્લેખ કરે છે અને કાત્યાયન-સ્મૃતિ નામના ગ્રંથમાં એમ કહેવામાં આવ્યું છે કે વાદીઓએ પોતાની ફરિયાદોની નોંધ ચોકથી ફલક ઉપર રજૂ કરવી. આવા લખાણને એ ગ્રંથ 'પાંડુલેખ' કહે છે. બ્રહ્મદેશમાં લાકડાના ફલક ઉપર સોનાકે ચાંદીથી મિશ્રિત લાખનું લીપણ કરી તેના ઉપર કાળા અક્ષરે લેખ લખતા.

## ચામડું

પાંદડાં, છાલ અને લાકડું છૂટથી મળતું હોઈ ભારતમાં ચામડાનો ઉપયોગ લખવા માટે ઝાઝો થયો હોય એવું જણાતું નથી. વળી વ્યાઘ્રચર્મ અને મૃગચર્મ સિવાયનાં બીજાં ચામડાંને હિંદુઓ અપવિત્ર ગણે છે અને લખવાની કળા ધાર્મિક અને પવિત્ર ગણાતી હોઈ ચામડાં પરનાં લખાણો પશ્ચિમ એશિયા, ઇજિપ્ત અને યુરોપમાં જેટલાં મળે છે એટલાં હિંદમાં મળતાં નથી. જો કે કેટલાક બૌદ્ધ ગ્રંથોમાં ચામડાનો લેખનસામગ્રી તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે ખરો.

## પથ્થર

ઉપર જણાવેલાં બધાં સાધનોનો ઉપયોગ શરૂ થયો તે પૂર્વે શતાબ્દીઓ પહેલાં માનવ પથ્થર પર લખાણો લખતો અથવા આકૃતિઓ

# અગ્નિ

**પરમાત્માએ** માનવને જે હજારો કુદરતી બક્ષિસો આપી છે તેમાં અગ્નિ ખૂબ જ અગત્યનું સ્થાન ધારણ કરે છે. આપણે એનાથી એટલાં તો પરિચિત થઈ ગયાં છીએ કે આપણા જીવનમાં એના મહત્ત્વ પ્રત્યે જવલ્લે જ આપણું લક્ષ જાય છે.

છેક પ્રાચીનકાળથી જ માનવ અગ્નિની અગત્ય સમજતો આવ્યો છે. પણ અસંસ્કૃત પ્રાચીન માનવ અગ્નિનો ઉપયોગ કરી જાણતો હતો કે નહિ એ એક વિવાદાસ્પદ વાત છે. જો કે એક વાત તો નિશ્ચિત છે કે છેક પ્રાચીન પાષાણયુગથી જ માનવને અગ્નિ પરિચિત હતો અને જગતના બધા જ પ્રાચીન દેશો એને જાણતા હતા.

અગ્નિની આવી વિશ્વવ્યાપકતાને કારણે, જો આપણે એવો પ્રશ્ન પૂછીએ કે અગ્નિની શોધ ક્યારે થઈ તો આપણે મૂરખામાં જ ખપીએ. આજે તો આપણે દીવાસળી સળગાવીને જ્યારે ઇચ્છીએ ત્યારે અગ્નિને પ્રગટાવી શકીએ છીએ. પણ માનવજાતિના આરંભકાળમાં તો અગ્નિને કોઈ જાણતું હશે કે કેમ એ પણ એક વિચારવા જેવી વાત છે. એથી જ આ પ્રશ્ન મૂર્ખાઈભર્યો નથી, પણ આપણામાં રહેલી સ્વાભાવિક કુતૂહલવૃત્તિથી જ ઊભો થયેલો તાર્કિક પ્રશ્ન છે. જો કે એનો ઉત્તર આપી શકાય એવી પરિસ્થિતિમાં હજી આપણું જ્ઞાન નથી.

એ શક્ય છે કે જ્યારે આદિમાનવ અન્ય પ્રાણીઓની જેમ જંગલોમાં કે ઘાસનાં બીડોમાં રખડતો હશે ત્યારે કદાચ કુદરતી રીતે જ ઉનાળાની ગરમીથી સળગી ઊઠતા ઘાસનાં કે વાંસનાં જંગલોના

આટલી ધાતુઓનો લેખનકાર્યમાં ઉપયોગ થયેલો જોવા મળે છે. પરંતુ આ બધીમાંથી સોનું અને ચાંદી મોંઘી ધાતુઓ હોઈ તેમનો ઉપયોગ બહુ ઓછા પ્રમાણમાં થયેલો જણાય છે. તાંબાનો ઉપયોગ સૌથી વધુ થતો હતો એમ સર્વત્ર પ્રાપ્ત થતા તામ્રપત્રો પરથી સ્પષ્ટ થાય છે. પથ્થર ઉપર તેમ જ તામ્રપત્રો ઉપર કોતરાયેલા લેખોમાં મુખ્યત્વે ધાર્મિક લેખો, રાજાઓનાં શાસનો (હુકમો), પ્રશસ્તિઓ અને જમીનનાં દાનોનો સમાવેશ થાય છે.

તામ્રપત્રો તૈયાર કરવાની જુદી જુદી પદ્ધતિઓ હતી. મોટે ભાગે તો તાંબાના જુદી જુદી જાડાઈ અને માપના પતરાં હથોડાથી ટીપીને તૈયાર કરવામાં આવતાં હતાં. તેમાંનાં કેટલાંક તો એટલાં પાતળાં હતાં કે તેમને સહેલાઈથી બેવડાં વાળી શકાતાં અને તેમનું વજન ખૂબ જ ઓછું હતું, તો બીજાં કેટલાંક ખૂબ જાડાં અને વજનદાર બનાવાતાં. હલકાં પતરાંનું વજન થોડાક તોલા જેટલું અને ભારેનું આશરે નવ રતલ કે તેથી પણ વધુ જોવામાં આવે છે. પ્રાચીન સમયના કંસારાઓ એવાં પતરાંના આકારો બને તેટલા તાડપત્ર જેવા અથવા ભોજપત્ર જેવા બનાવવાનો પ્રયત્ન કરતા. મોટે ભાગે દક્ષિણમાં ઉપલબ્ધ તામ્રપત્રો તાડપત્ર જેવાં અને ઉત્તરનાં ભોજપત્રો જેવાં હોય છે. આવાં તામ્રપત્રોમાં પણ બીજાં બધાંની જેમ વચમાં કાણું પાડવામાં આવતું અને તેમને તાંબાની કડીવડે એકબીજા સાથે જોડી રાખવામાં આવતા.

પિત્તળનાં પતરાંનો ઉપયોગ ઝાઝો જોવામાં આવતો નથી. અને કાંસું પણ માત્ર મંદિરોનાં ઘંટની ઉપર તેમના દાતાઓનાં નામો અને દાનની મિતિ કોતરવા સિવાય બીજી રીતે વપરાતું જણાયું નથી. વળી લોખંડ પણ માનવને બીજાં અનેક કાર્યોમાં કામ લાગતું હોવા છતાં લખવાના કામમાં બહુ આવેલું જણાતું નથી. લોખંડના થાંભલા, શિવનાં ત્રિશૂળ વગેરે ઉપર કોતરાયેલા માત્ર કોઈક જ નાના લેખો ઉપલબ્ધ થયા છે. કદાચ લોખંડ જલદી કટાઈ જતું હોવાને કારણે એનો ઉપયોગ ઓછો થયો હોય એ સંભવિત છે. અને કલાઈનાં પતરાં

પ્રકાશ ઝબકી ઊઠયો : આમ જગતે પહેલવહેલી વખત અગ્નિનું દર્શન કર્યું.

ઉત્તર અમેરિકાની એક દંતકથા કહે છે કે એક વખત એક જેંસ-રાતના અંધારામાં જ્યારે પૂર વેગે જમીન પર ધસતી હતી ત્યારે એના પગની ખરીઓ ખડક સાથે અફળાતાં અગ્નિના તણખા ઝર્યા અને એનાવડે માનવને અગ્નિનું સ્વરૂપ જણાયું. દક્ષિણ અમેરિકામાં પણ એમ મનાય છે કે તોહિલ નામના કોઈ માનવે પોતાના જોડાના ઘર્ષણમાંથી અગ્નિ ઉત્પન્ન કર્યો હતો.

ગ્રીક પુરાણોમાં કથા આવે છે કે પહેલાં અગ્નિ દેવો પાસે સ્વર્ગમાં હતો. પણ જ્યારે પૃથ્વી પર માનવની ઉત્પત્તિ થઈ ત્યારે પ્રોમિથિયુસ-નામનો એક રાક્ષસ ત્યાંથી એને ચોરી ગયો અને પૃથ્વી પર લઈ આવ્યો. આપણા દેશમાં પણ ઋગ્વેદમાં કંઈક આને જ મળતી એક-વાત છે જેમાં બતાવવામાં આવ્યું છે કે અગ્નિ પહેલાં કોઈ અતિશય ઊર્ધ્વમાં રહેલા જગતમાં હતો અને ત્યાંથી માતરિશ્વા (વાયુદેવ) એને પૃથ્વી પર લઈ આવ્યા અને માનવોએ એને ગ્રહણ કર્યો. ( **ससृवांसमिव त्मना अग्निमित्था तिरोहितम्। ऐनं नयन्मातरिश्वा परावतो देवेभ्यो मथितं परि॥ तं त्वा मर्ता अगृभ्णत देवेभ्यो हव्य-वाहन।** - (ઋગ્વેદ ૩.૯.૫,૬).

અગ્નિના જ્યોતિર્મય સ્વરૂપે અને એની શક્તિએ સ્વાભાવિક રીતે જ પ્રાચીનકાળથી માનવના મન પર ભવ્યતાની કોઈ ઊંડી છાપ પાડી-હતી. અને એ ભવ્યતા પૂજ્યભાવમાં એટલી જ સ્વાભાવિક રીતે પરિણમી.

જગતની અનેક જાતિઓ અગ્નિની પૂજક હતી. યાહૂદી ધર્મમાં અને બીજા ધર્મોમાં દેવોને અથવા મૃત માનવોના અંતરાત્માઓને પહોંચાડવા માટે અનેક વસ્તુઓની અગ્નિમાં આહુતિ અપાતી. પારસીઓ-એ તો આતશને તેમના દેવોમાં સૌથી અગ્રસ્થાન આપ્યું છે. આપણા દેશના આર્યો પણ અગ્નિને પોતાના ઘરમાં અને જીવનમાં મુખ્ય સ્થાન આપતા આવ્યા છે. અગ્નિહોત્રને તેઓ સતત પ્રજ્વલિત રાખતા અને જન્મથી માંડીને શબના અગ્નિદાહ સુધીની આખા જીવનની બધી જ

કેટલીક વાર વપરાતી. લાલ શાહી અલક્તક (અળતો) અથવા હિંગળો-કમાંથી બનાવવામાં આવતી. આ દ્રવ્યોને ગુંદર કે બીજી કોઈ ચીકણા પદાર્થ સાથે પાણીમાં ઓગાળવામાં આવતા. લીલી અને પીળી શાહી પણ કેટલાક જૈન લહિયાઓમાં માનીતી હતી. પણ આવી બધી રંગીન શાહીઓનો ઉપયોગ માત્ર જમણી કે ડાબી બાજુનો હાંસિયો કે પ્રકરણનું છેવટ બતાવનારી રેખા દોરવામાં અથવા તો પ્રકરણનું છેવટનું લખાણ લખવામાં જ થતો. અને બાકીનું મુખ્ય લખાણ તો કાળી શાહીથી જ લખાતું.

કેટલાક ધનિકો પોતાને માટે લખાણો લખાવવામાં અથવા કલાત્મક રીતે ધાર્મિક કે સાહિત્યિક લખાણો લખાવવામાં સોનેરી કે રૂપેરી શાહીનો પણ ઉપયોગ કરાવતા.

### કલમો

લખવાનાં સાધનોને સામાન્યપણે 'લેખની' અથવા 'લેખિની' કહેતાં અને એને બરુ, લાકડાં, લોખંડ, તાંતણા કે વાળમાંથી બનાવવામાં આવતી. કલમને માટે બીજાં પણ અનેક નામો પ્રાચીન ગ્રંથોમાં મળી આવે છે. તેમાંનું એક છે 'વર્ણક,' જેનો વાચ્યાર્થ છે વર્ણ અથવા અક્ષર બનાવનાર : એક ગ્રંથમાં એમ કહેવામાં આવ્યું છે કે ભણતાં બાળકો પાટિયા પર અક્ષરો લખવામાં વચ્ચે ફાટ વિનાની આ વર્ણક નામની નાની લાકડીનો ઉપયોગ કરતાં હતાં. બીજો શબ્દ છે 'વર્ણિક' જે વર્ણકનું જ બીજું રૂપ છે. ત્રીજો શબ્દ છે 'વર્ણવર્તિકા': આ એક રંગીન પેન્સિલ હતી. ચોથો શબ્દ છે 'તુલિ' અથવા 'તુલિકા' અને એ મોટે ભાગે રંગ કરવાની પીંછી હતી. અને પાંચમો શબ્દ છે 'શલાકા,' જે કોતરનારાની અણીદાર 'સળી અથવા 'સળિયો' હતી.

---

ઘુમાવીને પણ અગ્નિ પાડવાની પદ્ધતિ પ્રચલિત હતી. જેમ આપણે વલોણાવડે દહીં વલોવીએ છીએ તેના જેવી જ આ રીત હતી. આને અગ્નિનું મથન કહેવામાં આવતું. આપણા દેશમાં શમીના વૃક્ષનું લાકડું આમાં ખાસ કરીને વપરાતું. વેદો અને બ્રાહ્મણ ગ્રંથોમાં આનો ઉલ્લેખ આપણને મળે છે. જેમકે, 'શમીગર્ભાદગ્નિં મન્થતિ' (તૈત્તિરીય બ્રાહ્મણ ૧.૯) આ રીતને અંગ્રેજીમાં fire drill (ફાયર ડ્રિલ) કહેવામાં આવે છે. ઓસ્ટ્રેલિયા, સુમાત્રા, સિલોન, દક્ષિણ આફ્રિકા અને દક્ષિણ અમેરિકામાં લગભગ દોઢેક ફૂટ લાંબી અને વળી એવી લાકડાની દાંડી જમીન પર મૂકેલા લાકડાના ટુકડાના કાણામાં ફેરવવામાં આવતી અને જલદી અગ્નિ સળગે એટલા માટે મથન કરનારો માણસ દાંડીના બીજા છેડા પર નીચે નમી પોતાની છાતીથી એને દબાવતો. વળી વલોણાને જેમ દોરી વીંટાળી એને ધમ્મર ધમ્મર ફેરવીને માખણ કાઢી શકાય છે તેમ લાકડાની દાંડીને પણ દોરી વીંટીને ફેરવી અગ્નિ સળગાવી શકાય છે. ફુદડીના કાણામાં લાકડાનો બારીક વહેર રાખવામાં આવે તો એ જલદી આગ પકડી લે છે.

ઘર્ષણની આ જ પદ્ધતિ આજના જમાનાની દીવાસળીની જનેતા છે. દીવાસળી ઉપર ગંધક અથવા ફોસ્ફરસ જેવા જલદી સળગી ઊઠતા રાસાયનિક પદાર્થનું મિશ્રણ ચોપડવામાં આવે છે. જે એક જ વખત ઘસાતાં સળગી ઊઠે છે.

આ બે પદ્ધતિઓ ઉપરાંત ત્રીજી પણ એક પદ્ધતિ કેટલેક ઠેકાણે ઉપયોગમાં લેવાતી. સૂર્યનાં કિરણોને કાચ અથવા આરસાવડે કોઈ પણ એક બિંદુ પર કેંદ્રિત કરીને એની ગરમીથી દેવતા સળગાવવામાં આવે છે. આ રીત બહુ પ્રચલિત તો કદી બની જ નથી અને વળી અતિપ્રાચીન કાળમાં તો કદાચ એનો ખ્યાલ પણ લોકોને હતો નહિ. પણ મધ્યકાલીન રોમમાં અને ચીનમાં એ ઠીકઠીક જાણીતી હતી.

છેલ્લામાં છેલ્લી પદ્ધતિ વીજળીના તણખા (spark)થી અગ્નિ સળગાવવાની છે. એમાં ગૅસની એક ધારા (jet) એવી રીતે રાખવામાં

દાવાનળો એણે જોયા હશે અને જેની રીતે જનાવરો એને જોતાં અને એનાથી ડરતાં હશે તેવી રીતે એ પણ એનાથી ડરતો હશે. કેટલાક વિદ્વાનો આ મતને માને છે.

વળી એવો પણ કોઈક વિદ્વાનનો મત છે કે ઉત્ક્રાંતિમાં જ્યારે વાનરયોનિમાંથી માનવયોનિનો આવિર્ભાવ થયો ત્યારે એ આવિર્ભાવમાં કદાચ આ અગ્નિએ જ મહત્ત્વનો ભાગ ભજવ્યો હોય. વાનર ઝાડ પર રહેતો અને જ્યારે અગ્નિને એ જંગલમાં જોતો ત્યારે શરૂઆતની બીકની લાગણી જતી રહ્યા બાદ એનામાં એક પ્રકારની સલામતીનો ભાવ ઉત્પન્ન થતો કેમકે એ બીજાં પ્રાણીઓ કરતાં વિશેષ બુદ્ધિમાન હોઈ એમ સમજતો કે બીજાં પ્રાણીઓ અગ્નિથી દૂર ભાગતાં. આમ જ્યાં અગ્નિ હોય ત્યાં એ નિર્ભયતાથી જમીન પર નીચે ઊતરતો, અને ઝાડ પર ચડવા માટે જ્યાં એને પોતાના ચાર પગો વાપરવા પડતા ત્યાં જમીન પર ચાલવા માટે એ પગ વાપરતો થયો અને ટટ્ટાર બનીને ચાલવા લાગ્યો. જો કે આ મત સાચો હોવાનો સંભવ નથી, છતાં એમાં અગ્નિને અપાયેલી અગત્ય ધ્યાન ખેંચે એવી છે.

પણ આ તો કુદરતી અગ્નિની વાત થઈ. માનવ કૃત્રિમ રીતે અગ્નિ પ્રગટાવતો ક્યારે અને કેવી રીતે થયો એ પ્રશ્ન તો આના કરતાં જુદો જ છે.

આ બાબતને માટે આપણી પાસે કશી જ નક્કર માહિતી નથી. માત્ર પ્રાચીન દંતકથાઓ ઉપર જ આધાર રાખવો પડે છે. ઑસ્ટ્રેલિયાના એક ભાગમાં એવી એક દંતકથા ત્યાંના પ્રાચીન વતનીઓમાં પ્રચલિત છે કે એક વૃદ્ધની નાની દીકરી એક વખત પોતાની જમીન પર સાપો મારવા માટે એક દંડો લઈને ગઈ. બધા મરાઈ ગયા ત્યાર પહેલાં જ અકસ્માત એનો દંડો તૂટી ગયો અને એમાંથી અગ્નિની જ્વાળા ભભૂકી ઊઠી. ઈરાનના શાહનામામાં પણ આના જેવી જ એક વાત આવે છે કે હુશંગ નામના એક વીરપુરુષે સાપને મારવા એક મોટો પથ્થર ફેંક્યો. એ પથ્થર એક મોટા ખડક પર અફળાયો અને એ કાળા દમડામાંથી

## મહતો મહીયાન વાલ્મીકિ

**ભારતનો** એ ભવ્ય ભૂતકાળ હતો. કોસલ દેશમાં પતિતપાવની ભાગીરથીના સ્રોતની દક્ષિણે, સંત પુરુષના મન સમા શાન્ત વિમળ જળથી તમસા નદી વહી જતી હતી. તેના તીરપ્રદેશમાં ફૂલફળે લચી રહેલાં વૃક્ષોવાળાં અરણ્યોની એકાન્ત ભૂમિ, તપોનિષ્ઠ મહર્ષિઓના આશ્રમપદથી અલંકૃત બની હતી. અને એ આશ્રમપદના કુલપતિ હતા મહર્ષિ વાલ્મીકિ.

તમસાનાં નિર્મળ પાણીએ કેટલી ય વાર એ મહર્ષિને સ્નાનવડે પવિત્ર બનાવ્યા હશે અને પોતે પણ પવિત્ર બન્યાં હશે! તમસાના કિનારાની આર્દ્ર માટીએ કેટલીયે વાર એ મહર્ષિના અને તેમના શિષ્ય ભરદ્વાજનાં ચરણોમાં પોતાનો આર્દ્ર ભક્તિઅર્ધ્ય ધર્યો હશે! તમસા તીરનાં વનવૃક્ષોએ કેટલીય વાર પોતાની આયમાં તપ તપતા એ મહર્ષિના દેહ ઉપર છાયા કરી એમની તપશ્ચર્યામાં પુણ્યભાગ મેળવ્યો હશે!

તમસા તીરે એ દિવસ ઊગ્યો, જે દિવસે વાઙ્મય–ઇતિહાસમાં, જગત–ઇતિહાસમાં નવું પાનું ઉમેરાવાનું હતું. મહર્ષિ પોતાના અનુષ્ઠાન અર્થે એકાન્ત શોધતા કિનારા પર આમતેમ ફરતા હતા. તેવામાં તેમની દૃષ્ટિ ત્યાં આનન્દથી વિહરતા ક્રૌંચ–મિથુન પર પડી. પરન્તુ તેમનો એ આનન્દ ક્ષણજીવી હતો. ક્રૌંચની પાછળ કાળ, વ્યાધનું રૂપ લઈ ને ખડો હતો. તેણે શરસંધાન કર્યું અને ક્રૌંચને વીંધ્યા. દેહમાં પડેલા એના વ્રણ દ્વારા રુધિર અને પ્રાણ સાથે વહી ગયાં. પ્રિયવિરહે

ધાર્મિક તેમ જ લૌકિક યજ્ઞયાગાદિ ક્રિયાઓ આર્યત્વનું એક માત્ર લક્ષણ બની ગયું હતું. અને એ ક્રિયાઓ અગ્નિની અંદર આહુતિઓ આપવાવડે જ સિદ્ધ થતી હતી. પ્રાચીન એસિરિયા, ખાલ્ડિયા અને ફિનિશિયાના લોકો પણ અગ્નિપૂજક હતા.

ચીનદેશમાં તો અનેક અગ્નિદેવો હતા. પણ એમાંનો એક ચિહ-ચિંગ-ત્ઝુ મુખ્ય હતો. એનો જન્મ ચીનની દક્ષિણે આવેલા શિહ-તાંગ પર્વત પર થયો હતો. એનાં બધાં અંગો, ચામડી, વાળ, દાઢી તથા એનાં વસ્ત્રો અને પાંદડાંનો બનાવેલો ઉપરણો અગ્નિના રંગનાં હતાં. એણે જ શેતૂરના ઝાડના લાકડામાંથી અગ્નિ પ્રગટાવ્યો હતો અને એ અગ્નિની ગરમીએ પાણીની ભીનાશ સાથે સંયુક્ત બનીને પૃથ્વી પરનાં તમામ પ્રાણીઓનાં બીજ વિકસાવ્યાં હતાં.

કોઈપણ બે સખત વસ્તુઓ એક બીજા સાથે જોરથી અથડાય છે ત્યારે અગ્નિ સળગે છે. જો સૂકી હવામાં આપણે પથ્થરના રસ્તા પર ઘોડાને જોરથી દોડતો જોઈશું તો એની ખરી પર લગાડેલી લોખંડની નાળમાંથી તણખા ઝરતા આપણને દેખાશે. આવા કોઈ તણખા જો આજુબાજુ પડેલા સૂકા ઘાસ કે રૂ પર પડે તો એ સળગી ઊઠે. આ છે અગ્નિ પાડવાની એક રીત.

બીજી રીત ઘર્ષણની છે. અસલના વખતમાં જ્યારે દીવાસળી નહોતી ત્યારે બધા જ દેશમાં લોકો ચકમકનો પથરો અને લોઢું એકબીજા સાથે ઘસીને દેવતા પાડતાં. તે ઉપરાંત લાકડાની બે અરણીઓ (દાંડીઓ) બે હાથમાં લઈ એકબીજી સાથે ઘસીને પણ પ્રાચીન-કાળમાં અગ્નિ ઉત્પન્ન કરાતો. કેટલાક દેશની આદિજાતિઓમાં લાકડાનો એક ટુકડો જમીન પર મૂકી ને અરણીનો બુઠ્ઠો છેડો એના પર આમથી તેમ ફેરવીને ઘસવામાં આવતો; આને લઈને લાકડાનો ટુકડો ઘસાઈને એમાં ઊંડો ચીલો પડી જતો અને એમાં સતત ફરતી અરણીનો છેડો તીવ્ર ઘર્ષણ વડે ઝાળ લઈ શકતો. વળી અરણીને બે હથેલી વચ્ચે પકડી એને લાકડાની કુલડીના નાના કાણામાં જોરથી આમતેમ

## મહતો મહીયાન વાલ્મીકિ

**ભા**રતનો એ ભવ્ય ભૂતકાળ હતો. કોસલ દેશમાં પતિતપાવની ભાગીરથીના સ્રોતની દક્ષિણે, સંત પુરુષના મન સમા શાન્ત વિમળ જળથી તમસા નદી વહી જતી હતી. તેના તીરદેશમાં ફૂલફળે લચી રહેલાં વૃક્ષોવાળાં અરણ્યોની એકાન્ત ભૂમિ, તપોનિષ્ઠ મહર્ષિઓના આશ્રમપદથી અલંકૃત બની હતી. અને એ આશ્રમપદના કુલપતિ હતા મહર્ષિ વાલ્મીકિ.

તમસાનાં નિર્મળ પાણીએ કેટલી ય વાર એ મહર્ષિને સ્નાનવડે પવિત્ર બનાવ્યા હશે અને પોતે પણ પવિત્ર બન્યાં હશે ! તમસાના કિનારાની આર્દ્ર માટીએ કેટલીયે વાર એ મહર્ષિના અને તેમના શિષ્ય ભરદ્વાજનાં ચરણોમાં પોતાનો આર્દ્ર ભક્તિઅર્ધ્ય ધર્યો હશે ! તમસા તીરનાં વનવૃક્ષોએ કેટલીય વાર પોતાની આથમાં તપ તપતા એ મહર્ષિના દેહ ઉપર છાયા કરી એમની તપશ્ચર્યામાં પુણ્યભાગ મેળવ્યો હશે !

તમસા તીરે એ દિવસ ઊગ્યો, જે દિવસે વાઙ્મય–ઇતિહાસમાં, જગત–ઇતિહાસમાં નવું પાનું ઉમેરાવાનું હતું. મહર્ષિ પોતાના અનુષ્ઠાન અર્થે એકાન્ત શોધતા કિનારા પર આમતેમ ફરતા હતા. તેવામાં તેમની દૃષ્ટિ ત્યાં આનન્દથી વિહરતા ક્રૌંચ–મિથુન પર પડી. પરન્તુ તેમનો એ આનન્દ ક્ષણજીવી હતો. ક્રૌંચની પાછળ કાળ, વ્યાધનું રૂપ લઈ ને ખડો હતો. તેણે શરસંધાન કર્યું અને ક્રૌંચને વીંધ્યા. દેહમાં પડેલા એના વ્રણ દ્વારા રુધિર અને પ્રાણ સાથે વહી ગયા. પ્રિયવિરહે

આવે છે કે એને જ્યારે છોડવામાં આવે ત્યારે વીજળીનો પ્રવાહ પહેલાં શરૂ થાય છે અને પછી કપાય છે અને એને લઈને વહી જતા ગેસમાંથી એક તણખો પસાર થાય છે અને ગેસ સળગી ઊઠે છે.

---

પોતાના પિતા બ્રહ્મદેવે કહેલા પ્રાયશ્ચિત્ત વિધાનને પાર ઉતારવા તેમની લાડકી પુત્રી સરસ્વતીએ મહર્ષિની જીભે નિવાસ કર્યો અને તેમને મુખેથી આદિકાવ્ય રામાયણનાં અમૃત-ઝરણાં ઝર્યાં. વેદના આકાશમાંથી કાવ્યગંગા આ લોકમાં અવતરી અને વાલ્મીકિ ભગીરથ બન્યા. સામગાનનું સંગીત રામગાન તરફ ઢળ્યું.

મહાનુભાવ વાલ્મીકિ હતા પ્રચેતા વરુણના પુત્ર વરુણદેવ એટલે વિશાલ વ્યોમને અને અગાધ મહાસાગરને શાસતા રાજાધિરાજ. એમના પુત્ર પણ વિશાલ વાગ્વ્યોમને અને અગાધ કાવ્ય મહાસાગરને શાસના રાજાધિરાજ હતા. અને એ વાગ્વ્યોમ અગણ્ય તારાઓના ચમકારાથી ભરેલું છે, એ કાવ્યમહાસાગર અનન્ત રત્નોનો સરજનહાર છે.

મહાકાવ્ય રામાયણ એ કોઈ કથાગ્રન્થ નથી. એ તો આર્યત્વના આદર્શનું જીવતું જાગતું મૂર્તિમન્ત સ્વરૂપ છે. એના સર્ગે સર્ગે અને શ્લોકે શ્લોકે માનવતાના પરિમલ પમરે છે, આર્ય-ભાવનાના જ્યોતિ-ઝબકાર લપકારે છે, જીવન-મન્થનનાં અને ઊંડાં ચિન્તનનાં અમૃત-બિન્દુઓ નીતરે છે.

મહાનુભાવ વાલ્મીકિનું ચરિત્ર-ચિત્રણ અદ્ભુત છે. નાનામાં નાનું પાત્ર હો કે મોટામાં મોટું, સુજનતાનું પ્રતીક હો કે દુર્જનતાનું પરન્તુ તેમના હાથમાં તો સૌ કોઈનું સ્વરૂપ અનુપમ થઈ જાય છે. પુત્રવિયોગે મરણશરણ થતા દશરથ, મૂર્તિમતી સ્ત્રીહઠ સમી અને નામ-માત્રની માતા કૈકેયી, અકારણ કુટિલતા અને અધમતાના અવતાર સમી દાસી મન્થરા: રામપાદુકા રાજ્યાસને સ્થાપી અને રાજ્યનો અનાદર કરી નન્દિગ્રામમાં તપસી જીવન ગાળતા ભ્રાતૃસ્નેહમૂર્તિ ભરત, નવોઢા પત્નીને અને વૈભવવિલાસને ત્યાગી તથા વલ્કલ ધારણ કરી ભાઈ-ભાભી સાથે અરણ્ય પ્રયાણ કરતા લક્ષ્મણ, સ્વામીભક્ત સારથિ સુમન્ત્ર, જન્મે અનાર્ય પરંતુ હૃદયે આર્ય ભીલરાજા ગુહ, રાજ્યલોભથી જ્યેષ્ઠ ભ્રાતા વાલિનો રામચન્દ્રને હસ્તે વધ કરાવનાર વાનરરાજ સુગ્રીવ, એક માત્ર રામમાં જ જીવનસર્વસ્વ સમર્પિત કરનાર વીર હનુમાન, સમસ્ત ભારતીય

આવે છે કે એને જ્યારે છોડવામાં આવે ત્યારે વીજળીનો પ્રવાહ પહેલાં શરૂ થાય છે અને પછી કપાય છે અને એને લઈને વહી જતા ગૅસમાંથી એક તણખો પસાર થાય છે અને ગૅસ સળગી ઊઠે છે.

---

એમનાં પ્રસંગ–આલેખનો પણ પ્રકૃતિવર્ણનો જેટલાં જ સચોટ અને હૃદયસ્પર્શી છે. દશરથને હાથે શ્રવણનું મૃત્યુ, રામચન્દ્રે જનકપુરીમાં કરેલો ધનુર્ભંગ અને રાજાઓનો માનભંગ, રામ અને પરશુરામનું મિલન, જનસ્થાનમાં સુવર્ણમૃગ અર્થે સીતાની હઠ, ત્રિદંડી વેષમાં રાવણ અને સીતાનો પ્રસંગ અને સીતાહરણ, પંખીરાજ જટાયુની માનવ કરતાં યે વિશેષ માનવતા અને રાવણને હાથે તેનો વધ, રામચન્દ્રે કરેલો જટાયુનો અગ્નિસંસ્કાર અને પિંડદાન, પંપાતીરે શબરીની પ્રેમ–તપસ્યા અને રામચન્દ્રે કરેલો અનુગ્રહ, વાલિવધ, હનુમાનનું સમુદ્રોલ્લંઘન, અશોકવાટિકામાં મુદ્રિકા–દર્શન, લંકાદહન, હનુમાનનો પશ્ચાત્તાપ, સમુદ્રદેવ અને રામચન્દ્ર, સેતુબંધન, રામચંદ્રનું કૃત્રિમ મસ્તક, રામલક્ષ્મણની મૂર્ચ્છા અને હનુમાનનું હિમાલયથી સંજીવિની આનયન, માયારચિત સીતાનો વધ, અપવાદભીરુ રામચન્દ્રે કરેલો સીતાત્યાગ, વાલ્મીકિઆશ્રમમાં કુશ–લવ–ઉછેર અને રામાયણગાન : આ છે કેટલાક અપ્રતિમ પ્રસંગવર્ણનો.

મહર્ષિનાં પાત્રો પ્રસંગોને સર્જે છે અને પ્રસંગો પાત્રોને સર્જે છે. પરંતુ પાત્રો અને પ્રસગો બંનેની ઉપર નિયંત્રણ રાખનારું તત્ત્વ કોઈ બીજું જ છે. અને તે છે સર્વ કોઈ કાવ્યોનો પ્રાણ, સર્વ કોઈ સાહિત્યનો આત્મા–રસ. સમસ્ત રામાયણમાં રસક્ષતિ ક્યાંય પણ નથી. ક્વચિત્ અદ્દભુત રસ પ્રધાન બને છે, ક્વચિત્ કુંભકર્ણાદિના પ્રસંગમાં હાસ્યરસ દેખા દે છે, ક્વચિત રૌદ્ર, ભયાનક અને બીભત્સ રસો પણ યુદ્ધકાંડમાં અને અન્યત્ર આવિર્ભૂત થાય છે. પરંતુ આરંભથી અન્ત સુધી પ્રાધાન્ય છે વીર-રસ મિશ્રિત કરુણ રસનું. ભવભૂતિ તો નાટ્ય–શાસ્ત્રના નિયમને લઈને ઉત્તરરામચરિતનો કરુણાન્ત ન લાવી શક્યા, પરન્તુ વાલ્મીકિને એવો કોઈ પ્રતિબન્ધ હતો નહિ. અને એ પોતાના કાવ્યમાં કરુણરસને સંપૂર્ણ ટોચ સુધી લઈ જઈ શક્યા.

આમ રામાયણ સર્વાંગસુન્દર છે.

* * *

ક્રૌંચી શોકમૂર્છાથી ધરણી પર ઢળી. પરમકારુણિક મહર્ષિએ ક્રોધ કરી વ્યાધને શાપ દીધો :

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वती : समाः ।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥

અગ્નિમાંથી જળની ઉત્પત્તિ તો સૃષ્ટિનો નૈસર્ગિક ક્રમ છે પરન્તુ અહીં તો અન્તરની આર્દ્રતામાંથી ક્રોધાગ્નિ ઉત્પન્ન થયો, અને એ અગ્નિમાંથી આકાશગુણ શબ્દ પ્રગટ થયો. અને એ શબ્દે સર્જ્યો વાઙ્મય સૃષ્ટિનો નૂતન મન્વન્તર.

એ અનુષ્ટુપ છન્દોબદ્ધ વાણી એકાએક તેમના મુખમાંથી નીકળી જવાથી તેમને આશ્ચર્ય થયું. અનુષ્ટુપ છન્દ તો માત્ર વેદોમાં જ હતો. તો શું પોતે મન્ત્રદ્રષ્ટા બની એ અનુષ્ટુપ છન્દોબદ્ધ મન્ત્ર જોયો હતો ? નહીં જ. અભિશાપરૂપ હોઈ એ વેદમન્ત્ર તો નહોતો જ. એ તો હતી લૌકિક વાક. અને તેથી જ એમને આશ્ચર્ય થયું. એ આશ્ચર્યની લાગણીએ સ્થાન આપ્યું પશ્ચાત્તાપને. પોતાથી અપયશ આપનારું કર્મ થયું. હવે એ અપયશને યશરૂપ શી રીતે કરવો ? તપરૂપ ચન્દ્રમાનું એ લાંછન શી રીતે દૂર કરવું ?

ચિન્તનમગ્ન મહર્ષિ વાલ્મીકિની સમક્ષ પિતામહ બ્રહ્મા પ્રગટ થયા. તે દિવસો એવા હતા જ્યારે દેવો મનુષ્યો સમક્ષ મૂર્ત સ્વરૂપે પ્રગટ થતા, અને બંને પરસ્પરને સહાય કરતા અર્ધ્યાદિકથી મુનિશ્રેષ્ઠે દેવશ્રેષ્ઠની પૂજા કરી અને પોતાના મનની મૂંઝવણ જણાવી. બ્રહ્મદેવે સ્મિત કર્યું. અને પ્રાયશ્ચિત્તનું વિધાન કર્યું જે અષ્ટાક્ષર અનુષ્ટુપ છન્દ સહજ એમના મુખમાંથી નીકળી પડયો હતો તેજ છન્દમાં ભગવાન રામચન્દ્રજીના સમગ્ર ચરિત્રનું તેમણે આલેખન કરવું અને એ યશવડે અપયશને ધોવો.

મનના કલુષિત જળને નિર્મળ કરવા માટે ઋષિવરને નિર્મળી મળી અને લૌકિક વાઙ્મય સરોવરને જલપૂરિત કરવા માટે જગતને આદિકવિ મળ્યો.

શીખવતું શાસ્ત્ર પણ હતું, એમ જણાય છે. ૐકારના ઉચ્ચારણની ચર્ચા પ્રસંગે તેમજ એક અન્ય પ્રસંગે પણ પાણિનિ-પૂર્વકાલીન તૈત્તિરીય-પ્રાતિશાખ્ય ગ્રન્થમાં વાલ્મીકિનો મત નોંધ્યો છે.

પ્રકાશ-કિરણોનું ત્રિપાર્શ્વકાચ વડે પૃથક્કરણ કરતાં અનેક મનોરમ રંગો તેમાંથી પ્રગટ થાય છે. મહર્ષિની પ્રતિભા-પ્રભાનું પણ અનેકમુખ ચિત્તવડે વિશ્લેષણ કરતાં પૃશ્નિરૂપ (સ્પેક્ટ્રોસ્કોપિક) રંગો તેમાંથી પ્રાદુર્ભૂત બને છે.

* *

મહાભારતે રામાયણકથાનો સાર કથ્યો છે. મત્સ્યપુરાણમાં રામાયણકાર વાલ્મીકિનો નામનિર્દેશ છે. કવિકુલગુરુ કાલિદાસે આદિકવિની પ્રતિભાને સ્વરચિત રઘુવંશમાં પ્રતિબિમ્બિત કરી છે. મહાકવિ ભવભૂતિએ મહાવીરચરિત અને ઉત્તરરામચરિતમાં મહર્ષિના આદિકાવ્યનું અનુરણન કર્યું છે. મહાકવિ ભાસકૃત પ્રતિમાનાટિકા અને અભિષેક, દિઙ્નાગ રચિત કુન્દમાલા, મુરારિકવિનો અનર્ઘરાઘવ, ભાસ્કર-ભટ્ટકૃત ઉન્મત્તરાઘવ, હનુમન વિરચિત મહાનાટક, રાજશેખરકૃત બાલરામાયણ, શક્તિભદ્રપ્રણીત આશ્ચર્યચૂડામણિ, જયદેવરચિત પ્રસન્નરાઘવ, મહાદેવકવિકૃત અદ્ભુત-દર્પણ, તે ઉપરાંત એકસો કરતાં પણ વધુ સંખ્યાની અધ્યાત્મ, આનન્દ, યોગવાસિષ્ઠ આદિ રામાયણો અને અન્ય રાઘવપાંડવીય આદિ અનેક કાવ્યો, તેમજ સમસ્ત ભારતવિદિત તુલસીકૃત માનસરામાયણ એ સર્વ છે મહર્ષિ વાલ્મીકિના આદિગાનના કાળગહ્વરોમાંથી ઊઠતા પ્રતિ-ધ્વનિઓ, એમની પ્રતિભાની ચિનગારીથી ચેતેલી દીપશિખાઓ.

મહર્ષિની વાણીને કાળના સીમાડાઓ નથી, તેમ સ્થળના સીમાડાયે આડા નથી આવતા. રામાયણના અનુવાદો ભારતની બહાર ગોરેઝિયોએ ઇટાલીમાં, હરમેન યાકોબીએ જર્મનીમાં, ફોશ અને ફસેલે ફ્રાન્સમાં, અને ગ્રિફિથે ઈંગ્લંડમાં પ્રસિદ્ધ કર્યા છે. તે ઉપરાંત આંશિક અનુવાદો તો યુરોપમાં અનેક થયા છે.

* * *

નારીગણના સ્ત્રીત્વનો આદર્શ બનેલા સતી સીતા, વિદ્વાન, બુદ્ધિમાન અને બ્રાહ્મણ છતાં મદગર્વિત અને અઘટિત કર્મ કરનારો રાક્ષસરાજ રાવણ, સત્ય અને ધર્મને અર્થે પોતાના સર્વ કુટુંબનો પરિત્યાગ કરનાર વિભીષણ: અને બીજાં અનેક પાત્રો વાલ્મીકિની કલાના અપ્રતિમ નમૂનાઓ છે.

રામ અને લક્ષ્મણ, રામ અને ભરત, વાલિ અને સુગ્રીવ, રાવણ અને કુંભકર્ણ, રાવણ અને વિભીષણ: આ સર્વ છે ભ્રાતૃયુગલો. પરંતુ પ્રત્યેક યુગલની ભાઈ–ભાઈના સંબન્ધની વિશિષ્ટતા તો માત્ર સિદ્ધહસ્ત કલાકાર વાલ્મીકિ જ આલેખી શકે. તે જ પ્રમાણે રામ–સીતા, દશરથ–કૈકેયી, લક્ષ્મણ–ઊર્મિલા, વાલિ–તારા, રાવણ–મન્દોદરી, એવાં બીજાં અનેક દંપતી–યુગલોનાં ચિત્રો વાલ્મીકિની કલ્પના–કલમે ચીતરાઈને રામાયણ ફલક ઉપર આવિર્ભૂત થયાં છે, પરંતુ પ્રત્યેક યુગલ અન્ય સર્વ કરતાં કોઈ જુદા જ રંગમિશ્રણે ચીતરાયું છે, કોઈ જુદી જ ચારિત્ર્ય–રેખા અંકિત કરે છે.

જગત્સ્રષ્ટાએ રચેલી સૃષ્ટિમાં જેમ કોઈ પણ માનવ બીજાને મળતો આવતો નથી, તેમ વાલ્મીકિરચિત રામાયણ–સૃષ્ટિમાં સેંકડો અને હજારો પાત્રોનો શંભુમેળો છે, પરન્તુ તેમાંનું દરેક અન્ય સહુ કોઈથી તદ્દન ભિન્ન છે.

મહર્ષિનાં પ્રકૃતિ–વર્ણનો જગતના સર્વોત્તમ પ્રકૃતિ–કાવ્યોમાં સ્થાન લઈ શકે તેવાં છે. આડંબરહીન સરળતા અને હૃદયંગમતા એ એમનાં પ્રકૃતિવર્ણનોનાં વિશિષ્ટ લક્ષણો છે. અયોધ્યાકાંડમાં ચિત્રકૂટ પર્વત અને મન્દાકિનીનાં વર્ણનો છે. અરણ્યકાંડમાં ગોદાવરી તીર અને પંચવટી–આશ્રમનાં વર્ણનો છે. પરંતુ સર્વોત્તમ વર્ણનો તો કિષ્કિન્ધા–કાંડમાં પંપાસરોવરનાં અને સુન્દરકાંડમાં અશોક–વાટિકાનાં છે. તે ઉપરાંત પંચવટીમાં હેમંત ઋતુનું અને કિષ્કિન્ધામાં વર્ષાઋતુનું વર્ણન, સૌ કોઈના અંતર ડોલાવે તેવાં છે. પ્રભાત, મધ્યાહ્ન અને સન્ધ્યાનાં, નદી, પર્વતો અને સમુદ્રનાં વર્ણનો તો આખા રામાયણમાં સર્વત્ર મળે છે.

## મહર્ષિ વાલ્મીકિનું ગણિતશાસ્ત્ર

આપણામાંના ઘણાખરા તો મહર્ષિ વાલ્મીકિને માત્ર રામાયણના કર્તા તરીકે જ જાણે છે. પરન્તુ એ જ મહર્ષિ ગણિતશાસ્ત્રના પણ પ્રખર આચાર્ય હતા એ વાત તો બહુ જ થોડા જાણતા હશે. બીજા અનેક પ્રાચીન ગ્રન્થોની જેમ એમનું ગણિતશાસ્ત્ર પણ કાલના ગર્ભમાં લીન થઈ ગયું છે, પણ એ ગણિતશાસ્ત્રમાં શા શા વિષયો હતા અને એ ગ્રન્થમાં સામાન્યતઃ શું બતાવવામાં આવ્યું હતું તેનું આછુંપાતળું દિગ્દર્શન જળવાઈ રહ્યું છે.

મહર્ષિ વાલ્મીકિનું ગણિતશાસ્ત્ર અત્યન્ત વિસ્તૃત હતું. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ મહાભૂતોની જુદી જુદી શકિતઓના પરસ્પર સંયોગ અને પ્રમાણનું તેમાં નિરૂપણ કરવામાં આવ્યું હતું સૃષ્ટિની અંદર રહેલી બધી વસ્તુઓમાં એ શકિતઓના સંકલનવડે ઉત્પન્ન થતા આણ્વિક, પૌષ્ણિક, આમ્લક, સ્નેહક, પિષ્ટક, લવણક, ગૈરિક વગેરે પદાર્થોનાં પ્રમાણ તેમ જ સર્વ વસ્તુઓના વિકાસ, વૃદ્ધિ, હ્રાસ વગેરેનાં પ્રમાણ એ શાસ્ત્રમાં વર્ણવવામાં આવ્યા હતાં.

એ ગણિતશાસ્ત્રમાં પચાસ અધ્યાય હતા. એ પચાસ અધ્યાયોમાં શું શું હતું તેનું ક્રમશઃ નિરૂપણ આ પ્રમાણે છે:

પહેલા અધ્યાયમાં અંક, બિન્દુ, વર્ણ, રેખા વગેરેનું શાસ્ત્રીય પારિભાષિક જ્ઞાન આપવામાં આવ્યું છે. બીજા અધ્યાયમાં, પહેલા ભાગમાં, અતલ, વિતલ વગેરે ચૌદ લોકમાં પ્રવર્તતા જુદા જુદા ગણિતોનું ટૂંક નિરૂપણ છે; બીજા ભાગમાં, કશ્યપ, ગણપતિ, છાયાપુરુષ,

મહાનુભાવ વાલ્મીકિનું રામાયણ તો સર્વવિદિત છે. પરન્તુ એ મહર્ષિ એક મહાસમર્થ વૈજ્ઞાનિક અને ગણિતવેત્તા હતા, તેની તો ઘણા થોડાને જ ખબર હશે.

ન હતી તે સમયે આજના જેવી વેધશાળાઓ કે ન હતાં ત્યાં દૂરદર્શક યા સૂક્ષ્મદર્શક કાચયન્ત્રો. ત્યાં તો હતા માત્ર એકાગ્રતાના વેધ, છતાંય મહર્ષિશિષ્ય ભરદ્વાજે સૂર્યકિરણોનાં પૃથક્કરણ કર્યાં, તેમની હજારો પ્રકારની શક્તિઓને પારખી અને પ્રયોજી. તેમનું રચેલું અંશુબોધિની શાસ્ત્ર હજુય એ પ્રાચીન વિજ્ઞાનની શાખ પૂરે છે. મહાન પુરુષોની કાર્યસિદ્ધિ બાહ્ય સાધનો પર કયાં આધાર રાખે છે?

અને કયાં હતી ત્યાં આજના જમાનાની આંખ આંજતી પ્રયોગશાળાઓ ? ત્યાં તો હતી માત્ર યોગશાળાઓ, યોગાભ્યાસીની પર્ણશાળાઓ અને વન-પર્વતનાં એકાન્ત. યોગાભ્યાસ દ્વારા જગતનાં સર્વ વિજ્ઞાનોની પ્રતીતિ થતી. યોગાભ્યાસ દ્વારા માનવ બુદ્ધિને ચકિત કરી દેતી અલૌકિક સિદ્ધિઓ પ્રાપ્ત થતી, યોગાભ્યાસ દ્વારા આત્મા અને બ્રહ્મનો સાક્ષાત્કાર થતો. એ યોગાભ્યાસથી જ મહર્ષિ વાલ્મીકિને ગણિતશાસ્ત્રનું સર્વતોમુખ જ્ઞાન થયું હતું.

* * *

મહર્ષિની પ્રતિભા માત્ર વાઙ્મય અને ગણિતમાં સીમિત નહોતી બની. એમણે સીતાપુત્રો કુશ અને લવને ધનુર્વેદ શીખવ્યો અને દિવ્ય અસ્ત્રો આપ્યાં. ભવભૂતિના ઉત્તરરામચરિત મતે એ વિદ્યા અને એ અસ્ત્રોના પ્રતાપે જ તે બન્નેએ રામચંદ્રના અશ્વમેધ યતના અશ્વની રક્ષા કરતા ચંદ્રકેતુને એના સૈન્ય સહિત પરાસ્ત કર્યો હતો.

મહર્ષિએ જ કુશ અને લવને તાલ, લય અને સર્ગબદ્ધ, સ્વર અને મૂર્ચ્છનાયુક્ત, રામાયણગાન શીખવ્યું હતું. જે ગાનના પ્રભાવે અયોધ્યાના પ્રજાજનોના નેત્રો આંસુ વરસતાં થયાં હતાં અને રામચન્દ્રનું હૈયું સ્નેહ વરસતું થયું હતું. એ છે તેમનું સંગીતકૌશલ.

એમનું રચેલું એક વાલ્મીકિ-શિક્ષા નામનું વાણીના ઉચ્ચાર

રહેલા મહાપથ–રેખાપથ– શક્તિપથ– વાતપથ– અદપથ– નક્ષત્રપથ વગેરે સાત કરોડ, છ લાખ, સાત સો એંસી મહાપથોનાં પ્રમાણ વગેરેનું નિરૂપણ છે. પંદરમા અધ્યાયના પહેલા ભાગમાં, શ્વેતવારાહ કલ્પના બ્રહ્માંડના આકારની ગણિતવડે સમષ્ટિરૂપે ગણતરી કરવામાં આવી છે; અને બીજા ભાગમાં શ્વેતવારાહ કલ્પની સૃષ્ટિના આકાશના વિભાગ પાડીને પરમાણુથી મહમેરુ સુધીના બધા પદાર્થોની પ્રશ્વાસ-આકુંચન-પ્રસરણ-ગમન-આગમન-તિર્યગ્ગમન- પ્રદક્ષિણધાવન-શયન - વ્યાયામ વગેરે ચોસઠ પ્રકારની ક્રિયાઓમાં જોઈતા આકાશના પ્રમાણનો નિર્ણય કરવામાં આવ્યો છે.

સોળમા અધ્યાયમાં, ગ્રહોના બહારના અને અંદરના આકાશનું માપ કેવી રીતે લેવું તેનું ગણિત આપ્યું છે. સત્તરમા અધ્યાયમાં, સૂર્ય વગેરે બધા ગ્રહોના પ્રકાશ, કિરણ, શક્તિ, તેમ જ તેના પ્રવાહ, તેના રેખામાર્ગો અને વેગ ઈત્યાદિની ગણતરી કરવાનું ગણિત બતાવ્યું છે. અઢારમા અધ્યાયમાં બીજા મહાભૂતો સાથે મિશ્રિત બનેલા આકાશનું પ્રમાણ તેમ જ ગ્રહણોનું ગણિત આપ્યું છે. ઓગણીસમા અધ્યાયમાં, ઈન્દ્રિયોથી અતીત એવાં અત્યન્ત સૂક્ષ્મ પ્રમાણોનું નિરૂપણ કર્યું છે. વીસમા અધ્યાયમાં, આકાશમાં રહેલા પ્રકાશ અને અંધકારનાં પ્રમાણ બતાવનારું ગણિત છે.

એકવીસમા અધ્યાયમાં, આગિયા જીવડાથી માંડીને સૂર્યમંડળની અંદર રહેલા પ્રકાશોની વ્યાપકતા, પ્રવાહ, પ્રસરણ, આવૃત્તિ, વેગ, શીત, ઉષ્ણ ઈત્યાદિનાં માપ કાઢવાનું ગણિત આપ્યું છે. બાવીસમા અધ્યાયમાં, તપાવેલા લોઢાના ગોળા, મસાલ, વગેરેના પ્રકાશની ગણતરી બતાવી છે. ત્રેવીસમા અધ્યાયમાં, હીરા વગેરે સાતસો ને પંદર જાતના પત્થરો તેમ જ અબરખ, ગેરુ, દર્પણ, ધાતુ, રેતી, જીવડાં, સાપ, માટી વગેરેમાં રહેલા પ્રકાશનું માપ કાઢવાનું ગણિત આપ્યું છે. ચોવીસમા અધ્યાયમાં, સૃષ્ટિમાં રહેલા ભૂતોદક અને અત્યક્તોદક નામના બે પ્રકારના પાણીના વિભાગ અને તેઓના પ્રમાણનું ગણિત દર્શાવ્યું છે. પચ્ચીસમા

વાલ્મીકિ એટલે વાઙ્મયના મનોરમ અરણ્યમાં મધુરાક્ષરે કૂજતા કોકિલ. કોકિલનાં કૂજન તો ક્ષણસ્મરનાં, અને વસન્તેતર ઋતુઓમાં વિરમી જાય એવાં પરન્તુ વાલ્મીકિનાં કૂજનને તો કાળના વહનનું ભાન પણ નથી. એ તો જાણે છે માત્ર એટલું જ કે સદાય કૂજવું, સદાય જનમનનું રંજન કરવું.

અને તમસા તીરે આંબાડાળીઓની પલ્લવઘટામાં છુપાયેલો એ કોકિલ પોતાનું દિવ્યગાન રેલ્યા છે. નથી એની પાસે ધ્વનિવાહક યન્ત્ર. છતાંય એનું ગાન સમસ્ત વિશ્વમાં સુણાય છે. અનંત યુગો વીત્યા છતાંય કાલપ્રવાહના તરંગો પર આરૂઢ બનીને એ ગાન હજીર પોતાનો દિવ્ય સંદેશ આપણને આપ્યા કરે છે. કાળની અવરોધક પાળોને ઓળંગીને હજુય એ ગીત-વારિ જગતના વિશાળ ક્ષેત્રને રસાળ કર્યા કરે છે.

વન્દન હો! એ યુગ-દ્રષ્ટા અને યુગ-સ્રષ્ટા મહતો મહીવાન વાલ્મીકિને!



ખેંચવા માટે જોઈતી વિદ્યુત્-શક્તિનું પ્રમાણ ગણિતવડે બતાવ્યું છે. બત્રીસમા અધ્યાયમાં, સૂર્ય વગેરે ગ્રહો, નક્ષત્રો આદિ સ્થૂલ ગોળાઓનાં રૂપમાં ચક્કરચક્કર ફરતી મહાવારુણ નામની શક્તિના અંશરૂપ અનેક જાતની વિદ્યુત્-શક્તિઓનું સમષ્ટયાત્મક માપ કાઢવાનું ગણિત આપવામાં આવ્યું છે. તેત્રીસમા અધ્યાયમાં જગતના તમામ સ્થાવર-જંગમ પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ એવી સૂર્ય-મંડળના ધ્રુવાદંડના શક્તિકેન્દ્રમાંથી (તિથિ-વાર-નક્ષત્ર-પક્ષ-માસ-ઋતુ-અયન-વર્ષ-મન્વન્તર-પ્રલય વગેરે સ્વરૂપમાં) બહાર પ્રસરતી વિદ્યુત્ શક્તિનું વ્યષ્ટયાત્મક માપ કાઢવાનું ગણિત બતાવ્યું છે. ચોત્રીસમા અધ્યાયમાં છેતાળીસ જાતનાં ક્ષેત્રગણિત (Trigonometry) છે. પાંત્રીસમા અધ્યાયમાં બત્રીસ જાતનાં રેખાગણિત (Geometry) છે.

છત્રીસમા અધ્યાયમાં, પચ્ચીસ જાતનાં બીજગણિત (Algebra) છે. સાડત્રીસમા અધ્યાયમાં સોળ પ્રકારની આંખની દૃષ્ટિના વેગ,વ્યાપકત્વ (Optometry) વગેરેનું માપ બતાવ્યું છે. આડત્રીસમા અધ્યાયમાં સાતસો ચૌદ જાતના કાચ દ્વારા, આકાશ-વાયુ-તેજ-જળ-પૃથ્વી વગેરેનાં તેમ જ સૂર્ય આદિ ગ્રહો અને નક્ષત્રોનાં સ્વરૂપ-ગતિ-વેગ-ચલન-પ્રકાશ-યુદ્ધ (યુતિ) વગેરે બત્રીસ ક્રિયાઓને પ્રત્યક્ષ જોવા માટેના ઉપાયો દર્શાવતું ગણિત આપ્યું છે. ઓગણચાળીસમા અધ્યાયના પહેલા ભાગમાં, પર્વતોના માપ કાઢવાનું ગણિત બતાવીને પછી બીજા ભાગમાં પર્વતોના પેટાળમાં રહેલા માર્ગોનાં માપ કાઢવાનું ગણિત આપ્યું છે. ચાળીસમા અધ્યાયમાં, પહેલા ભાગમાં ખનિજ પદાર્થોનું પ્રમાણ ગણિતથી બતાવીને પછી બીજા ભાગમાં તેમાં રહેલાં દ્રવ્યોના પ્રમાણનું ગણિત આપ્યું છે.

એકતાળીસમા અધ્યાયમાં, દેવશિલ્પ, માનુષશિલ્પ તેમજ ગન્ધર્વ-યક્ષ-રાક્ષસ વગેરેનાં શિલ્પો દર્શાવનારાં ૩૭૦૦ પ્રકારનાં ગણિત આપેલાં છે. બેતાળીસમા અધ્યાયમાં, પ્રાણીઓમાં રહેલી બત્રીસ પ્રકારની પ્રાણની ગતિનું ગણિત દર્શાવ્યું છે. તેંતાળીસમા અધ્યાયમાં પાર્થિવ વગેરે

સૂર્ય, બૃહસ્પતિ, ગર્ગ, જૈમિનિ, આંજનેય વગેરે વડે રચાયેલા અંકગણિત, બીજગણિત, રેખાગણિત, ભાવગણિત, શક્તિગણિત, વસ્તુગણિત, વાતગણિત, ચક્રગણિત, મંડલગણિત, તેમ જ નદી, નદ, સમુદ્રના વેગ અને તેઓની ઉપર સેતુઓ બાંધવાનું ગણિત વગેરે ત્રણસો અને પચ્ચીસ પ્રકારનાં ગણિતો બતાવીને, તેઓમાં વર્ણ, અંક, રેખા વગેરેનો ઉપયોગ કેવી રીતે થાય છે તે દર્શાવ્યું છે. ત્રીજા અધ્યાયમાં ભુવઃ, સ્વઃ, જન, તપ અને સત્ય એ ૭ લોકનાં ગણિત આપ્યાં છે ચોથા અધ્યાયમાં બત્રીસ પ્રકારની વિદ્યુતનાં ગણિત છે. પાંચમા અધ્યાયમાં બ્રહ્માંડને વહન કરનારી શક્તિઓના પ્રમાણ વગેરેનું વર્ણન છે.

છઠ્ઠા અધ્યાયમાં ઓગણીસ પ્રકારનું વાતગણિત (વાયુનું ગણિત) આપવામાં આવ્યું છે. સાતમા અધ્યાયમાં, વાતબિન્દુ, વાતકેન્દ્ર, વાતાવૃત્ત, વાતતરંગ, વાતપ્રવાહ તેમ જ વાતવેગને લઈ ને ઉત્પન્ન થતા ઉષ્ણતા, શીતલતા અને વિદ્યુત્ વગેરેના પ્રમાણ આપીને પછી તેમાં ઋતુઓવડે પડતા ફેરનું ગણિત આપવામાં આવ્યું છે. આઠમા અધ્યાયમાં, વાતાવરણ અને વાતમંડલની વિવિધ પ્રકારની ગતિઓ બતાવવામાં આવી છે. નવમા અધ્યાયમાં બે ભાગ છે તેમાં પહેલા ભાગમાં બીજા બધા દ્વીપોના વાયુઓનું ગણિત છે; અને બીજા ભાગમાં પૃથ્વીના ઉત્તર ગોળાર્ધમાં રહેલા જુદા જુદા દેશોમાં અક્ષાંશ–રેખાંશ વગેરેને કારણે થતા વાયુના ભેદ તેમ જ તેના પ્રવાહ અને વેગનાં પ્રમાણો બતાવ્યાં છે. દસમા અધ્યાયમાં, બીજા બધા મહાભૂતો સાથે વાયુનાં થતાં સંમિશ્રણોની ગણતરી વગેરે દર્શાવ્યું છે.

અગિયારમા અધ્યાયમાં, ભૂમુખ, ભૂગર્ભ, ભૂપૃષ્ઠ, ભૂકોશ વગેરેમાં રહેલા વાયુના પ્રમાણો કહ્યાં છે. બારમા અધ્યાયમાં, ઈથરમાં રહેલાં વાતગર્ભકિરણો અને તેઓના પ્રકારો, ઉત્પત્તિ, પ્રસરણ તેમ જ પ્રમાણ વગેરે આપ્યાં છે. તેરમા અધ્યાયમાં, આકાશને માપવાની રીતો વર્ણવી છે. ચૌદમા અધ્યાયમાં, પૃથ્વીથી સૂર્યમંડલ સુધી પથરાયેલા આકાશનું આવરણ, તેનાં પરિધિ અને કેન્દ્ર, તેમ જ તેમાં

## સંખ્યાવાચક શબ્દો

સંસ્કૃતમાં એક નિયમ છે કે अङ्कानां वामतो गतिः। —એટલે કે સંસ્કૃત ભાષા ગુજરાતી તેમ જ અંગ્રેજીની જેમ ડાબેથી જમણે લખાતી હોવા છતાં જ્યારે કોઈપણ આંકડો કે સંખ્યા લખવાની આવે છે ત્યારે એ જમણેથી ડાબે ( वामतः ) લખાય છે. આ નિયમ અંગ્રેજી અથવા ગુજરાતી સંખ્યાલેખન કરતાં ઊલટો છે.

માત્ર સંખ્યાલેખન જ નહિ પરંતુ સંખ્યાવાચન અર્થાત્ સંખ્યાવાચક શબ્દો બોલવાનું પણ લગભગ ઊલટું જ છે. અને એના પ્રત્યે કદાચ ઘણીખરી વ્યક્તિઓનું ધ્યાન ખેંચાયું નહિ હોય આપણે અહીં અંગ્રેજી, ગુજરાતી અને સંસ્કૃત ભાષાઓમાં સંખ્યાઓ કેમ બોલાય છે તેનો તુલનાત્મક નજરે વિચાર કરીએ.

મીંડાથી માંડીને દસ સુધીના આંકડાઓનાં નામો તો ત્રણે ભાષામાં સરળ રીતે જ બોલાય છે પરંતુ ત્યાર પછીની સંખ્યાઓની બાબતમાં ફરક પડી જાય છે. આપણે અહીં એ લક્ષમાં રાખવાની જરૂર છે કે અંગ્રેજી અને ગુજરાતી ભાષામાં એક અંકવાળી સંખ્યાઓને એકમ અથવા unit કહેવામાં આવે છે; બે અંકવાળી સંખ્યાઓમાં ડાબી બાજુથી પહેલો અંક દશકનો ( tensનો ) અને બીજો અંક એકમનો ગણાય છે; ત્રણ અંકવાળી સંખ્યાઓમાં ડાબી બાજુથી પહેલો અંક શતકનો ( hundredsનો ), બીજો દશકનો અને ત્રીજો એકમનો છે. દા. ત. અંગ્રેજીમાં '45' અથવા ગુજરાતીમાં '૪૫' લખીએ ત્યારે એમાં ચારનો અંક દશકનો છે અને પાંચનો અંક

અધ્યાયમાં, પાણીમાં રહેલી વિદ્યુત્ વાયુ, દ્રવ ( hydrogen? ) અને પ્રાણન ( oxygen? ) તેમ જ પાણીના પ્રવાહ, આવર્ત, તરંગ, પરપોટા, ફીણ, વેગ વગેરેનાં માપ કાઢવાના ઉપાયો આપ્યા છે.

છવ્વીસમા અધ્યાયમાં, પહેલા ભાગમાં ટેકરી, પર્વત વગેરેની તળેટી, વચલો ભાગ, ટોચ આદિની માપણી અને તેઓના આયુષના નિર્ણયની રીત જણાવવામાં આવી છે; બીજા ભાગમાં એ ટેકરી, પર્વતો વગેરેના પેટાળમાં રહેલી ખાણો અને ખનિજોને શોધી કાઢવાની ગણિતિક રીતો આપી છે. સત્તાવીસમા અધ્યાયમાં, પાણીના ધોધના વેગ, ઘૂમરી, વાછંટ, વરાળ, ટીપાં અને અણુઓ તેમ જ તે તે રૂપની પાછળ રહેલી તેની કારણાત્મક શક્તિનું ગણિત દર્શાવવામાં આવ્યું છે. અઠ્ઠાવીસમા અધ્યાયમાં, એંસી લાખ પાંચ હજાર અને સત્તર પ્રકારનાં જળનાં સ્વરૂપોનું અને તેઓમાં રહેલી રુચિ–ગુણ-લઘુ-ગુરુ-સૂક્ષ્મ-અતિસૂક્ષ્મ-કીટાણુ વગેરે ત્રણસો ને ઓગણીસ પ્રકારની શક્તિઓનું ગણિત બતાવ્યું છે અને પછી તેઓમાં થતા ફેરફાર તેમ જ કાળનો નિર્ણય કરવામાં આવ્યો છે. ઓગણત્રીસમા અધ્યાયમાં, સૃષ્ટિની અંદર રહેલા પરમાણુથી માંડીને મેરુ પર્વત સુધીના બધા નાના, મોટા, સ્થૂલ, સૂક્ષ્મ પદાર્થોમાં બહાર તેમ જ અંદર રહેલા વાડવ–જઠર વગેરે નામના નેવ્યાસી લાખ પ્રકારના અગ્નિઓનાં પ્રમાણનો ગણિતથી નિર્ણય કરવામા આવ્યો છે. ત્રીસમા અધ્યાયમાં, ધુમાડો, ગરમી, જ્વાળા, પ્રકાશ વગેરેનાં માપનો નિર્ણય બતાવ્યો છે.

એકત્રીસમા અધ્યાયમાં, પહેલા ભાગમાં, ઘર્ષણા–દ્રાવણી–પાક-જન્યા–જલપાત વગેરે બત્રીસ પ્રકારની વિદ્યુતનાં સ્વરૂપ, વ્યાપકતા અને વેગ તેમ જ ગરમીનાં માપનું ગણિત છે; અને બીજા ભાગમાં, સ્થાવર-જંગમ પદાર્થોનાં બાહ્ય સ્થૂલ સ્વરૂપની, બિમ્બની, છાયાની, ભાષાની અને ક્રિયાની છબી ખેંચવા માટે જોઈતી શક્તિનું તેમ જ એ પદાર્થોની અંદર રહેલા મનની, તેના વિકારોની, લોહી–માંસ–શિરા–મજ્જા–હાડકાં વગેરે સાત ધાતુઓની અને અન્નમય–પ્રાણમય વગેરે પાંચ કોશની

ગ્રહણ કરીએ છીએ, એટલે કે દશકનો અંક પહેલો અને એકમનો અંક પછી. જ્યારે સંસ્કૃતમાં આવી અસંગતિ નથી: એમાં તો જે ક્રમમાં બોલાય છે તે જ ક્રમમાં લખાય છે: દા. ત. एकविंशति- '૨૧'. આમ સંસ્કૃત સંખ્યાલેખન અને સંખ્યાવાચન સંપૂર્ણપણે સંવાદી અથવા સુસંગત ( consistent ) છે, જ્યારે ગુજરાતીમાં એ એવાં નથી.

હવે આપણે અંગ્રેજી તરફ નજર નાખીએ. એમાં સંયુક્ત સંખ્યા '21 'નો ઉચ્ચાર ' Twenty–one ' થાય છે અને એમાં દશકનો
૧ ૨
આંકડો પહેલો બોલાય છે. લખવામાં પણ બરાબર એ જ ક્રમ છે. એટલે અંગ્રેજીમાં પણ સંસ્કૃતની જેમ જ દ્વિઅંકી સંખ્યાઓનું લેખન અને વાચન એકબીજા સાથે સુસંગત છે. તે જ પ્રમાણે '46' અને '89' પણ અનુક્રમે ' Forty–six ' અને ' Eighty–nine '
૧ ૨ ૧ ૨
બોલાય છે.

આના ઉપરથી જણાય છે કે સંસ્કૃત અને અંગ્રેજી બંને ભાષાઓમાં આ બાબત પોતપોતાના સ્વરૂપમાં યોગ્ય છે. માત્ર ગુજરાતી જ લખવામાં અને બોલવામાં એકબીજાથી ઊલટો ક્રમ ધારણ કરે છે.

માત્ર આટલેથી જ આ વિસંગતિ પતતી નથી. જ્યારે આપણે ત્રિ–અંકી સંખ્યાઓ પર આવીએ છીએ ત્યારે તો ઊલટી એ વધી જાય છે. દા.ત. '૪૩૬' સંખ્યા ગુજરાતીમાં બોલાય છે તદ્દન બેહૂદી રીતે: ' ચારસો છત્રીસ.' આમાં શતકનો આંકડો પહેલો, એકમનો
૧ ૨ ૩
આંકડો વચ્ચે અને દશકનો આંકડો છેલ્લો આવે છે, પણ લખવામાં શતકનો પહેલો, એકમનો વચ્ચે અને દશકનો છેલ્લો આપે છે, હવે એ જ સંખ્યા ' Four hundred thirty— six ' એમ બોલાય
૧ ૨ ૩

સાડત્રીસ કરોડ પ્રકારના પરમાણુઓનાં પ્રમાણુના નિર્ણય અને ગણિત આપ્યાં છે. ચુમ્માળીસમા અધ્યાયમાં દરેક ઋતુમાં અને દરેક સ્થળમાં રહેલી ઘાસ-ઝાડ-વેલ વગેરે દરેક પ્રકારની વનસ્પતિઓ, બીજ અને અંકુરથી માંડીને પાંદડાંના ટોચના ભાગ સુધી પોતપોતાની ઉંમર અનુસાર અને પોતપોતાની જાતિ અનુસાર કેટલું કેટલું પાણી ખેંચે છે તેના પ્રમાણોનું ગણિત બતાવ્યું છે. પિસ્તાળીસમા અધ્યાયમાં, જૂ અને મચ્છરથી માંડીને બધા જંતુઓની ચામડી–માંસ લોહી વગેરે સાત ધાતુઓનાં માપનું ગણિત આપવામાં આવ્યું છે.

છેતાળીસમા અધ્યાયમાં ઝાકળ, ઠંડી, ગરમી, વરસાદ, તડકા વગેરેનાં માપનું ગણિત છે. સુડતાળીસમા અધ્યાયમાં વૈદ્યકશાસ્ત્રમાં બતાવેલા બધા રોગોની, દરેકના મૂળરૂપ વિષયથી આરંભીને તેઓના વિકાર અને છેવટના પરિણામ સુધીની, જુદેજુદે સમયે થતી વધઘટનું ગણિત આપ્યું છે. ઉડતાળીસમા અધ્યાયમાં, જવ વગેરે અનાજમાં, આંબા–આમળાં–ફણસ વગેરે ફળમાં અને કન્દમૂળમાં રહેલા વિષ, અમૃત અને સત્ત્વનાં માપ આપવામાં આવ્યાં છે. ઓગણપચાસમાં અધ્યાયમાં યન્ત્રોવડે છોડાતા લોખંડના ગોળા વગેરેના વેગની ગણતરી છે. પચાસમા અધ્યાયમાં, બીજા લોકો અને દ્વીપોનાં માપો આપ્યાં છે.

અહીં આપેલી વિષયસૂચિ ઉપરથી આપણને કંઈક ખ્યાલ આવે છે કે આપણું પ્રાચીન ગણિતશાસ્ત્ર કેટલું વિશાળ અને સર્વસ્પર્શી હતું. વળી મહર્ષિ વાલ્મીકિએ પોતે જ પોતાના ગણિતશાસ્ત્રના બીજા અધ્યાયમાં જે કશ્યપ, ગણપતિ વગેરે અન્ય ગણિતચાર્યોનાં નામો આપેલાં છે તે ઉપરથી એમ નિશ્ચય થાય છે કે વાલ્મીકિ મુનિ ઉપરાંત પણ બીજા અનેક ગણિતવેત્તાઓ થઈ ગયા છે કે જેની કૃતિઓનું અત્યારે તો નામનિશાન પણ રહ્યું નથી.

(શ્રી મધુસૂદન સરસ્વતીના 'પ્રસ્થાનભેદમ્' પુસ્તકને આધારે.)

---

જમીનમાં લાકડી કે થાંભલો ખોસીને એની છાયાનું નિરીક્ષણ કરવા ઉપરથી કાળ જાણી શકાતો. એટલું જ નહિ, પણ વરસ દરમિયાન મધ્યાહ્નને સમયે અન્ય ઋતુની સરખામણીમાં જે ઋતુમાં પડછાયો સૌથી વધારે લાંબો હોય ત્યારે શિયાળો હોય અને સૌથી ટૂંકો હોય ત્યારે ઉનાળો હોય, તેમ જ પડછાયાનું માપ આ બેની વચમાંનું હોય ત્યારે વસંત અથવા પાનખર ઋતુ હોય એમ તેઓ નક્કી કરતા. આમ ઋતુઓનો નિર્ણય પણ છાયા પરથી કરી શકાતો. છાયા-ઘડિયાળો (અંગ્રેજી સનડાયલો) પણ પડછાયાના આધાર પર જ રચાતા.

ઇજિપ્તના ખેડૂતો સૂર્ય ઉપરાંત લુબ્ધક (અં. સિરિયસ) નામના તારાને આધારે પણ ખેતીની ઋતુ નક્કી કરતા. જ્યારે સૂર્યોદયની પહેલાં પૂર્વ દિશામાં એ તારો ઊગતો દેખાય ત્યારે નાઈલ નદીમાં પૂર આવવાનો અને તે સમયને તેઓ ખેતીને માટે સિંચાઈનો સમય લેખાતા.

ઋતુઓની ગણના કરવા માટે સૂર્ય અને તારા ઉપયોગી હતા, પણ મહિનાઓની ગણતરીને માટે પ્રાચીન લોકો ચંદ્રનો ઉપયોગ કરતા. આથી વર્ષની ગણતરી, એક સૂર્ય પરથી અને બીજી ચંદ્ર પરથી એમ બે પ્રકારની બની ગઈ અને એ બે વચ્ચે મેળ બેસતો નહિ. વળી, સૂર્યના પ્રકાશમાં પડતા પડછાયા પરથી રચાયેલું કેલેન્ડર તારાના ઉદય પરથી રચાતા કેલેન્ડર સાથે પણ બંધબેસતું ન થતું. આથી ઘણી પ્રજાઓમાં એકીસાથે એક કરતાં વધારે પ્રકારનાં વર્ષો ગણવાની પદ્ધતિ પ્રચલિત હતી. મધ્ય અમેરિકાની મય જાતિમાં એક સાથે પાંચ પ્રકારની વર્ષગણતરી થતી હતી.

આમ, વર્ષનું માપ નક્કી કરવામાં બધા જ દેશોમાં મુશ્કેલી અનુભવવામાં આવતી પણ દિવસનું માપ કાઢવામાં તેમને આવી કશી પણ મુશ્કેલી પડતી ન હતી. એક મધ્યાહ્નની છાયાથી બીજા મધ્યાહ્નની છાયા સુધી, અથવા એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધી યા એક મધ્યરાત્રિથી બીજી મધ્યરાત્રિ સુધીના સમયને તેઓ સહેલાઈથી માપી શકતા. આ પદ્ધતિ પૃથ્વીના પોતાની ધરીની આસપાસના દૈનિક પરિ-

એકમનો છે. પણ જો સંસ્કૃતમાં '૪૫' લખાયું હોય તો એ પિસ્તાળીસ ન વંચાય પણ ચોપન વંચાય; માટે જો પિસ્તાળીસ લખવું હોય તો '૫૪' એમ લખવું પડે.

આપણને સહજે જ વિચાર આવે કે આમ કેમ થયું હશે.

એની પાછળ સંખ્યાવાચક શબ્દોનો ઇતિહાસ રહેલો છે અને એ આ ફેરફાર માટે જવાબદાર છે. આપણે આપણા આ કામચલાઉ હેતુને માટે એક આંકડાવાળી સંખ્યાને સાદી અથવા એકાંકી સંખ્યા કહીશું અને એક કરતાં વધારે આંકડાવાળી સંખ્યાને સંયુક્ત અથવા અનેકાંકી સંખ્યા કહીશું.

હવે એ તો સ્પષ્ટ છે કે જે સાદી અથવા એકાંકી સંખ્યાઓ છે, (મીંડાથી નવ સુધીની) તેમની બાબતમાં તો ક્રમનો પ્રશ્ન ઊભો થતો જ ન હોવાને કારણે ત્રણે ભાષામાં એ એકસરખી જ લખાય છે અને બોલાય પણ છે. પણ જે સંયુક્ત અથવા અનેકાંકી સંખ્યાઓ છે તેમનું લખાણ તો જુદું પડે છે જ, પણ સાથે સાથે તેમનું બોલવાનું કાર્ય પણ જુદું પડે છે.

આપણે પહેલાં બે-અંકી એટલે કે દશક અને એકમવાળી સંખ્યાઓ લઈએ. દા. ત. '૨૧'. આપણે આ સંખ્યાનો ઉચ્ચાર સંસ્કૃતમાં एकविंशतिः (૧ ૨) તેમ જ ગુજરાતીમાં 'એકવીસ' (૧ ૨) કરીએ છીએ: આમાં એકમનો અંક '૧' (એક) પહેલાં વાંચીએ છીએ અને દશકનો અંક '૨' (વીસ) પછી બોલીએ છીએ. તે પ્રમાણે બીજી સંખ્યાઓમાં પણ (દા. ત. '૪૬'—षट्चत्वारिंशत् (૧ ૨), છેતાળીસ (૧ ૨); '૮૯'—नवाशीति (૧ ૨), નેવ્યાશી (૧ ૨)) એકમનો અંક પહેલો અને દશકનો અંક બીજો બોલીએ છીએ. પણ જ્યારે ગુજરાતીમાં આંકડા લખીએ છીએ ત્યારે બોલવા કરતાં ઊંધો જ ક્રમ આપણે

જમીનમાં લાકડી કે થાંભલો ખોસીને એની છાયાનું નિરીક્ષણ કરવા ઉપરથી કાળ જાણી શકાતો. એટલું જ નહિ, પણ વરસ દરમિયાન મધ્યાહ્નને સમયે અન્ય ઋતુની સરખામણીમાં જે ઋતુમાં પડછાયો સૌથી વધારે લાંબો હોય ત્યારે શિયાળો હોય અને સૌથી ટૂંકો હોય ત્યારે ઉનાળો હોય, તેમ જ પડછાયાનું માપ આ બેની વચમાંનું હોય ત્યારે વસંત અથવા પાનખર ઋતુ હોય એમ તેઓ નક્કી કરતા. આમ ઋતુઓનો નિર્ણય પણ છાયા પરથી કરી શકાતો. છાયા-ઘડિયાળો (અંગ્રેજી સનડાયલો) પણ પડછાયાના આધાર પર જ રચાતા.

ઇજિપ્તના ખેડૂતો સૂર્ય ઉપરાંત સુદર્શન (અં. સિરિયસ) નામના તારાને આધારે પણ ખેતીની ઋતુ નક્કી કરતા. જ્યારે સૂર્યોદયની પહેલાં પૂર્વ દિશામાં એ તારો ઊગતો દેખાય ત્યારે નાઈલ નદીમાં પૂર આવતાં અને તે સમયને તેઓ ખેતીને માટે સિંચાઈનો સમય લેખાતા.

ઋતુઓની ગણના કરવા માટે સૂર્ય અને તારા ઉપયોગી હતા, પણ મહિનાઓની ગણતરીને માટે પ્રાચીન લોકો ચંદ્રનો ઉપયોગ કરતા. આથી વર્ષની ગણતરી, એક સૂર્ય પરથી અને બીજી ચંદ્ર પરથી એમ બે પ્રકારની બની ગઈ અને એ બે વચ્ચે મેળ બેસતો નહિ. વળી, સૂર્યના પ્રકાશમાં પડતા પડછાયા પરથી રચાયેલું કેલેન્ડર તારાના ઉદય પરથી રચાતા કેલેન્ડર સાથે પણ બંધબેસતું ન થતું આથી ઘણી પ્રજાઓમાં એકીસાથે એક કરતાં વધારે પ્રકારનાં વર્ષો ગણવાની પદ્ધતિ પ્રચલિત હતી. મધ્ય અમેરિકાની મય જાતિમાં એક સાથે પાંચ પ્રકારની વર્ષગણતરી થતી હતી.

આમ, વર્ષનું માપ નક્કી કરવામાં બધા જ દેશોમાં મુશ્કેલી અનુભવવામાં આવતી પણ દિવસનું માપ કાઢવામાં તેમને આવી કશી પણ મુશ્કેલી પડતી ન હતી. એક મધ્યાહ્નની છાયાથી બીજા મધ્યાહ્નની છાયા સુધી, અથવા એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધી યા એક મધ્યરાત્રિથી બીજી મધ્યરાત્રિ સુધીના સમયને તેઓ સહેલાઈથી માપી શકતા. આ પદ્ધતિ પૃથ્વીના પોતાની ધરીની આસપાસના દૈનિક પરિ-

છે, એટલે કે શતક પહેલાં, દશક વચ્ચે અને એકમ છેલ્લાં આ રીતે તદ્દન સુયોગ્ય છે. સંસ્કૃતમાં પણ ' षट्- त्रिशदधिकं चतुःशतम्'
૧ ૨ ૩
એમ બોલાય છે, જેમાં એકમ પહેલાં, દશક વચ્ચે અને શતક છેલ્લાં: આ પણ, અંગ્રેજી કરતાં ઊલટી જ રીત હોવા છતાં તદ્દન સુયોગ્ય રીત છે.

આપણે ગુજરાતીમાં આપણી આવી 'ગડબડિયા ' પદ્ધતિથી એટલાં તો ટેવાઈ ગયાં છીએ કે એની આ વિસંગતિ પ્રત્યે આપણી નજર સુદ્ધાં જતી નથી. આવી 'ગોટાળાવાળી' પદ્ધતિથી લખવાનો આરંભ ક્યારથી થયો તે નક્કી કરવાનું કામ ઇતિહાસના સંશોધકોનું છે. કદાચ ભારતીય અને પાશ્ચાત્ય પદ્ધતિઓના વર્ણસંકર સંતાન રૂપે થયો હોય તો નવાઈ નહિ.

---

અમુક અંશ જેટલી પૃથ્વીની ગતિ મંદ થતી જાય છે.

આ અત્યંત નાની અનિયમિતતાઓ માપવાને માટે ખગોળશાસ્ત્રી અને ભૂભૌતિકશાસ્ત્રીને કાળનું કોઈ સ્પષ્ટ ધોરણ અને ખાસ કરીને સેકંડનું નિશ્ચિત માપ જરૂરનું છે.

એટલે ' નિયમિત સેકંડ ' નક્કી કરવા માટે તાજેતરમાં જ એક નવી પદ્ધતિ શોધાઈ છે. તારાઓની અંદરથી થતી ચંદ્રની ગતિનાં નિરીક્ષણોના આધાર પર એ રચવામાં આવી છે. આ ગતિ ' ઘડિયાળ'ની ગરજ સારે છે. તારાઓનું સ્થાન અને ચંદ્રની ગતિનો વેગ ખગોળશાસ્ત્રીઓ જાણતા હોઈ સમય બરાબર કહી શકે છે.

તારાઓમાંથી પસાર થતા ચંદ્રનો ફોટોગ્રાફ લેવાય છે અને એ ફોટોગ્રાફ ઉપર ચંદ્રથી તારાના અંતર મપાય છે. એ માપ એટલાં તો સ્પષ્ટ છે કે તેમને લેવામાં ચંદ્રની સપાટી પરના પર્વતોને પણ ગણિત કરતી વખતે ધ્યાનમાં લેવામાં આવે છે. પૃથ્વીના પરિભ્રમણને આધારે નક્કી કરાયેલા ઘડિયાળનો કેટલા વાગે ફોટોગ્રાફ લેવામાં આવ્યો છે તે ખગોળવેત્તા જાણતો હોઈ ફોટોગ્રાફમાં દર્શાવ્યા મુજબ તારાઓમાં ચંદ્ર અમુક સ્થાને ક્યારે હતો તેનો સમય એ નક્કી કરે છે.

આ બેની વચ્ચેનો ફરક બહુ જ ઓછો છે. પણ ચંદ્રની ગતિ એટલે કે 'ચાંદ્રકાળ' નિયમિત છે અને તેથી નવી સેકંડ એના આધાર પર જ રચવાનું ખગોળવેત્તાઓએ નક્કી કર્યું છે. ચાંદ્રકાળ બહુ જ સાવધાનીપૂર્વક ગણતરી કરાયેલા ચાંદ્રપંચાંગ પરથી નક્કી કરાતો હોઈ એને 'ચાંદ્રકાળ' ( એફિમેરિસ ટાઈમ ) કહેવામાં આવે છે અને એના આધાર પર રચાયેલી સેકંડને ' ચાંદ્ર સેકંડ ' ( એફિમેરિસ સેકંડ ) કહે છે.

આને માટે નવા ચાંદ્ર કેમેરા પણ તૈયાર થયા છે અને એવા વીસ કેમેરાઓ ઉત્તર તથા દક્ષિણ અમેરિકા, યુરોપ, હવાઈ, ઓસ્ટ્રેલિયા, ન્યૂઝીલૅંડ, જાપાન, ભારત ને આફ્રિકામાં મોકલવામાં આવ્યા છે. આ બધાને પરિણામે ૧૯૫૮ની સાલમાં કાળનું અતિશય ચોક્કસ માપ

બેબિલોનમાં પણ એક નળી વાટે પાણીને
તેનું વજન કરીને કાળની ગણતરી ..
બીજા પણ શબ્દો છે: નાડિ, નાડી, ન
આ બધાનો અર્થ છે નળી. અમુક
નળીમાંથી અમુક માપનું પાણી જેટલા
આ નામો આપવામાં આવતાં. એ
ગણતરીને હિસાબે ચોવીસ મિનિટનો
ઉપયોગ પણ કાળ-માપનમાં કરવામાં અ
શીશીને સૌ કોઈ જાણે છે.

આજે આપણા દેશમાં સર્વત્ર '
રિવાજ છે. સમય જણાવવા માટે .
આવતા કે તોપ ફૂટતી. આજે પણ '
કેટલાક બંગલાઓમાં પણ, જેટલા
કરવામાં આવે છે. આવા ટકોરાને સં
છે. 'પ્રહર' એટલે પ્રહાર કરવો; વગા.
સના મળી આવા આઠ પ્રહર (

પ્રાચીન કાળમાં સમુદ્રકિનારે .
ભરતી-ઓટ નિયમિત સમયે જ આ
કાળની ગણતરી થતી. સમુદ્ર કિનારા '..
તમાં શબ્દ છે 'વેલા.' એના ઉપરથી
ઈતર ભાષાઓમાં વેળા અથવા વેળ શબ્દ

સૂર્ય, ચંદ્ર અને તારાઓ ઉપરથી '
તો આખા જગતમાં છેક પ્રાચીન સમયથી
ધર્મગુરુઓએ ૭ હજાર વર્ષ પહેલાં પણ '
માત્ર એક કે બે મિનિટનો જ ફરક હતો.

. ઇજિપ્તમાં તેમ જ હિંદુસ્તાનમાં સૂર્ય
સ્થી કાળનું માપ અને ઋતુઓના ફેરફારો

ઉપર આ અણુઓ અંકુશ રાખે છે.

થૅલિયમ એક મુલાયમ, સફેદ અને રીસા જેવું દેખાતું દ્રવ્ય છે. અને નવા સ્વિસ ઘડિયાળમાં એના અણુઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે. એ એક વિચિત્ર વાત છે કે આ દ્રવ્યનો બીજો એકમાત્ર ઉપયોગ ઊંદરો મારવા માટેનું ઝેર બનાવવામાં થાય છે. સીસિયમ અને રૂબિડિયમના અણુઓ અથવા એમોનિયાના રેણુઓ( મોલેક્યુલ )વાળાં બીજાં અણુ ઘડિયાળો કરતાં સ્વિસ પ્રયોગશાળાનું આ થૅલિયમનું ઘડિયાળ ઘણું વધારે ચોક્કસ સમય આપે છે.

આ અણુ-ઘડિયાળોની સમય માપવાની રીત તો બીજાં સામાન્ય કાળમાપનનાં સાધનોના જેવી જ છે, પણ તેઓ બીજાં કોઈ પણ સાધન કરતાં વધુ ખાનરીભર્યાં છે. બીજાં સાધનો બરાબર સમય આપે છે કે નહિ તે નક્કી કરવા માટે તેમને પૃથ્વીની ચોવીસ કલાકની દૈનિક પરિભ્રમણગતિ સાથે સરખાવવામાં આવે છે. વેધશાળાઓમાં આ દૈનિક ગતિની નોંધ અમુક નક્કી કરાયેલો તારો પૃથ્વી પરના અમુક બિંદુ પરથી ક્યારે પસાર થાય છે તેના ઉપરથી કરવામાં આવે છે. પણ પૃથ્વીનો પરિભ્રમણ-સમય બરાબર ચોવીસ કલાકનો નથી. કોઈ હજી સુધી અજ્ઞાત રહેલાં કારણોને લીધે એમાં નહિ જેવો તફાવત પડે છે. આને પરિણામે વખતની ગણતરીમાં ૨૩૧ દિવસે એક સેકંડ જેટલી ભૂલ ઊભી થવા પામે છે. આમ તો આ અનિયમિતતા ખૂબ જ નાની છે, પણ વિજ્ઞાનની નજરે એ ઘણી અગત્યની બની જાય છે. પરંતુ અણુ પૃથ્વી કરતાં વધુ નિયમિત ગતિથી સ્પન્દો ઉત્પન્ન કરે છે અને તેથી પૃથ્વી કરતાં એ વધુ ભરોસાપાત્ર ઘડિયાળ બને છે.

દરેક અણુ અથવા રેણુની સ્પંદિત થવાની રીતનો આધાર એના ઘડતર પર છે. દાખલા તરીકે, એમોનિયાના રેણુમાં ચાર અણુઓ છે અને તેઓ ત્રણ બાજુઓવાળા પિરામિડના આકારમાં ગોઠવાયેલા હોય છે. આ પિરામિડના પાયાના દરેક ખૂણામાં એક-એક એમ ત્રણ હાઈડ્રોજન-અણુઓ છે અને એની ટોચ પર એક નાઈટ્રોજન-અણુ છે.

બેબિલોનમાં પણ એક નળી વાટે પાણીને વાસણમાં ટપકવા દઈને તેનું વજન કરીને કાળની ગણતરી કરાતી. ઘડીને માટે સંસ્કૃતમાં બીજા પણ શબ્દો છે : નાડિ, નાડી, નાડિકા; નાલિ, નાલી, નાલિકા; આ બધાનો અર્થ છે નળી. અમુક નિશ્ચિત માપના કાણાવાળી નળીમાંથી અમુક માપનું પાણી જેટલા સમયમાં ટપકે તેટલા સમયને આ નામો આપવામાં આવતાં. એ સમય આજની કલાક-મિનિટની ગણતરીને હિસાબે ચોવીસ મિનિટનો હતો. પાણીને બદલે રેતીનો ઉપયોગ પણ કાળ–માપનમાં કરવામાં આવતો હતો. ડમરુ જેવી કાચની શીશીને સૌ કોઈ જાણે છે.

આજે આપણા દેશમાં સર્વત્ર 'કેટલા વાગ્યા' એમ પૂછવાનો રિવાજ છે. સમય જણાવવા માટે અગાઉ ઘંટ અથવા ડંકા વગાડવામાં આવતા કે તોપ ફૂટતી. આજે પણ ઘણાં મંદિરોમાં અને રાતને વખતે કેટલાક બંગલાઓમાં પણ, જેટલા વાગ્યા હોય તેટલા ડંકાના ટકોરા કરવામાં આવે છે. આવા ટકોરાને સંસ્કૃતમાં 'પ્રહર' કહેવામાં આવે છે. 'પ્રહર' એટલે પ્રહાર કરવો; વગાડવું, ટકોરા કરવા. રાત ને દિવસના મળી આવા આઠ પ્રહર ('પહોર') ગણાતા.

પ્રાચીન કાળમાં સમુદ્રકિનારે વસતા લોકો જાણતા કે સમુદ્રમાં ભરતી–ઓટ નિયમિત સમયે જ આવે છે. એટલે એના પરથી પણ કાળની ગણતરી થતી. સમુદ્ર કિનારા પરની ભરતીની રેખા માટે સંસ્કૃતમાં શબ્દ છે 'વેલા.' એના ઉપરથી જ સંસ્કૃત, ગુજરાતી અને ઈતર ભાષાઓમાં વેળા અથવા વેળ શબ્દ કાળનો વાચક બન્યો છે.

સૂર્ય, ચંદ્ર અને તારાઓ ઉપરથી કાળની ગણતરી કરવાની પદ્ધતિ તો આખા જગતમાં છેક પ્રાચીન સમયથી જ પ્રચલિત છે. ઇજિપ્તના ધર્મગુરુઓએ છ હજાર વર્ષ પહેલાં પણ વર્ષનું જે માપ કાઢેલું તેમાં માત્ર એક કે બે મિનિટનો જ ફરક હતો.

ઇજિપ્તમાં તેમ જ હિંદુસ્તાનમાં સૂર્યપ્રકાશમાં પડતી છાયા ઉપરથી કાળનું માપ અને ઋતુઓના ફેરફારો નક્કી કરવાની પદ્ધતિ હતી.

## કાળ–ગણના

થિયૉસૉફી અને રહસ્યવિદ્યા (Occultism)નાં પુસ્તકોમાં સાયકૉમેટ્રી (Psychometry) નામની એક વિદ્યાનો ઉલ્લેખ આવે છે. ગઢ કે મહેલ જેવા કોઈ પણ પ્રાચીન ઐતિહાસિક સ્થાનના બાંધકામના પથ્થર કે એવા બીજા કોઈ પદાર્થની કાંકરી એક કાગળના પરબીડિયામાં મૂકી એને બંધ કરવામાં આવે છે. પછી એ પરબીડિયાને જેનામાં સાયકૉમેટ્રીની છૂપી શક્તિ રહેલી હોય એવા કોઈ માધ્યમ (Medium અથવા Psychometer)ના કપાળ પર અડકાડવામાં આવે છે. એ છૂપી શક્તિના પ્રતાપે માધ્યમ કાંકરી દ્વારા એ જ્યાંથી લેવામાં આવી હોય તે સ્થાન સાથે સંપર્કમાં આવે છે અને આમ, ઘણાં પ્રાચીન સ્થળોનો હજી સુધી અજ્ઞાત રહેલો ઇતિહાસ એ સાયકૉમેટ્રીની શક્તિ દ્વારા ઊકેલી શકાય છે એવો દાવો એ વિદ્યાને માટે કરવામાં આવે છે.

આ વાત સાચી હો કે ન હો પરંતુ આના જેવી એક બીજી શક્તિ ભૌતિક વિજ્ઞાને હમણાં થોડાં વર્ષો થયાં પ્રાપ્ત કરી છે. જો કે એ શક્તિ દ્વારા આખો પ્રાચીન ઇતિહાસ કંઈ ઊકેલી શકાતો નથી, પણ અમુક અત્યંત જૂના અવશેષોનો કાળનિર્ણય તો ખૂબ જ સ્પષ્ટતાથી અને ચોક્કસાઈથી થઈ શકે છે.

આપણે જોઈએ છીએ કે કુદરતમાં કોઈ અજબ નિયમિતતા છે. સૂર્ય, ચંદ્ર, તારાઓ અને પૃથ્વી વગેરે ગ્રહોની ગતિ હજારો તો શું પરંતુ કરોડો વર્ષોથી એકધારી અવિચ્છિન્ન ચાલી આવે છે. નથી એમાં

ભ્રમણના આધારે રચાઈ છે. આજે પણ એ જ પદ્ધતિ ચાલે છે.

પણ ૧૯૩૯–'૪૦માં એક અત્યંત વિચિત્ર હકીકત જાણવા મળી. ખગોળવેત્તાઓએ તેનું સમર્થન કર્યું. આ પહેલાં મનાતું કે પૃથ્વીની પોતાની ધરીની આસપાસની ગતિ બરાબર નિયમિત વેગથી જ થાય છે. પણ એ ગતિમાંયે અનિયમિતતા છે અને પૃથ્વી વારાફરતી ધીમી પડી જાય છે અને ઝડપી બને છે. જ્યારે ખગોળવેત્તાઓએ ચંદ્ર અને ગ્રહોની ગતિની સાથે પૃથ્વીની ગતિને બારીકાઈથી સરખાવી ત્યારે આ વાતની જાણ થઈ. આ ફેરફારો ત્રણ સ્વરૂપના છે: ઋતુ–ઋતુમાં થનારા, અનેક વર્ષોમાં થનારા અને હજારો વર્ષોમાં થનારા.

અલબત્ત, આ ફેરફારો એટલા અલ્પ છે કે આપણા રોજિંદા જીવનમાં તેનાથી કશો ફરક પડતો નથી. પૃથ્વીની ધરીના પરિભ્રમણના આધારે રચાયેલાં બધાં ઘડિયાળો એથી ખોટાં પડે. તો પછી સાચું અને નિયમિત ઘડિયાળ કયું અને સમયનું સર્વમાન્ય ધોરણ પણ કયું? માટે પૃથ્વીની ગતિના આ ફેરફારો બરાબર નક્કી કર્યા વિના છૂટકો જ નથી.

જો આપણે પૃથ્વીની સરેરાશ ગતિ લઈએ અને પૃથ્વીના સરેરાશ ૨૪ કલાકના દિવસ સાથે બરાબર બંધબેસતું અને હમેશાં બરાબર સમય બતાવતું 'પર્ફેક્ટ' ઘડિયાળ એના આધાર પર મૂકીએ તો આપણને ચમકાવી મૂકનારી એક ઘટના જાણવા મળે. બે હજાર વર્ષ પહેલાં એ ઘડિયાળ ૨.૬ કલાક પાછળ હોત, ઈ. ૧૭૫૦ની સાલમાં એ ઘડિયાળ બરાબર હોત, ૧૮૫૦માં બે સેકંડ ધીમું હોત, ૧૯૦૦માં ૩.૯ સેકંડ આગળ હોત અને ૧૯૪૦માં ૨૪.૫ સેકંડ પાછળ હોત. 'પર્ફેક્ટ' ઘડિયાળે તો હમેશ બરાબર સમય જ બતાવ્યો હોત, પણ પૃથ્વીની ગતિમાં ફેરફારો થવાને કારણે આટલો ફરક પડી ગયો હોત.

આ ફેરફારો ઉપરાંત લાંબી મુદતના ફેરફારોથી પણ પૃથ્વીની ગતિ ધીમી પડતી જાય છે. એમ ગણતરી કરવામાં આવી છે કે દરિયાની ભરતીના ઘસારાની અસરને કારણે દરેક સૈકાની અંદર સેકંડના

શકતાં હોય અને એ 'કિરણો'ના ઉત્સર્ગ વડે યુરેનિયમના અણુઓ ભગ્ન બની જતા હોવા જોઈએ. એનો આ તર્ક સાચો નીવડ્યો.

ત્યાર પછી તો એના જેવા અનેક પ્રકારના કિરણોત્સર્ગી અણુઓ શોધાયા, જેમનો કાર્બન-૧૪ ચાલુ સૈકાની ત્રીસીમાં માલૂમ પડ્યો. એની શોધ કરનાર અને એના આધારે વસ્તુઓની ઉંમર નક્કી કરવાની નવી રીત શોધી કાઢનાર વૈજ્ઞાનિકનું નામ છે, ડૉ. લિબ્બી.

ડૉ. લિબ્બીએ જોયું કે વાતાવરણના છેક ઉપરના થરો પર વિશ્વકિરણો લાખો વોલ્ટની શક્તિ સાથે હુમલો કરતાં હોઈ ત્યાંના નાઇટ્રોજન અણુઓ સાથે તેઓ અફળાતાં હોવાં જોઈએ અને તેમાંના કેટલાક અણુઓ રેડિયોકાર્બનના રૂપમાં ફેરવાઈ જતા હોવા જોઈએ.

આવા રેડિયોકાર્બનના અણુઓ ઑક્સિજન સાથે ભળીને આખા વાતાવરણમાં ફેલાઈ જાય છે અને વનસ્પતિઓ તેમને પ્રકાશસંશ્લેષણ (Photosynthesis)ની પ્રક્રિયા દ્વારા પોતાના સ્વરૂપમાં દાખલ કરે છે. આ વનસ્પતિઓને જે પ્રાણીઓ અને મનુષ્યો ખાય છે તેમનામાં પણ એ અણુઓ દાખલ થાય છે અને તેમના શરીરના સમસ્ત દ્રવ્યમાં ફેલાઈ જાય છે

જ્યારે કોઈ પણ જીવંત સત્ત્વ મરી જાય છે ત્યારે મૃત્યુને કારણે રેડિયોકાર્બનના નવા અણુઓ એના શરીરમાં પ્રવેશતા અટકી જાય છે પણ જે અણુઓ પ્રવેશી ચૂક્યા હોય તેમનું ભેદન તો ચાલુ જ રહે છે અને કાર્બન-૧૪ના આ અણુઓ અધ્રુવ (unstable) હોઈ તેમનામાં રહેલો વધારાનો ઇલેક્ટ્રોન અથવા ઋણ વિદ્યુદણુ વહેલોમોડો બહાર નીકળી જતાં ફરી પાછા તેઓ નાઇટ્રોજન બની જાય છે.

હવે કોઈ પણ કિરણોત્સર્ગી દ્રવ્યમાંના વધારાના ઇલેક્ટ્રોનો બહાર નીકળી જવાનો સમય દરેક અણુને માટે નક્કી છે. કેમકે અમુક માપના કોઈ પણ દ્રવ્યના અડધા ભાગના કિરણોત્સર્ગી અણુઓ અમુક વર્ષો બાદ ભગ્ન બની જાય છે. સમયના આ ગાળાને એ દ્રવ્યની 'અર્ધ-જિંદગી' કહે છે. કાર્બન-૧૪ની આવી 'અર્ધ જિંદગી' ૫,૫૬૮ વર્ષની.

કાઢી શકાયું છે. અને હવે વૈજ્ઞાનિકો પૃથ્વીના પરિભ્રમણ ઉપરાંત બીજી બધી બાબતોને માટે પણ આમ નક્કી કરાએલી સેકંડનો ઉપયોગ કરી શકે છે.

આ 'ચાંદ્ર સેકંડ'ની સરખામણી હમણાં જ શોધાયેલી 'અણુ સેકન્ડ' (ઍટૉમિક સેકન્ડ) સાથે થશે. આ 'અણુ સેકંડ' અણુમાં થતા ઇલેક્ટ્રોનના સ્પન્દનની તાલબદ્ધતા પરથી નક્કી કરવામાં આવી છે. શું આકાશીય તાલબદ્ધતા અને અણુની તાલબદ્ધતા એકસરખી છે અને એકબીજાને બદલે ઉપયોગમાં લઈ શકાય તેવી છે? શું વિરાટ બ્રહ્માંડ અને નાનકડો અણુ એ બંને એક જ મૌલિક કાળના આધારે સ્પન્દિત બને છે? આ પ્રશ્નોના જવાબો પ્રકૃતિના એક ઊંડામાં ઊંડા રહસ્યનો સ્ફોટ કરી આપશે, કેમકે બ્રહ્માંડનો તાલ આકાશીય ગોળાઓની પરિભ્રમણકક્ષાઓની અંદર થતી ગતિના આધાર પર રચાયેલો છે અને તેથી ગુરુત્વકર્ષણાત્મક છે, જ્યારે અણુનો તાલ વિદ્યુચ્ચુંબકીય (ઇલેક્ટ્રોમેગ્નેટિક) છે કેમકે અણુની અંદર રહેલા ઇલેક્ટ્રોન, પ્રોટૉન વગેરે પરમાણુઓ વિદ્યુતશક્તિના બનેલા છે.

નવું અણુ ઘડિયાળ ચાંદ્ર સેકન્ડની જેમ જ પૃથ્વી પરિભ્રમણની અનિયમિતાઓને તપાસવામાં ઉપયોગી થશે. અને પછી વિજ્ઞાનનાં આ બધાં સાધનોનો સુસંયોજિત ઉપયોગ કરીને કાળની તેમ જ ગતિની સૂક્ષ્મતાની બાબતમાં વધુ ઊંડું જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન થશે.

તાજેતરમાં અણુ ઘડિયાળો વિશે કેટલુંક વિશેષ જાણવા મળ્યું છે.

નોર્થશાતેલમાં આવેલી સ્વિસ વૉચ રીસર્ચ લૅબોરેટરીમાં એક એવું અણુ-ઘડિયાળ બનાવવામાં આવ્યું છે જેમાં સમયગણતરીમાં સત્તાવીસ હજાર વર્ષે એક સેકંડથી પણ ઓછો ફરક પડે.

અણુ ઘડિયાળો અણુઓમાંના નિયમિત ને અવિરત સ્પન્દનોના આધાર પર રચાય છે. હેલિયમ, સીસિયમ અને રૂબિડિયમ નામનાં રાસાયનિક દ્રવ્યોના અણુઓ દર સેકંડે અનેક અબજ સ્પન્દોની ગતિથી કંપિત બને છે. આપણાં સૌથી વધુ ચોક્કસ સમય આપનાં ઘડિયાળોની

એટલે જો કાર્બન-૧૪ની કસોટીથી એના સમયની ગણના કરવામાં આવે તો બીજી કોઈ પણ પદ્ધતિના કરતાં વધારે નિશ્ચિતતાથી એ દાણાની વય નક્કી કરી શકાય. અને સાથે સાથે જે સંસ્કૃતિમાં એ દાણા ઉગાડવામાં આવ્યા હતા તે સંસ્કૃતિનો પણ કાળનિર્ણય અચૂકપણે થઈ શકે. તે જ પ્રમાણે કોઈ પ્રાણી કે મનુષ્યના હાડપિંજરના જીવાવશેષો( Fossils )નો પણ કાળનિર્ણય એટલી જ અચૂકતાથી થઈ શકે. તે જ મુજબ જો કોઈ ભોજપત્ર કે તાડપત્ર પર લખાયેલા પ્રાચીન લેખો મળી આવ્યા હોય તો એનો પણ સમય કાર્બન-૧૪ની સમયગણતરીની પદ્ધતિથી થઈ શકે.

ડૉ. લિબ્બીએ જેમનો સમય પહેલાંથી બરાબર ખબર હતો એવાં અનેક ઉદાહરણોમાં પોતાની પદ્ધતિને ચકાસી જોઈ અને જ્યારે એમને લાગ્યું કે દરેક કિસ્સામાં એ અચૂકપણે સાચો સમય બતાવે છે ત્યારે જ એમણે એને અજ્ઞાત વયવાળા ઉદાહરણોને પણ લાગુ પાડવા માંડી.

ઉદાહરણ તરીકે, ઇજિપ્તના પ્રાચીન રાજાઓના ' મમ્મી 'ઓનો કાળ ઇજિપ્તના ઇતિહાસ પરથી ખૂબ જ ચોક્કસાઈપૂર્વક નિશ્ચિત કરી શકાયો છે. એવા એક રાજા જોસર( Djoser )ની કબરમાંના લાકડાના ભાલામાંનો એક નાનો ટુકડો લેવામાં આવ્યો અને એના ઉપર આ કાર્બન-૧૪ની પદ્ધતિ અજમાવવામાં આવી. એના પરથી જણાયું કે એ ટુકડો આસરે ૨૭૦૦ ઈસ્વીસન પૂર્વકાળનો હતો. એના પરથી ખબર પડી કે એ રાજા એ સમયમાં રાજ્ય કરતો હતો. અને એનું સમર્થન ઇજિપ્તના ઇતિહાસ પરથી મળ્યું છે.

આ પદ્ધતિથી બનાવટી વસ્તુઓનું જુઠાણું પણ પકડાઈ જાય છે. કોઈ પ્રાચીન લેખ,—ભોજપત્ર, તાડપત્ર કે એવા કોઈ બીજા વનસ્પતિજન્ય પદાર્થ અથવા ચામડા જેવા પ્રાણીજન્ય પદાર્થ પર લખાયેલો —ખરેખર જૂનો છે કે નહિ એની આ પદ્ધતિથી ખબર પડી જાય છે.

પેલેસ્ટાઈનની ગુફાઓમાંથી ૧૯૪૦માં મળી આવેલા અને હવે

એવી કલ્પના કરી શકાય કે આ નાઇટ્રોજન-અણુ પાયામાં રહેલા ત્રણ હાઇડ્રોજન-અણુઓ સાથે શક્તિના 'ઇલેસ્ટિક (રબ્બરની જેમ ખેંચી શકાય એવા) પટ્ટાઓ'થી જોડાયેલો છે. જો રેડિયો-તરંગોના રૂપની શક્તિ એમોનિયાના રેણુ પર ચલાવવામાં આવે તો હાઇડ્રોજન-અણુઓના ત્રિકોણમાં થઈને નાઇટ્રોજન અણુ આમથી તેમ દર સેકંડે ત્રેવીસ અબજ સત્યાસી કરોડ (૨૩,૮૭,૦૦,૦૦૦) વખત સ્પંદિત બને છે. એમોનિયા-ઘડિયાળનો આ ટિક્-ટિક્ અવાજ છે.

એમોનિયા-ઘડિયાળની અંદર એક લાંબી ચક્રાકાર (spiral) નળીમાં રહેલો એમોનિયા ગૅસ રેણુઓ પૂરા પાડે છે. નળીના એક છેડાને રેડિયો-તરંગોથી ઉત્તેજિત બનાવવામાં આવતાં આ રેણુઓ ગતિમાન થાય છે. સીસિયમ-ઘડિયાળમાં વપરાતી સીસિયમ ધાતુ સામાન્ય તાપમાનમાં ચાંદી જેવી એક પ્રવાહી ધાતુ છે. આ ઘડિયાળના અણુઓ દર સેંકડે બરાબર નવ અબજ ઓગણીસ કરોડ વીસ લાખ વખત સ્પંદિત બને છે અને એ ઘડિયાળમાં દર ત્રણસો વર્ષમાં બહુમાં બહુ તો એક સેકંડનો જ ફરક પડવાની શક્યતા છે.

દેખીતી રીતે તો આટલી બધી ચોકસાઈથી સમયની ગણતરી કરવાનું અર્થહીન લાગે છે, પણ આજનાં વૈજ્ઞાનિક સંશોધનોમાં આવું ચોક્કસ કાળમાપ ખૂબ જ અગત્યનું છે. સેકંડના કરોડોમા ભાગમાં કાળગણતરી કરવી પડે એવા ઘણા પ્રસંગો વિજ્ઞાનના ક્ષેત્રમાં ઊભા થાય છે. ખાસ કરીને અવકાશયાત્રાની બાબતમાં તે અનિવાર્ય જ છે.

---

ફંડામેન્ટલ રીસર્ચ'માં કામ કરતા ડૉ. દેવેન્દ્ર લાલને ફાળે જાય છે. એમના શોધેલા 'અણુ-ઘડિયાળ'માં 'સિલિકોન-૩૨'નો ઉપયોગ કરવામાં આવે છે. આ સિલિકોન-૩૨ પણ કિરણોત્સર્ગી દ્રવ્ય છે અને એની 'અર્ધ જિંદગી' આસરે સાતસો વર્ષની છે. એનાવડે થોડા સૈકા પહેલાં બનેલી ઘટનાઓના કાળનું માપ કાઢવાની વધુ સુગમતા પડે છે.

કાર્બન-૧૪ની 'અર્ધ જિંદગી' ૫૫૬૮ વર્ષની અને સિલિકોન-૩૨ની ૭૦૦ વર્ષની છે એ આપણે જોયું. પણ બીજું એક કિરણોત્સર્ગી દ્રવ્ય ટ્રાઇટિયમ છે અને એની 'અર્ધ જિંદગી' માત્ર સાડાબાર વર્ષની જ છે. આથી ખૂબ જ નજીકના ભૂતકાળમાં બનેલી ઘટનાઓની કાળ-ગણતરી કરવામાં આ ટ્રાઇટિયમ ખૂબ કામમાં આવી જાય છે.

સિલિકોન-૩૨ની પદ્ધતિ ખાસ કરીને સાગરોનાં ઊંડાણોમાં ઘૂમતા ગાઢ પ્રવાહોના પરિભ્રમણની ગતિને માપવામાં ઉપયોગી થઈ પડશે. સમુદ્રોનાં જુદાં જુદાં ઊંડાણોમાંથી વાદળીઓના નમૂના એકઠા કરવામાં આવશે. વાદળીઓ સજીવ સત્ત્વો હોઈ આસપાસના સાગરજળમાંથી તેઓ સિલિકોન-૩૨ના કિરણોત્સર્ગી અણુઓને પોતામાં ગ્રહણ કરી લે છે. એ અણુઓને છૂટા પાડીને રેડિયો-ઍક્ટિવિટીને માટે તેમને ચકાસવામાં આવશે. ૧૦૦ થી ૧૦૦૦ ફૂટ ઊંડાણમાંથી એકઠી કરેલી વાદળીઓની આવી ચકાસણી સમુદ્રના પાણીને એટલા ફૂટ ઊંચાં ચઢતાં કે નીચાં ઊતરતાં કેટલાં વર્ષો લાગે તે વિષય પર નવો પ્રકાશ નાખશે.

કાર્બન-૧૪ની પદ્ધતિની એક મર્યાદા પણ છે કે એનાવડે લગભગ ૫૦,૦૦૦ વર્ષ સુધીની જ ગણતરી થઈ શકે છે. એટલે લાખો વર્ષો જૂના અવશેષો માટે એ નકામી છે.

પણ હવે એના જેવી જ એક બીજી પ્રક્રિયાની પદ્ધતિ ડૉ. જેક એફ. એવર્નડન અને ડૉ. ગારનિસ એચ. કર્ટિસ નામના બે ભૂસ્તરશાસ્ત્રીઓએ શોધી કાઢી છે.

કાર્બન-૧૪ની જેમ 'પોટૅશિયમ-૪૦' નામનું એક રાસાયનિક દ્રવ્ય પણ અસ્થિર (unstable) તત્ત્વ છે ને સમય વીતતાં એ તત્ત્વ

-ટૂક પડતી કે નથી એના વેગમાં ફરક પડતો. જેવું આ મોટામોટા બ્રહ્માંડીય ગોળાઓની બાબતમાં છે તેવું જ નિયમિતપણું કુદરતે નાનામાં નાના અણુ-પરમાણુઓની બાબતમાં પણ રચ્યું છે.

જેમ સૂર્યની નૈસર્ગિક અને નિયમિત ગતિને જોતાં જોતાં માનવે એનું અનુકરણ કરી કાળ માપવા માટે ઘડિયાળો રચ્યાં તેમ હવે આ સૂક્ષ્મ અણુ-પરમાણુઓમાં થતા નૈસર્ગિક અને નિયમિત રૂપના ફેરફારો પણ એની નજરમાં આવતાં એના આધારે તદ્દન નવી જ જાતનાં ઘડિયાળો એણે રચવા માંડ્યાં છે. આ ઘડિયાળો કલાક મિનિટ-સેકંડ નહિ પણ સેંકડો અને હજારો વર્ષોનો કાળ બતાવે છે.

આવાં 'ઘડિયાળો'ની શોધ જગતમાં રહેલાં કેટલાક રાસાયનિક કિરણોત્સર્ગી (રેડિયો-એક્ટિવ) દ્રવ્યોના અણુઓના આધાર પર થઈ છે. આવા અણુઓ કુદરતમાં આપમેળે જ વિસ્ફોટિત થાય છે અને એ વિસ્ફોટનને કારણે જે મૂળ દ્રવ્યના એ અણુઓ હોય તેમનું રૂપાંતર બીજા જ પ્રકારના રાસાયનિક અણુઓના સ્વરૂપમાં થઈ જાય છે. રેડિયમ, યુરેનિયમ વગેરે દ્રવ્યો આવા પ્રકારનાં છે.

એ જ વર્ગનું એક દ્રવ્ય છે 'કાર્બન-૧૪'. આ કાર્બન-૧૪ કાર્બનનો જ એક પ્રકાર છે. એનું અણ્વાત્મક વજન ચૌદ છે, એટલે એને કાર્બન-૧૪ કહેવામાં આવે છે. સામાન્ય કાર્બનનું અણ્વાત્મક વજન ૧૨ હોય છે. સામાન્ય કાર્બનના અણુમાં જ્યારે અમુક કારણોને લઈને એના ઘટક ઇલેક્ટ્રોનોની સંખ્યા વધે છે ત્યારે એ કાર્બન-૧૪ બની જાય છે. એને કિરણોત્સર્ગી કાર્બન અથવા રેડિયો કાર્બન પણ કહે છે.

કિરણોત્સર્ગ અથવા રેડિયો-એક્ટિવીટીની શોધ ગઈ સદીના અંત ભાગમાં બેકરેલ નામના એક ફ્રેંચ વૈજ્ઞાનિકે કરી. એને જણાયું કે યુરેનિયમના ક્ષારો કાળા કાગળમાં વીંટાળેલી ફોટોગ્રાફિક પ્લેટને ઝાંખી બનાવી દે છે. આના ઉપરથી એણે તર્ક દોડાવ્યો કે ક્ષારોમાંથી એવાં 'કિરણો' નીકળતાં હોવાં જોઈએ જે કાગળની આરપાર જઈ

છે કે ઓજાર બનાવનારો માનવ સત્તર લાખ પચાસ હજાર વર્ષ જેટલો તો પ્રાચીન છે જ. આ પહેલાં એમ મનાતું હતું કે માનવને ઓજાર બનાવતો થયાને દસ લાખથી ઓછાં વર્ષો થયાં હશે. પણ આ શોધથી એ માન્યતામાં ફેરફાર થયો છે.

પૂર્વ આફ્રિકામાં ટાંગાનિકા દેશમાં આવેલી એલ્ડુવાઈ (Olduvai) નામની પર્વતકંદરામાં પથ્થરની વચમાં દટાઈ ગયેલા જીવાવશેષો (fossils)માંથી પાષાણયુગના માનવ જેવા લાગતા એક સત્ત્વના જીવાવશેષો મળી આવ્યા. એ પ્રાગૈતિહાસિક અવશેષોની કાળગણતરી કરવા માટે આ બે વૈજ્ઞાનિકોએ એમની આ નવી પદ્ધતિ અજમાવી.

આ પદ્ધતિમાં પોટૅશિયમ ધારણ કરતાં ખનિજોવાળા ખડકના નમૂના લેવામાં આવે છે. એવા નમૂનાના જનકઅણુઓ અને જનિતઅણુઓની સંખ્યા જો નક્કી કરી શકાય તો તરત જ એ ખડકની જન્મતિથિ નક્કી કરી શકાય. ઓલ્ડુવાઈની કંદરામાંથી કોઈ પણ ખડકનો નમૂનો ઉપાડી લેવામાં આવે તો એનાથી કંઈ લાંના પ્રાગૈતિહાસિક માનવના સમયનો કશો પણ ખ્યાલ આવી શકે નહિ. એને માટે તો એવો ખડક જોઈએ કે જે અવશેષ રહેલાં પ્રાણીઓ જીવતાં હતાં તે જ સમયે લગભગ રચાયો હોય.

સારે નસીબે એ કંદરામાં આવા પ્રકારના ખડક છે. એને જ્વાલામુખીના લાવારસનું ચૂર્ણ (Volcanic tuff) અથવા રાખ કહેવામાં આવે છે. અને એની અંદર આ પદ્ધતિને માટે જેની જરૂર છે તે જ પોટૅશિયમધારી ખનિજ રહેલું છે. એ દ્રવ્યને અનૉર્થોક્લેઈઝ (anorthoclase) કહેવામાં આવે છે. પૃથ્વી નીચેના ધગધગતા લાવારસમાં આ અનૉર્થોક્લેઈઝના આર્ગોન-૪૦ અણુઓ બિલકુલ નથી. કેમકે આ વાયુમય તત્ત્વ વરાળરૂપે ઊડી જાય છે. પણ એક વખત જ્વાળામુખી ફાટે અને ઠંડો પડી જાય એટલે એમાંથી બહાર આવતું અનૉર્થોક્લેઈઝ લગભગ દરેક આર્ગોન-૪૦ સંતતિઅણુને જન્મતાં જ બંદી કરી દે છે.

છે એમ સિદ્ધ થયું છે. એટલા સમયમાં કોઈ પણ પદાર્થમાં રહેલા એ દ્રવ્યના અડધા અણુઓ લુપ્ત બને છે. જે બાકી રહ્યા હોય તેમાંના બીજા અડધા અણુઓ ફરી પાછા બીજા ૫,૫૬૮ વર્ષમાં લુપ્ત બને છે. એ મુજબ ધીમેધીમે એવા અણુઓની સંખ્યા ઘટતી જ જાય છે.

આ લુપ્ત બનવાની ક્રિયા નૈસર્ગિક રીતે જ થાય છે અને ગરમી, ઠંડી, દબાણ, મારપીટ વગેરે કશાથી એ ક્રિયાના વેગને ઝડપી કે ધીમો બનાવી શકાતો નથી. આથી કોઈ પણ સેંદ્રિય દ્રવ્યમાં કોઈ પણ સમયે કેટલા કિરણોત્સર્ગી અણુઓ છે એ જો ખબર પડે તો એ સેંદ્રિય દ્રવ્ય જે જીવન્ત સત્ત્વનું હોય તે કયે સમયે અસ્તિત્વમાં હતું તેનો નિર્ણય કરી શકાય. આ મુજબ લાકડું, હાડકાં, માંસ, છાણ, મધપૂડાનું મીણ વગેરે બધાનો સમય ચોક્કસપણે નક્કી કરી શકાય.

આ કાર્બન–૧૪ની પદ્ધતિની શોધ થઈ ત્યાર પહેલાં પુરાતત્ત્વવેત્તાઓ બહારનાં પ્રમાણો પરથી બધી વસ્તુઓના કાળનો નિર્ણય કરતા હતા. અને એ રીતે કરાયેલા નિર્ણયો ઘણી વખત ખોટા પણ પડતા અથવા તો એમાં ભૂલો થઈ જવાનો પૂરેપૂરો સંભવ રહેતો.

ધારો કે કોઈ પ્રાચીનકાળની સંસ્કૃતિના અવશેષો હાથ આવે તો પુરાતત્ત્વવિદ્યા અને ઇતિહાસના જાણકારો પોતાના જ્ઞાન અને હાથ આવેલી હકીકતો અનુસાર આપણને કહે કે એ અવશેષો અમુક સમયના છે. પણ ત્યાર બાદ જો કોઈ નવી જ હકીકતો મળી આવે તો પૂર્વે કરેલો તર્ક અને નિર્ણય નકામા થઈ જાય. વળી જો ઐતિહાસિક કાળને બદલે પ્રાગૈતિહાસિક કાળના અવશેષો મળી આવે તો એટલો નિર્ણય પણ કરી શકાય નહિ અને માત્ર કલ્પનાના ઘોડા દોડાવીને જે વિદ્વાનને જે ફાવે તે મુજબ એનો સમય નક્કી કરે.

દાખલા તરીકે, મોહેં–જો–દડોની સંસ્કૃતિ જ્યારે સિંધુ નદીની ખીણમાં હયાત હતી તે સમયના સાવ કાળા પડી ગએલા જૂના ઘઉંના દાણા ખોદકામ દરમિયાન મળી આવ્યા હતા. એ દાણા સેંદ્રિય સત્ત્વ હોવાથી એની અંદર રેડિયો–કાર્બન અમુક પ્રમાણમાં હોવો જ જોઈએ;

આખરે મૂસની અંદર એ નમૂનાને ૨૨૦૦° અંશ ફેરનહાઈટ ગરમીમાં તપાવવામાં આવે છે. આ બિંદુએ એનોર્થોકલેઈઝ ઓગળે છે અને લાંબા વખતથી પુરાઈ રહેલા આર્ગોન–૪૦ સંતતિ અણુઓ છૂટા થાય છે. વાયુરૂપમાં તેઓ છિદ્રાળુ ચારકોલવાળી નળીમાં જાય છે અને ત્યારે તેઓ શૂન્યની નીચે—૪૮૦° ફેરનહાઈટ પહોંચે એટલા ઠંડા થાય છે. ત્યારે ચારકોલની અંદર શોષાઈ જાય છે.

ત્યાર બાદ માસ સ્પેક્ટ્રોમીટરને માટે તેઓ તૈયાર બને છે. એ દરેક આર્ગોન-૪૦ અણુને આયોનાઈઝ કરવામાં આવે છે–એટલે કે એને વિદ્યુત્સંચારિત કરીને એમાંના ઇલેક્ટ્રોનોમાંના એકને ધકેલી કાઢવામાં આવે છે. આ વિદ્યુત્સંચારિત અણુઓને સંભાળપૂર્વક ગોઠવેલા વિદ્યુત્ચુંબક (electro magnet) પાસેથી પસાર કરવામાં આવે છે. લોહચુંબક આર્ગોન અણુઓને તેમની સીધી રેખા પરથી બહાર ખેંચે છે, અને એક ઇલેક્ટ્રોનિક નિશાન પર તાકે છે, જ્યારે બીજા હલકા અથવા ભારે અણુઓને નિશાનથી આજુબાજુ જવા દે છે.

સંતતિ અણુઓ નિશાન પર અફળાતાં તેઓ એક રેખાલેખ (graph) પર ચીટકીને આર્ગોન-૪૦નું પ્રમાણ પ્રાપ્ત કરાવી આપે છે અને એની સાથે જ નમૂનાનો સમય પણ જણાવી દે છે. આમ આપણને ખબર પડી કે પેલા જીવાવશેષાત્મક માનવનો કાળ ૧૭,૫૦,૦૦૦ વર્ષ પૂર્વનો હતો. પૃથ્વીનાં રહસ્યોની શોધમાં આ એક ઘણું મોટું પગલું આગળ ભરવામાં આવ્યું છે.

જોકે હજી યે આ તો પારણામાં પહેલી પૂણી છે. જેમ માણસ અવકાશના સીમાડાઓને અને સમુદ્રોનાં ઊંડાણોને શોધે છે તેમ એ બીજા એક સીમાડાની સંમુખ આવીને ઊભો રહે છે—અને એ છે કાળનો સીમાડો.

---

'Dead Sea Scrolls' ('મૃત સમુદ્રના લેખો')ને નામે વિખ્યાત થયેલાં લખાણો ખરેખર જૂનાં હતાં કે નહિ એ આ પદ્ધતિથી જ્યારે તપાસવામાં આવ્યું ત્યારે જણાયું કે તેઓ ઓગણીસ સો કરતાં યે વધારે વર્ષો જૂનાં હતાં. આથી ખ્રિસ્ત ધર્મને માટે અગત્યના એવા આ લેખો સાચા છે કે બનાવટી એ વિષે જે ઊહાપોહ ચાલતો હતો તે બધો શાંત થઈ ગયો અને તેમની પ્રાચીનતા સિદ્ધ થઈ ગઈ.

એક બીજી પણ એના જેવી જ કે એથી યે વધુ આશ્ચર્યજનક ઘટના તો ૧૯૪૮ની સાલમાં બની. ટોકિયોની નજીક જમીનમાં વીસ ફૂટ ઊંડાણમાં દટાયેલી કેટલીક ખૂબ જ પ્રાચીન કમળકાકડીઓ મળી આવી. તેમાં રહેલા રેડિયો–કાર્બને બતાવી આપ્યું કે તેમની વય ૩૦૦૦ વર્ષની છે. તે જ મુજબ પ્રાચીન મંચૂરિયાના એક સરોવરમાં એક હજાર વર્ષ પહેલાંનાં જીવન્ત કમળબીજ મળ્યાં. તેમને ખૂબ જ સંભાળથી રોપીને ઉછેરવામાં આવ્યાં તો તેમાંથી કમળના છોડ ઊગ્યા અને તેમના ઉપર ગુલાબી રંગનાં કમળ પણ આવ્યાં. એક હજાર વર્ષ પૂર્વે ત્યાં કેવાં કમળ ઊગતાં હતાં તેનો આના ઉપરથી ખ્યાલ આવ્યો.

આ પ્રમાણે અનેક દેશોમાંથી મળેલા ખૂબ જ પ્રાચીન ઘઉં, મકાઈ વગેરે અનાજના દાણા પરથી પણ તેમના સમયનો નિર્ણય રેડિયો–કાર્બન પદ્ધતિથી કરવામાં આવ્યો છે. એના ઉપરથી એ પણ નક્કી થાય છે કે આદિ માનવ શિકારી મટીને ખેતીવાડી કરતાં ક્યારે શીખ્યો.

તે ઉપરાંત પ્રાચીન સમયના માનવોનાં હાડકાંમાં રહેલો રેડિયો–કાર્બન આપણને બતાવે છે કે એ માનવો પથ્થરના હથિયારોનો ઉપયોગ કરીને મૅમોથ, બાયસન વગેરે પ્રાગૈતિહાસિક કાળના પ્રાણીઓનો શિકાર કંઈ નહિ તો ઈ. પૂ. દસ હજાર વર્ષ પહેલાં તો કરતા જ હતા.

કાર્બન–૧૪ની પદ્ધતિ શોધાયા બાદ આપણા દેશમાં પણ એના જેવી બીજી એક પદ્ધતિની શોધ થઈ છે. અને એ પદ્ધતિની શોધનું માન બીજા બે વિજ્ઞાનીઓ સાથે મુંબઈના 'ટાટા ઇન્સ્ટિટ્યૂટ ઑફ

ઘડપણની સમસ્યા જેટલી માનવમાં તીવ્ર છે, તેટલી બીજી કોઈ પણ જાતિમાં નથી, કેમકે મોટા ભાગનાં પ્રાણીઓ અને જીવજંતુઓ તો પોતાના કરતાં વિશેષ બળવાન અથવા મોટાં પ્રાણીઓના ભક્ષ અથવા શિકાર જ થઈ જતાં હોઈ તેઓ વૃદ્ધાવસ્થા સુધી પહોંચતાં જ નથી. પાળેલાં પ્રાણીઓને બાદ કરતાં માત્ર માણસ જ એવું પ્રાણી છે કે જે વૃદ્ધાવસ્થાને પહોંચે છે. અને એ અવસ્થાનો પૂરેપૂરો સમય જીવંત રહીને નૈસર્ગિક રીતે મૃત્યુ પામે છે.

આથી જ ઘડપણ વિષે વિચાર કરવાની અને એની મુશ્કેલીઓને સમજીને એના ઉપાયો યોજવાની જરૂર માણસજાતને માટે ઊભી થાય છે. તત્ત્વચિંતનની નજરે તો કૃષ્ણ, બુદ્ધ વગેરેએ જરા, વ્યાધિ, મૃત્યુ આદિની વિચારણા કરી જ છે, પણ વૈજ્ઞાનિક નજરે જરાવસ્થાની વિચારણા તો હજી બહુ જ થોડાં વર્ષોથી જ શરૂ થઈ છે. ઘડપણને આપણે એક સ્વાભાવિક વસ્તુ તરીકે સ્વીકારી લેતાં આવ્યાં છીએ; અને એમ માનીએ છીએ કે એ એક અપરિહાર્ય વસ્તુ છે. પરંતુ ખરેખર એ એવી છે કે કેમ, કે પછી એ કેવળ એક માન્યતા જ છે એનો નિર્ણય કરી શકાયો નથી. એવો વિચાર સુદ્ધાં અસાર સુધી તો માનવજાતિને નહિ આવ્યો હોય કે ઘડપણમાંથી પૂર્ણપણે મુક્ત રહી શકાય. જો કે એવી આશા તો દરેક યુગમાં માનવ સેવતો જ આવ્યો છે કે એની જોવા, સાંભળવા, વગેરેની શક્તિ છેવટ સુધી પૂરેપૂરી જળવાઈ રહે અને એ પોતાનું પૂર્ણ આયુષ્ય ભોગવે. પીટર પૅનની ગ્રીક કથાની જેમ સનાતન યૌવનની કલ્પના પણ દરેક દેશની પુરાણકથાઓમાં આપણને જોવા મળે છે. પણ વૈજ્ઞાનિક રીતની વિચારણા તો અત્યાર અગાઉ થવી શક્ય જ નહોતી. કેમકે ઘડપણનાં કારણો જ જ્યાં કોઈ જાણતું નહોતું ત્યાં એના નિવારણના ઇલાજો તો ક્યાંથી જ મળવાના હતા?

આ ઘડપણનાં કારણો અને ઇલાજોનો વિસ્તાર કરનારું જે શાસ્ત્ર છે તેને જરાવિજ્ઞાન (Gerontology) કહેવામાં આવે છે.

'કૅલ્શિયમ-૪૦' અને 'આર્ગોન-૪૦' એવાં બે તત્ત્વોમાં પલટાઈ જાય છે. મૂળ તત્ત્વને વૈજ્ઞાનિકો 'જનક તત્ત્વ' (parent element) કહે છે અને એમાંથી ઉત્પન્ન થતાં તત્ત્વોને 'જનિત તત્ત્વો' અથવા 'સંતતિ તત્ત્વો' (daughter elements) કહે છે. આ ઉદાહરણમાં પોટૅશિયમ-૪૦ જનતત્ત્વ છે અને કૅલ્શિયમ-૪૦ અને આર્ગોન-૪૦ જનિત અથવા સંતતિતત્ત્વો છે.

અણ્વાત્મક 'ઘડિયાળ' બહુ જ લાંબો વખત ચાલનારું ઘડિયાળ છે. પોટૅશિયમ-૪૦ના અણુનું રૂપાંતર સંતતિઅણુમાં થવા માટે તો જો કે સેકન્ડના નાના અંશ જેટલો જ સમય લાગે છે, પણ એ ફેરફાર જવલ્લે જ થાય છે. દા. ત. જો અઢાર પોટૅશિયમ-૪૦ના અણુઓને એક હવારહિત કાચની નળીમાં પૂરવામાં આવ્યા હોય તો ૧૩,૦૦,૦૦,૦૦,૦૦૦ (તેર અબજ) વર્ષ વીત્યાં બાદ એમાંના માત્ર નવ જ અણુઓ સંતતિઅણુઓમાં ફેરવાઈ ગયા હોય. બીજા શબ્દોમાં, તેર અબજ વર્ષો એ તત્ત્વની 'અર્ધ જિંદગી' છે, આમ ફેરફારનો દર બહુ ધીમો તો છે પણ સતત છે. આપણે તો ફક્ત આ ફેરફારનું પ્રમાણ જ માપવાનું છે. એ મપાય એટલે એ પ્રક્રિયા કેટલા સમયથી ચાલતી આવી છે એ તુરત જાણી શકાય છે.

આ ગણતરી કરવા માટે પોટૅશિયમ-૪૦ના બે પ્રકારના સંતતિ-અણુઓમાંથી કૅલ્શિયમ-૪૦ના સંતતિઅણુઓ નકામા છે, કેમકે એ જનિત અણુઓને કુદરતમાં રહેલા બીજા કૅલ્શિયમ-૪૦ના અણુઓથી છૂટા પાડી શકાતા નથી.

આથી ડૉ. એવર્નડન અને ડૉ. કર્ટિસે સોધી કાઢેલી પદ્ધતિમાં પોટૅશિયમ-૪૦માંથી જન્મેલા આર્ગોન-૪૦ના સંતતિ અણુઓનો જ ઉપયોગ કરવામાં આવે છે, કેમકે એ અણુઓને બીજા પ્રકારના આર્ગોનના અણુઓથી છૂટા પાડી શકાય છે. આ પદ્ધતિ 'પોટૅશિયમ-આર્ગોન પદ્ધતિ'ના નામે ઓળખાય છે.

આ પદ્ધતિનો ઉપયોગ કરીને એ બે વૈજ્ઞાનિકોએ શોધી કાઢ્યું

નિર્જીવ દ્રવ્યની વચમાં જ કોશો રહેલા છે. અને એમાં જ તેઓ પોતાનું કામ કરે છે. ઘડપણનાં સૌથી પહેલાં ચિન્હો આ દ્રવ્યમાં જ જણાવા મળે છે, આ દ્રવ્ય કોશોની વચ્ચેની ખાલી જગ્યામાં રહેલું છે અને લોહી, શ્લેષ્મ, આંતર પ્રવાહી રસો વગેરેનો એમાં સમાવેશ છે. જેમ જેમ ઉંમર વધતી જાય તેમ તેમ આ દ્રવ્ય વધુને વધુ ઘટ્ટ બનતું જાય છે. અને એને લીધે કોશોને જોઈતું પોષક તત્ત્વ તેમને સહેલાઈથી પહોંચાડી શકાતું નથી. અને તેમની અંદર જીવનની વિવિધ ક્રિયાઓને લઈ ને ઉત્પન્ન થતા મળ વગેરેનો નિકાલ કરી શકાતો નથી.

કેટલાક વૈજ્ઞાનિકો એમ પણ માને છે કે આપણા શરીરમાં રહેલી અંતઃસ્રાવી ગ્રંથિઓમાંથી ઝરતા આવશ્યક રસો ઉંમર વધતાં ઓછાને ઓછા થતા જાય છે. અને એને લીધે આવી પરિસ્થિતિ પેદા થાય છે. તેમણે કેટલાંક પ્રાણીઓ ઉપર પ્રયોગો કર્યા પણ છે. અને એના દ્વારા એમ બતાવ્યું છે કે જો અમુક હોર્મોનો (અંતઃસ્રાવી ગ્રંથિઓના રસોમાં રહેલાં ખૂબ જ અગત્યનાં દ્રવ્યો) ઘરડા થવા આવેલાં પ્રાણીઓમાં ઈંજેકશનથી પ્રવેશાવી શકાય તો ઘડપણ આવતું અટકી જાય છે, એટલું જ નહિ પણ જો આવ્યું હોય તો પણ ચાલ્યું જાય છે.

આના ઉપરથી જ તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે ઘડપણ એક નૈસર્ગિક પ્રક્રિયા નથી. પણ અમુક પરિસ્થિતિને કારણે ઊભી થનારી નિવારી શકાય એવી ઘટના છે. વળી તેમણે એમ પણ દર્શાવ્યું છે કે માનવનું નૈસર્ગિક આયુષ્ય આપણે માનીએ છીએ તેમ સો વર્ષનું અથવા પશ્ચિમમાં ગણે છે તેમ સિત્તેર વર્ષનું જ નથી, પણ એકસો પચાસ વર્ષનું હોવું જોઈએ અને ઘડપણનું તત્ત્વ માનવમાં ન પ્રવેશતું હોત તો એ એટલું જ હોત. તેમની કલ્પના એવી છે કે દરેક પ્રાણીનું સરેરાશ નૈસર્ગિક આયુષ્ય એ પ્રાણીને પરિપક્વતાને પહોંચતાં જેટલો સમય લાગે તેના કરતાં દસ ગણું હોય છે. આ હિસાબે માણસ પરિપક્વ થાય છે પંદર વર્ષે, તો એનું આયુષ્ય દોઢસો વર્ષનું હોવું જોઈએ.

સદ્ભાગ્યે ઓલ્ડુવાઈના પ્રાગૈતિહાસિક નિવાસીઓ રહેતા હતા તેમના સમયની પહેલાં અને પછી એમ બંને વખત જ્વાલામુખી હતા. અને તેથી જ્વાલામુખીના લાવાચૂર્ણ ( tuff )ના પડોની વચમાં એ સમયના જીવાવશેષો (fossils) સપડાઈ ગયા હતા.

આમ ત્યાંના જીવાવશેષાત્મક માનવોના કાળથી થોડાંક હજાર વર્ષની અંદર આ ખડકો જન્મ્યા હતા.

આર્ગોન–૪૦નું કેટલું પ્રમાણ અમુક નમૂનામાં છે એની ગણતરી ઔંસના એક અબજમા ભાગથી થાય છે. એ માટે ' માસ સ્પેક્ટ્રોમીટર' ( Mass Spectrometer ) નામનું એક સાધન વપરાય છે. એનાવડે લોહચુંબકથી વિદ્યુત્ સંચાર યુક્ત રજકણોને તેમના અણ્વાત્મક વજન અનુસાર છૂટા પાડી શકાય છે. આમ આ માસ સ્પેક્ટ્રોમીટર આર્ગોન–૪૦ અણુઓને બીજા આર્ગોન અણુઓથી તેમના અણ્વાત્મક વજનવડે છૂટા પાડી શકે છે.

પરંતુ પ્રયોગશાળામાં આવતા દરેક નમૂનામાં કમનસીબે એક બીજી રીતનો ભેળ હોય છે. જો આપણે ખાંડના લાખો કણને ફાટફાટવાળી જમીનમાં વેરીએ તો એ કણો જેમ સર્વત્ર ફાટમાં ભરાઈ બેસે છે અને બધા કણોને આપણે પૂરેપૂરા ઝાડી શકતા નથી, તેમ આ બધા નમૂનાઓમાં પણ છે. હવામાં રહેલા આર્ગોન–૪૦ અણુઓ ખાંડના દાણાની જેમ જ ખડકની દરેક ઝીણીઝીણી ફાટમાં ભરાઈ બેસે છે.પણ કાળગણતરી કરવા માટે તો માત્ર આર્ગોન–૪૦ સંતતિઅણુઓ જ કામ લાગે છે એટલે આ બીજા ન જોઈતા અણુઓને કાઢી નાખવા માટે નમૂનાને ઇલેક્ટ્રોનિક ભઠ્ઠીમાં આસપાસ હવાશૂન્ય અવકાશ ( vacuum ) કરીને મૂકવામાં આવે છે. પછી એને ૭૫૦° ફેરનહાઈટ ગરમીમાં ૧૨થી ૪૮ કલાક ભૂંજવામાં આવે છે. આમ હવામાંથી દાખલ થયેલા આર્ગોન અણુઓ ઘણાખરા ચાલ્યા જાય છે પણ ખડકની અંદર દબાઈ રહેલા અગત્યના આર્ગોન–૪૦ સંતતિઅણુઓ પાછળ રહી જાય છે.

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | શુદ્ધરૂપ | પૃષ્ઠ | લીટી | શુદ્ધરૂપ |
|---|---|---|---|---|---|
| ૪ | ૧૫ | धाता | ૨૧૭ | ૧૭ | नः |
| ૨૦ | ૬ | तर्हि | ૨૨૪ | ૧૪ | यद्द |
| ૨૧ | ૧૫ | रूपयोः | ,, | ૧૫ | पप |
| ૨૪ | ૧૭ | इमाँ | ,, | ૧૮ | જડતત્ત્વ |
| ૨૫ | ૧૧ | Existence | ૨૩૦ | ૩ | બ્રહ્મ |
| ૩૧ | ૨૬ | સુંદર | ૨૩૩ | ૪ | नाम |
| ૩૪ | ૨૦ | એનાથી | ૨૩૬ | ૨૦ | राजर्षयो |
| ૪૨ | ૧૬ | ચતુષ્પરિણામક | ,, | ,, | स |
| ૪૮ | ૮ | ઘૂમતા | ૨૪૨ | ૮ | गै |
| ૭૧ | ૨૨ | creation | ૨૫૫ | ૨૮ | અગસ્ત્ય લુપ્ત થઈ |
| ૯૯ | ૨ | ह्वरे | | | ગયેલી એ મુદ્રાને |
| ૧૦૫ | ૧૬ | सहस्रांशु | | | ફરી પાછી પ્રાપ્ત કરવા |
| ૧૨૨ | ૧૩ | सम्राट् | ૨૭૦ | ૧૧ | ગાથ |
| ૧૪૬ | ૧ | મેળવવાનું | ૨૭૫ | ૨૭ | પૌદ્ગલિક |
| ૧૬૬ | ૧૫ | મૂલ્યાંકનનું | ,, | ,, | નૈમિત્તિક |
| ૧૯૩ | ૭ | ગતિ | ૨૮૬ | ૧–૨ | ઠઠ્ઠામશ્કરી જ |
| ૧૯૭ | ૧૪ | Cosmic | ૨૯૫ | ૨૭ | અને તેમના નિર્દેશ |
| ૨૦૦ | ૧૮ | (૫, ૬) | | | પણ |
| ૨૦૧ | ૧૧ | चाध्यानं | ૩૦૦ | ૨૨ | प्रधानतः |
| ૨૦૯ | ૨૧ | કારણ કે | ૩૪૮ | ૧૪ | [illegible] |

## જરા વિજ્ઞાન

દુનિયામાં જે કોઈ પદાર્થ અસ્તિત્વમાં આવે છે તે સજીવ હોય કે નિર્જીવ, તો પણ કાળની અસર તો એને લાગે જ છે. પથ્થર, માટી જેવા નિર્જીવ પદાર્થો પર પણ ઘસારો તો વખતના જવા સાથે પડે જ છે. પણ નિર્જીવ પદાર્થો ઘરડા થયા એમ આપણે કહેતા નથી. ઘડપણ અથવા જરા સજીવ સત્ત્વોની એક અવસ્થા છે. કોઈ પણ પ્રાણીને એ ગમતી નથી અને માનવને તો ખાસ કરીને એનાથી ત્રાસનો અનુભવ થાય છે. જરા, વ્યાધિ અને મૃત્યુ એ ત્રણ તત્ત્વો મનુષ્યના ખૂબ જ પ્રાચીન કાળથી ચાલ્યા આવેલા શત્રુઓ છે. અને તેમની સામે એ સતત લડતો આવ્યો છે. પણ આ ત્રણમાંથી કેવળ એક જ વ્યાધિ કે રોગની સામેની એની લડત હજી સુધી કંઈક સફળ નીવડી છે. જો કે એ પણ પૂરેપૂરી સફળ તો નથી જ થઈ, પણ કદાચ ભવિષ્યમાં થશે એવી આશા એ સેવે છે.

ઘડપણ સામેની લડતમાં હજી આપણે એવી કશી નોંધપાત્ર સિદ્ધિ પ્રાપ્ત કરી નથી. અને મૃત્યુ સામે તો લડત આરંભાઈ જ નથી એમ કહીએ તો કંઈ બહુ ખોટું નહિ ગણાય.

માનવ રોગો અથવા વ્યાધિઓ ઉપર જેમ જેમ વિજયો મેળવતો જાય છે તેમ તેમ ઘડપણનો પ્રશ્ન વધુને વધુ તીવ્ર બનતો જાય છે, કેમકે જુવાનીમાં જ રોગથી થતાં મરણોને કારણે સરખામણીમાં અસલ ઘણા ઓછા માણસો ઘડપણ સુધી પહોંચતા, પણ હવે તો આખી દુનિયાના બધા જ દેશોમાં માનવના આયુષ્યની અપેક્ષા ખૂબ વધી છે.

માણસ કેવી રીતે ઘરડો થાય છે તે જાણવું બહારની નજરે તો લગભગ અશક્ય જેવી જ વાત છે. બહારથી તો માત્ર આપણે એટલું જ જોઈ શકીએ છીએ કે અમુક ઉંમર પછી એની શક્તિઓ ક્ષીણ થવા માંડે છે, એની ચામડી કરચલીવાળી બને છે તેમજ ઝુલી પડે છે અને એના વાળ ધોળા થાય છે. પણ આ બધું કંઈ ઘડપણનાં અગત્યનાં ચિહ્નોના રૂપનું નથી. ખરા ફેરફારો તો શરીરની અંદર ઊંડાણમાં થાય છે. અને બહાર દેખાતાં ચિહ્નો તો માત્ર એના આનુષંગિક ફેરફારો છે.

આજના જીવનવિજ્ઞાને (Biologyએ) આપણને બતાવ્યું છે કે માણસનું શરીર અને એનાં એકએક નાનામોટા બાહ્ય અવયવો અતિશય બારીક કોશો(cells)ના બનેલા છે. હવે કરોડોની સંખ્યામાં રહેલા આ કોશોમાંનો દરેક એક સ્વતંત્ર સત્ત્વ છે. અને બીજા માનવો કે પ્રાણીઓ કે જંતુઓની જેમ જ એનું દરેકનું એક સ્વતંત્ર જીવન છે. એનો જન્મ છે, એની વૃદ્ધિ છે, એનો ક્ષય છે અને અંતે એનું મૃત્યુ છે પણ જેમ પ્રાણી કે માણસ કે જંતુ પોતે મરી જાય તો પણ પોતાની પાછળ પોતાનાં સંતાનોને મૂકતું જાય છે તેમાં આ કોશો પણ પોતાનાં સંતાનોને પાછળ મૂકતા જાય છે.

પણ ખરું જોતાં આટલું સામ્ય હોવા છતાં, આ કોશ અને માનવના જીવન વચ્ચે એક બહુ અગત્યનો તફાવત છે અને તે એ કે દરેક કોશ પોતાનાં સંતાનોને દ્વિવિભાજનની પદ્ધતિથી ઉત્પન્ન કરે છે, એટલે કે જ્યારે એ પ્રજનનયોગ્ય વયને પહોંચે છે ત્યારે પોતાના જ બે વિભાગો કરી નાંખે છે. આને લીધે એ કોશ ખરેખર રીતે તો ઘરડો થતો જ નથી અને મરતો નથી. પણ છતાં આપણા શરીરના દ્રવ્યના કોશો સતત બદલાતા જ રહે છે આથી આ કોશોના જીવનના અભ્યાસથી આપણને આપણા ઘડપણનાં કારણો જાણવા મળે એમ લાગતું નથી. આથી જીવનવૈજ્ઞાનિકોએ તેમની નજર કોશોની આસપાસ રહેલા નિર્જીવ પણ અગત્યના આંતરદ્રવ્ય પર ફેરવી છે. આ

જો કે વૈજ્ઞાનિકો એવો દાવો નથી કરતા કે મૃત્યુ પર તેઓ વિજય મેળવી શકશે. માત્ર તેઓ એમ જ કહે કે થોડાં વર્ષોમાં તેઓ ઘડપણ પર વિજય મેળવી શકશે, એટલે કે જેમ અત્યારે રોગો પર વિજય મેળવ્યો છે અને તેથી રોગોનું આક્રમણ થતું નથી તેમ માણસને ઘડપણ નહિ આવે. માત્ર આયુષ્ય પૂરું થતાં પૂર્ણ તંદુરસ્તી અને પૂર્ણ શારીરિક તેમજ માનસિક શક્તિ સાથે જ એ મૃત્યુ પામશે.

આપણે બધાં વૃદ્ધાવસ્થાને એક નિર્ભેળ શાપ સમાન જ લેખીએ છીએ. પણ વૃદ્ધાવસ્થા એટલે કંઈ બધી જ શક્તિઓનો હ્રાસ નથી. શરીરની બાબતમાં માણસ ઘડપણને લીધે ઝડપ ગુમાવે છે, પણ ઘણી વખત શારીરિક રીતે સહન કરવાની એની શક્તિ વધે છે. મનની બાબતમાં પણ જેમ ઉંમર વધતી જાય તેમ અનુભવ પણ વધતો જાય છે અને તેથી એ અનુભવના આધાર પર સમજશક્તિ પણ ઉત્તરોત્તર વધતી જાય છે. જો કે જેનામાં પહેલાંથી જ અક્કલ ઓછી હોય તેનામાં કંઈ ઉંમર સાથે એ વધતી નથી એ સાચું છે, પણ અનુભવ તો વખત જતાં વધવાનો જ અને તેથી સમજશક્તિનો જેટલો અંશ અનુભવના આધાર પર રહેલો હોય તે પણ સાથે સાથે વધવાનો જ, અને વળી વૈજ્ઞાનિકો જેની આશા આપે છે તે વિજય પ્રાપ્ત થાય તો પછી ઘડપણ બિલકુલ શાપરૂપ નહિ રહે. પણ ઊલટું એક મોટા આશીર્વાદરૂપ બની જશે. વૃદ્ધાવસ્થાનાં અનિચ્છનીય તત્ત્વોને જો બાજુએ મૂકી દઈ શકાય તો ખરેખર માનવની વિકસિતતાની અને સમજશીલતાની એ અવસ્થા છે. અને તેથી બિનઅનુભવી જુવાની કરતાં અનુભવયુક્ત વૃદ્ધત્વ જરૂર વધારે પસંદ કરવા જેવી અવસ્થા બની જાય એવો સંભવ છે.

---

સમાપ્ત